મુંબઈની માનવંત હાઈકોર્ટના નામદાર જડજની વાણીમાં
વિખ્યાત પામેલી, વિક્ટોરિયા નાટક મંડળીની રંગભુમિ
ઉપર હિન્દના ચોમેર ભાગમાં પસંદ થયલી

---

દેલવાડાકર (સચિત્ર) નવલકથા.

# ચંદ્ર-કળા

અથવા

## ચડતી પડતીનો ચમકારો.

---

લખનાર:-

ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.

---

આવૃત્તિ ચોથી :: (કુલ પ્રત—૪૦૦૦)

---

આ પુસ્તક મુંબઈ-કોટ, હોળીચકલામાં "પ્રભુદાસ" પ્રીન્ટીંગ
પ્રેસમાં ઠક્કર પ્રભુદાસ વાલજીએ છાપ્યું છે; અને
ગોપાલજી કલ્યાણજી દેલવાડાકરે મુંબઈ, ગીરગામ
નં. ૪-માણેક બીલ્ડીંગમાંથી પ્રસિદ્ધ કર્યું છે.



કિંમત ૪-૫૦

# અવિકલ્પી-કલ્પના.



**"મુબઇની માનવંત હાઇકોર્ટના બેંચ પર 'ન્યાયી હક' માટે "ચંદ્રકળા" ના "વારસે હકદાર" તરીકે દાવો.**

---

સરસ્વતી ફીલ્મ કું૦ એ, **'મુંબઇની-મોહિની'** નામનું પ્રોડકશન કરેલું, તે પહેલાં **'મેજેસ્ટીક સીનેમાં** કું૦ ના માલીકોને **'ચંદ્રકળા'** પ્રોડકશન માટે 'સીનારીઓ' તથા નોવેલ, અને નાટકની સાર સહિત ગાયન બુક આપી હતી. કાળવશે તેમાં ફેરબદલી થઇ, અને તે માંહેના ગૃહસ્થોએ **'ચંદ્રકળા'** ઉપરથી નવી ફીલ્મ ઉત્પન્ન કરી; જે માંહેનો કેટલોક ભાગ, પાત્ર જેવાં પાત્રો, પ્રસંગો, અને કેટલાક વાકયો પણ લીધાં. જે ઉપરથી આ સંબંધી Copy Right ના ભંગ માટે, હાઇકોર્ટમાં દાવો થયો. ન્યાયમૂર્તિના વિચારોમાં એવું લાગ્યું કે સીનેમા જોનારા કદાચ એમ તો નજ કહી શકશે, કે કેવળ આ વિષય **'ચંદ્રકળા'** ખદ [illegible] ણુ એટલી વાતતો ખરી, **'મુંબઈની-મો[illegible] ી ઉપજાવેલી વસ્તુ તો છે!"**



ન્યાયના ગુણ-[illegible] તરફ નસીબ દેવીનો કાંટો ક્યાં નમી જાય, અને મેળવવાનું શું? આ વિચારો પર પાર્ટીના કૌંસીલે પરસ્પરની સમજુતીએ કેસ પતાવી દીધો.

**"આવ-જાવ ઘર તુમ્હેરા—ગાંઠકી ખીચડી કામ હમેરા!"**

પણ એથી હવે થવા શું માંડ્યું છે, કે ખા કરીને ચોકસ થીઅમ કું૦ એ તો બેધડક બેપરવા, આબરૂ કે મોહ્ની દરકાર કર્યા વિના, (વગર પૈસે) વેચાતી લીધેલી સ્ટોરીઓ અને વાંચવાંયે લીધેલી વાર્તા માંહ્યથી જાહેર મનાને પણ પોતાની ગણી તેનાં **'શીરનામે'** ઉપાડી લેવાને ડરતી નથી. જે **'પ્રીન્સેસ-બેરીસ્ટર'** અને **'ઘર-ઘેલી વનિતા'** નાં અમારાં બે નોવેલોનાં નામો જાહેરમાં પોતાનાં પ્રોડક્શન તરીકે મુકી દીધાં! એ પણ ખુબી!!

"દમડીનો લાભ નહિ, ખરચનો સુમાર નહિ!" સો-પચાસ રૂપિયાની નામની આશાએ, એ ભિક્ષાવૃત્તિ આદરે, ત્યારે શાહુ દાન ધરો, તેની ટાંગો ઊંચકાય તેવું કરે. બે ચાર હજારનાં મોં ન જોવાય, તે હાયકોર્ટના બેંચપર લડત ક્યાંથી કરે? અંતે નિસાસાનો ભાગ આપીને સંતોષ માને! **ચયગેહી કરતે રહો બચ્ચા! ભગવાન તુમ્હેરા ભલા કરે!!** આમાંથી નાટકોનાં શાહુ-વેપારીઓ પણ રદ બાતલ નથી! તેનો પણ અનુભવ છે! વાર્તા લાંબી છે, પણ મોટસેથાજ વિરમીશું: અને હીન્દની નાટક કું૦ઓને તથા માતમા કું૦ ઓને વિનવીશું, કે ગરીબ લેખકોનાં હૃદયની કળકળતી આંતરડી બાળવાને લાભ મેળવવા કરતાં, બુધવારના દીને ધનીકને સ્વાગતે, પણ આ ગરીબ **'હકદારના'** હક લુટીને બન્ને લવ બગાડશો નહિ!

**લેખક,**

(જુનાગની ૧૯૮૪)

# આવૃત્તિ ચોથી.



'ચંદ્રકળા' માં "ચડતી-પડતીના ચમકારા" એ બહુ રંગ જોયા. ઈ. સ. ૧૯૦૪ માં સાંજ વર્તમાન પત્રમાં પ્રસિદ્ધ થવા સાથે પુસ્તક પણ છપાયું; પણ ત્યાં ચંદ્રકળાનો 'વીલ' કેસ વચ્ચે આવ્યાથી, બુકો અટકી; એટલે ઇ. સ. ૧૯૦૮ માં આ પહેલી આવૃત્તિ બીજી બની, અને બીજી આવૃત્તિ પ્રકટી તે પહેલી ખપી ગઇ; તે પછી ઇ. સ. ૧૯૧૮ માં મિ. બાલીવાલાએ 'વિકટોરિયા નાટક મંડળીમાં' ભજવવા માટે અમારી કને આ પ્રયોગ લખાવ્યો, ને તેજ અરસામાં ત્રીજી આવૃત્તિ થઈ; ઇશ્વર કૃપાએ 'સરસ્વતી શીલ્મ કું૦' એ, એવી તક લીધી, કે બાકીની નકલો પુર્ણ થતાં હાલ 'ચોથી આવૃત્તિ' પ્રકટી છે. ફક્ત અમારા પ્રયત્નોના ચાહકો, અમારા હકના ગુણ દોષનો અનાદર કરીને આડકતરી રીતે નુકસાન કરે છે, પણ ન્યાય અમને શીઘ્રેજ લાભ આપે છે!—એજ અમારો સંતોષ છે.—

| | |
|---|---|
| પ્રથમા વૃત્તિ-૧૯૦૪ | તૃતિયા વૃત્તિ-૧૯૧૮ |
| દ્વીતિયા ,, -૧૯૦૮ | ચતુર્થા ,, -૧૯૨૮ |



ગ્રંથાર્પણ—

અખંડ સૌ. સ્વ. ઉત્તમલક્ષ્મી (ગો. કે. દેલવાડાકર.)



કન્યાવિક્રય" નિષેધક પિતાની આશિર્વાદીય સુંદરીને આ કથા ભેટ (લેખક)

'હેલ્લવા ડાકર' વાર્તા-માળા નં૦ ૧૫.

# ચંદ્ર-કળા

અથવા

## ચડતી પડતીના ચમકારા !

રૂડી રૂપેરી 'ચંદની' ખિલી રહી પુનેમની,
પ્રકાશી 'અર્ધ' માસ આથમી જવાની નેમથી;
સદાય જીંદગી સુખી જશે ન ધારવી કંઇ,
સલી-બુરી દશા ફરે અરે જગે અહીં તહીં-

* * * *

"નહિ કર્મની કથા" કદાપિ વ્યર્થ જનારી,
પતંગ રંગની પેઠે પલકમાં ફરનારી-
દશાની દડી ચડી ચડી ઘડી ઘડી પડે;
દશાનું ફૂલ ખુબ ખિલીને ઝટ ખરી પડે-
દોલત અને દમામનો ગુમાન નકામો;
જાદુથી જયાદા છે ખરે દશાના દમામો."

"વીણા."

"સાંઈ અવસરકે પડે, કોન સહે દુઃખ દ્વંદ્વ,
જાય બિકાને ડોમ ઘર, વે રાજા હરિચંદ—
વે રાજા હરિચંદ, કરૈ મરઘટ રખવારી,
ફિરે તપસ્વી વેષ, ધરી અર્જુન શરધારી—
કહે ગિરિધર કવિરાય, બનાઈ ભીમ રસોઇ,
કોન કરે ઘટી કામ, પરે અવસરકે સાંઈ!

———:o:———

## દિગ્દર્શન. !

———:o:———

"સચ્ચેકી યહાં હાર હય, જુટા પાવે જીત,
સતવંતા કો શોક હો, જગકી આયસી રીત.
નેકી દુઃખ હય, પાપ સુખ, સાચ ન પાવે ચયન,
કલજુગમેં હય ચયનસેં, એ ધર્મી દીન રયન!"

\+ × ÷ +

"અજબ જમાનો નવીન નજરમાં આજ કાલ હેરતો,
સસલાને કીચડમાં દાબી હાથી કચડતો—
ક્રોડપતી કંગાળો કેરી થાપણ ઓળવતો,
દરબારે દોરી વગસગથી બહુ બહુ રે નડતો;
ગુલાબને દાબે છે જો જો હજારીયો ગોટો,
ધર્મીને ઘેર ધાડ અને વાગે ચાપી સોટો—
સાચ કસ્તુરી વાસ સમજનારાનો છે તોટો,
અન્યાયી ગાદી તકીઓ, લહે ન્યાયી દોરી લોટો."

"ઉમા"

"દુનિયામેં છલ ફરેબકે લાખોંહી ખેલ ખેલે,
મક્રો દગા સીતમસે દીયે સયઁકરોંકો રેલે,
લાખો કરાયે ખુન ઉજાડે હજાર મેલે,
આખિર નતીજા પાયા કે સદમેં ભી મુફત ઝેલે,
ઓર કુચ્છ હાથ ન આયા મીલે ખાકમેં અકેલે.

÷ ÷ + ÷ ÷

ચડતી પડતી જગતમાં ઉદય–અસતનો વાદ;
ક્યાં રાજા રઘુરામજી, ક્યાં ક્યાં વનની વાટ !

આ કુટિલ સંસારમાં ધન, ધરા અને તરૂણી જેવી લલચાવનારી વસ્તુ બીજી કોઈ નથી; મુની અને સતીનું મન ચળાવી શકવાને તે સમર્થ છે. રાજા અને શાહુકારની બુધ્ધી ભ્રષ્ટ કરવાને તે બળવંત છે.

"સચ્ચેકો જૂઠા કરદે, ઝુટેકો સચ્ચા કર સકતા હય;
જો કુચ્છ કરના ચાહેસો દુનિયામાં પયસા કર સકતા હય !

... ... ... ...

"બશર કયા કયા ગજબ કરતે હયઁ થોરી જી-દગાની પર,
હવાકા કિલ્આ બનવાતે હયઁ અહલે હિર્સ પાની પર;
મગર અંજામ દેખા તો મુહબ્બિસ લા—ઉબાલીથે,
સિકંદર ગયા જબ દુનિયાસેં દોનો હાથ ખાલીથે !"

... ... ... ...

સુદામાજી અને શ્રીકૃષ્ણની મિત્રતા એ તે ખરી; ચાંપરાજ અને મહાડસિંહનો સ્નેહ તે સ્નેહ, કે જે આપદકાળે ગરદન દેવા તૈયાર થાય; આજના મતલબી અને મુર્ખ મિત્રોને ભરંસે, પોતાની

પતિવ્રતા પત્નિ નિર્દોષ બાળક, અને સકમાઇનું ધન મુકી જતાં થોડાંજ પરલોકવાસી પુતળાંઓ, વૈકુંઠમાં રહીને પણ મિત્રના સ્નેહની શાન્તિ પામ્યા હશે! જે કોઇ મિત્ર જીવતાં સંતોષ નથી પામતા, તે મુવા પછી શું પામે! સ્નેહીઓના વિશ્વાસ ઉપર 'મોન્ટિક્રીસ્ટો' જેવા મહાત્માના મનનુંજ તોલન થઈ શકે! પોતાનો મિત્ર, પોતાની પાછળ મુકી ગયલી મતા, સાચા મિત્રના રક્ષણ તળે મુકયા પછી તેઓ શાન્તિ પામવાના અનેક દાખલા જોયા છે, પણ એ દાખલામાં, મિત્રોએ વફાદારી કરવા કરતાં બેવફાઇ, ને બેવકુફાઇ બહુ કરેલી છે, તેના દાખલાઓ પણ ઘણા જોવામાં આવે છે. મિત્રોનું ધન પચાવી પડવું, અને તેની નાજુક તથા જુવાન સ્ત્રીના પતિવૃતનો ભંગ કરવા યત્ન કરવો, આ તેમનો ધર્મ હોય! એવું માલમ પડે છે. જગતમાં કર્મના ફળ જોકે અહીંનાં અહીંજ છે, તો પણ લોભને વશ થયલાં પ્રાણીઓ કદી પણ એવા પાતકોથી ડરતા નથી–કવિ કહે છે કે.

"જે કરશે તે ભરશે, કોઈ શું કહેશે;
બાવળ વાવીને આમ્રસ્વાદ કયમ લ્હેશે–
કેસુડે વાસ ન મળશે,
નહિ કેતકી કદીએ ફળશે;
જે વાવે તેવું લણશે, કરણી–સરખાં ફળ દેશે–
કોવચ સંગતથી રંગત શું રહેશે?
ચંદન ખંડનથી ગંધ અખંડ વહેશે!
મદ મધપુડે જે વળશે, મધ, ભાગ્ય હશે તો મળશે,
પણ ચટકો તો નવ ટળશે, આ દેશે પરદેશે!"–

"ઉદય"

## સ્વપ્નું.

"રાત યહ સપના મયને બદ, અય પ્યારે આજ દેખા !
રાજ નારાજ દેખા–તાજ મહુતાજ દેખા–"

મધ્યરાત વીતિ જવા આવી હતી. પ્રભાતના પ્રહરની લ્હેરીયો ફેરવા લાગી હતી. રાત્રીના ત્રણ વાગ્યા હતા. એ સમયે એક શ્રીમંત શેઠને સ્વપ્નું આવ્યું ! અંતઃકરણમાં કાળાં કામનો ડંખ તો તાજો ને તાજોજ હતો; પણ હજી તેના પુન્યનો થર બાકી હતો–કસાઈ જેમ ઘાતકી કામ કરીને પૈસાના મદમાં છકી, મદિરામાં મસ્ત બનીને, પાપ–પુન્યનો કશો વિચાર કરતો નથી; અને તેને જેમ તરત વેળા ક્રૂર કર્મનું ફળ દેખાતું નથી, તેમ અજ્ઞાનીઓને પણ પુન્ય પરવાર્યા વિના તેના કર્મનાં ફળ નજરે પડતાં નથી. જગત તેનાં બુરા કર્મોમાં સમાયલો વૈભવ જોઇને બકે છે કે, આ "દુરાચારી અથવા ઘાતકીને ત્યાં આ સાહ્યબી ! આ વૈભવ !" પણ તેઓ ભૂલી જાય છે, કે ક્ષણપ્રાણના છાણના કીડા કદી પણ વધારે જીવતાજ નથી; પતંગીયાંનું તેજ અંધારી રાતમાંજ ઝળકતું લાગે છે !–

દુનિયાંની કહેવત છે, કે પૈસાદારો થોડાકજ એવા હશે, કે જે "ટીપે ટીપે સરોવર ભરાય; અને કાંકરે કાંકરે પાજ બંધાય." તેમ, મુઠીભરની મુઠી વડે લખપતી થયા હશે ! જ્યાં સુધી લક્ષ્મીદેવી પ્રસન્ન ના થાય, જ્યાં સુધી આજુબાજુના ન્હાળાંનું પાણી એકઠું થઈને તળાવમાં ભરાય નહિ, ત્યાં સુધી તે છલકાય નહિ ! કળિના શેઠીઆઓ ભરતખંડની પડતીના સમયમાં, કેવળ નીતિ ને નેક સાચવી, રંકને રંજાડયા વિનાજ ધન ઉપાર્જન કરે, કે વ્યય કરે, એ થોડાજ પુન્યશાળીના ભાગ્યમાં સહાયશ સરજેલો હશે. અનેક

ધનવંતો પારકાની થાપણ ઓળવીને, દિવાળીપર દિવાળાં કહાડીને, તાગડધિન્ના કરતા જોયા છે! ધંધામાં વિશ્વાસઘાત, પ્રપંચ અને હડહડતા સોગન ખાઇને, બીજાનો ભરૂંસો છીનવી ધન મેળવે છે, એવા કેટલાક ધનવંતો માંહેનો આ એક શેઠીયો હતો; કે જેને દિવસે નિરાંત ન્હોતી; રાત્રે પુરી ઉંઘ ન્હોતી! કંઈક ધનના રક્ષણની ચિન્તા હતી; અને કંઈક સ્ત્રી–બાળકના સંતાપની ચિન્તા હતી! કહ્યું છે કે,

"કરણી તો જેવી કીધેલી હશે,
દશા તેવી થશે–
કાંટાનો વાવનાર ના ગુલાબ પામશે!–
વિશ્વમાં, પુન્યે સુખી, પાપે દુ:ખી, પ્રભુજી રાખશે;
જગતમાં નીતિ ને નેક, હીરાની રેખ, ઝળક જાગશે–
સાચને ન આંચ રે કદી લગાર લાગનાર,
ન્યાય ને નીતિનું રત્ન છે સદા પ્રકાશનાર;
અધર્મ ને અન્યાયી ધન, ચાંદણું છે દીન ચાર,
માનો યા ન માનો તોય, ન્યાયનો વિજય થનાર–"

**"ઉમા"**

*　　*　　*　　*

જે રીતે પારકાનું ધન ઓળવ્યું હશે, જે પ્રકારે રંક રંજાડયા હશે, જે રીતે ચળકતો વૈભવ ભોગવવા હકદારના હ દુખાવ્યા હશે, જે રીતે સ્ત્રી પુરૂષનો વિયોગ પડાવ્યો હશે, અ જે રીતે નિર્દોષ બાળકોના ભાગ્યમાંથી તેના માબાપનો વારર ખુંચી લઇને તેને નિરાધાર બનાવ્યાં હશે, તે પાપ આડું આવશે અને તેજ કર્મ વડે તેનો આત્મા સાક્ષીભુત થઇને, જીવડા પસ્તાવો કરાવી તરફડીયાં મરાવતો હશે!

મુંબઇનો લખપતી શેઠીયો લક્ષ્મીપ્રસાદ અંતઃકરણના છુપો રોગથી તરફડતો હતો; તેનાં કાળાં-ધોળાં કર્મની કથા તો હવે પછી તેની નજરે પડશે; તેની કરણીનાં ફળ તો આ ભવમાંજ તેની સામે ઉભા રહેશે; પણ આ ટાંણે તો તેને સ્વપ્નદ્વારા સુચના થઈ–

"કળિના દરબારમાંથી વોરંટ લઇને બે કાળા સિપાઇઓ સાથે એક ગોરો અમલદાર આવ્યો. લખપતી શેઠીયાને કબજે કર્યો; તેની તિજોરી જપ્ત કરી; અને તેનાં કુલ્લે દસ્તાવેજો તથા દફતરો સ્વાધીન લીધાં!"

જે ગૃહસ્થ, નામદાર ગવ્હર્નરની હ્વેલીમાં ખનગી એન્ટ્રીનું માન ધરાવતો હતો; જે ધનવંત, મુંબઇની મ્યુનિસીપાલીટીમાં કોરપોરેટરનો સરકારી દરજ્જો, તથા જે. પી. નો ખેતાબ લટકાવતો હતો; જે માણસ ઇન્ડીયાના ચોમેર ભાગમાં, તથા અપર ઇન્ડીયાની બેંકોમાં ઇન્ડીયન શરાફનું નામ રાખતો હતો; તે શેઠીઓ એક ઘડીના છઠ્ઠા ભાગમાં હરિશ્ચંદ્ર રાજા કરતાંયે હલકા દરજ્જાએ, ઝળકતી સાહ્યબીના આસનપરથી ગબડી પડયો! બે ઘોડાની ગાડીને બદલે બે સિપાઇની વચ્ચમાં, બેડી વિના, પણ સત્તાની બેડીથી ઝકડાયલો શાહુકાર જાણે તુરંગના દર્શન કરવા ચાલ્યો!"

અફસોસ!–આ ધનવંત શેઠીયાને આ અકાળ સ્વપ્નું થયું; તે જાગૃત થઈ ગયો. ચોમેર જોયું, તો સર્વ આળ-પંપાળ લાગ્યું. કોઈ દહાડો નહિ, અને આજે આ દુઃખદાયક પરિણામનું સ્વપ્નું શા માટે આવ્યું હશે?

એક વચની અને ટેકી રાજા હરિશ્ચંદ્ર ઉપર કેવળ 'પાડા લડે, ને ઝાડનો ક્ષય' તેવી રીતે વિના દોષે આફત આવી; અને

રાજપાટ હરાઈ ગયું; પોતે ઢેડને ત્યાં વેચાયો; રાણી તથા કુંવર એક વિપ્રની સેવા કરવા રહ્યાં; તો પછી બુરાં કર્મ કરનાર શેઠીયાને આ ભવિષ્યે-સૂચન થાય, તેમાં નવાઈ શી હતી !

મુંબઈ નગરીના આ માનવંત નાગરિકનો સિતારો બુલંદ હતો-તેનું નામ ધોળું હતું, પણ કામ કાળાં હતાં-તે સાદી નજરે શાહુકાર કહેવાતો-પણ ધોળે દહાડે ધાડ પાડનારો ચીનનો શાહુકાર-અને દીલ્હીનો ઠગ હતો-એની કર્મ કથા બહુ લાંબી છે; આજે તેની સાહ્યબી સાતમે આસમાને ચઢેલી છે; એટલે દાવાનળનો અગ્નિ લીલું-સુકું કુકર્મ ભસ્મ કરવા લાગ્યો છે; કેમકે પુન્યનો થર આડો છે.

આ શેઠીઓ સ્વપ્નાની વાતપર વિચાર કરવા બેઠો. અંતે એ વાત હસી કહાડી ! સ્વપ્નાં જો સાચાં પડતાં હોય, તો સ્વપ્નામાં રાજ મળે છે, પણ તો જન્મ સુધી ભિખારી રહીને પગ-ઘસતા ખાપણ વિના મરી જાય છે ! છટ્ ! શેઠને સ્વપ્ન સંભ્રમ ગમ્યો નહિ; અને વિચાર-વમળમાં અથડાતો નિદ્રાવશ થઇ ગયો-સૂર્યોદય-પ્રભાત તો થવા આવ્યું; પણ શેઠના ભાગ્યનો અસ્ત થવા લાગ્યો ! ! ભાગ્ય-ચંદ્ર પર આફતની વાંદળી ઢંકાવા લાગી ! પાપનાં નગારાં વાગવા લાગ્યાં ! કોનું રહ્યું, ને કોનું રહેશે ?

" જ્યરંગ લાખ ગર્દિશે ચર્ખે કોહનમેં હયેં !
કાતિલ થે જો વહ આજ કજાકે દહનમેં હયેં !
તારે જો કલ ચમકતે થે અબ વો ગહનમેં હયેં !
થા જીનકો અયશ, આજ વ્હો રંજે મહનમેં હયેં !
દુનિયોંકે ઈન્કિલાબમેં સબ આયેંગે જરૂર !
જો ફૂલ ખિલે રહે હયેં વ્હો કુમલાયેંગે જરૂર !

મુહંમદ અનેકે સિકંદર કિધર ગયા ?
જેકઆલમ ઝહો ગુરૂર ભરા સર કિધર ગયા ?
દારાકા જમશેદકા ખજાના વ લશ્કર કિધર ગયા ?
કારૂન મરકે દૌલતો જરપર કિધર ગયા ?
શદ્દાદને બહીસ્ત બનાઇ તો ક્યા કિયા ?
ફિરઔનને ખુદાઇ જતાઇ તો ક્યા કિયા ? "

* * * *

" નહીં જો ઉનકી રહી હુકુમત જો સારી દુનિયાપેં હુકમરાં થે,
મિલે વહ સબ ખાકમેં સરાસર જો નામવર થકે જહાં થે,
બને જો ખાકમેં નિહા થે, હુવે વહ મીટ્ટીમેં મીલકે મીટ્ટી ખજાને જો
કિધર ગયે વહી શખ્સ, બહુત વહ મગરૂરો પહેલવાં થે.

* * * *

" રહે ન જબ નામવર સલાતી, તો કબ હુકુમત તેરી રહેગી ?
ખજાને જબ ખાકમેં મિલે સબ, તો કબ યહ દૌલત તેરી રહેગી ?
જો હય જમાનેકી યુંહિ આદત તો ફિર તુંભી નહિ રહેગા ?
તલબ તુ કરતા હય કિસ લિયે જર ? ખજાનાભી તો યહીં રહેગા ? "

**તાલીબ** "

" રહી નતિ રહેગી નહિ ધનધામ હિન રંગ;
હસ્તિકાં સચ્છર હણે, ક્યા ઉમેદ કર જંગ !
ચંદ દીનકા જીવતેહ જયસે સ્વપ્ન વિલાસ,
તાપર બાગ લગાયકે, ફલ ચાખનકી આસ " !

———.o:———

# પ્રકરણ પહેલું.

—:o:—

## ચડતી પડતીનો ચમકારો !

" જબ્બેઆદમીકે હાલપર આતી હય મુફલસી,
દીલસે હયા વ શર્મ ઉરાતી હય મુફલસી;
અંજામ કાર ભીક સંગાતી હય મુફલસી ! "

ધનવંત-ભુવનમાં અગર-ચન્દનના અત્તરોના પરાગ બહેકી રહેલા હોય, મીઠો મંદ મંદ પવન લ્હેકી રહેલો હોય, ભુવન-પતિના ગાલપર ગુલાબી લાલી ચમકી રહી હોય, સેવકજનો ખમા-ખમાં કરી રહેલા હોય, મખમલની શય્યાપર કુસુમની ચાદર પથરાએલી હોય, સુર્યદેવ પોતે એ ભાગ્યશાળીઓની ઝાંખી કરવામાં પુન્ય માનતો હોય, એવાં ભગવત કૃપામાં ઉછરતાં સુખી પ્રાણીઓને નિર્ધનતાની શી ખબર હોય ! જેનાં ઘોડાં સુખી, જેનાં કુતરાં સુખી, અને જેનાં ભોંયપર પડેલાં બિછાનાંએ સુખી હોય છે; કેમકે સેવકજનો તેમની પુરતી સંભાળ રાખવાને તત્પર રહે છે; તો પછી ગરીબ બિચારાં રંકની અવસ્થાનો, મુસીબતનો, દિવસ રાતના નિસાસાનો, અહોકાળની ચિન્તાનો ખ્યાલ ક્યાંથી આવે ?

ધનવંત કંઇ જન્મતાં સાથેજ ધનનો ગાંસડો ઉપાડીને તો લાવતો નથી પણ તેનાં પૂર્વ કર્મ પ્રથમથીજ પોટલું તૈયાર કરી રાખે છે. ધનીકને ત્યાં સંતતિની ખોટ હોય છે, એટલે સદ્‌ભાગ્યે પુત્ર પ્રાપ્તિ થતાં કે છત્રપર છત્ર આપવામાં આવે છે; પણ એ છોકરા ઘરાણું લેવાજ આવ્યા હોય છે ! એકનું દુઃખ, તે બીજાનું સુખ ! રંકની મહેનત વડે ઉપાર્જન થતું દ્રવ્ય, તે ભાગ્યશાળી ભોગવે !

કીડિ સંચરે ને તેતર ખાય ! અકરમી ઉપજાવી દે, સકરમી ભોગવી લે ! એ રીતે જગત મોહમાં અંજાયલું છે. આબરૂ અને ભપકામાં ભારે થઈ પડેલા શાહુકારોને ત્યાં અનેક ગરીબોની થાપણ પડી રહેલી હોય છે; ને તે થાપણ શાહુકારોને ભોગવવા માટેજ નિર્માણ્ય થયેલી હોય છે ભગવત ભરૂંસે મુકેલાં નાણાં, તક જોઈને હોઇયાં કરનારા, ધોળે દહાડે ધાડ પાડનારા, શાહુકાર ચોર, ઠગારાના ઠગારા ને ધૂતારાના ધૂતારા ધનવાનો ગાડી ઘોડા અને વાડી બંગલામાં મોજ–મજાહ માણે છે; તે ખરે ઇશ્વરને ત્યાંથી ચેક યા હુંડી લઈનેજ અવતર્યા હોય, ને તે રાંકને ઘેરજ સ્વિકારાતી હોય, એવો દોરંગી દુનિયાનો રંગ દેખાય છે. પારકે પૈસે પૈસાદાર, પારકે દીકરે દીકરાવાળા, અને પારકાંને જતી કરીને પોતે સિદ્ધ થનારા અનેક ધનવાનો આપણી નજર આગળ પાણીના પરપોટા પેઠે ફુલતા ને ફુટતા જણાય છે ! દિવાળું, એ તેના વૈભવનો તપતો સિતારો હોય છે ! રંકનું શિર છેદન કરવું, એ તેનો ધર્મ–જાપ હોય છે ! કોઇ મહાપુન્યશાળી કે ભાગ્યશાળી હશે, કે જેણે આખું જીવન નિષ્કલંક કહાડયું હશે ! જેના શીર પર પરધન ઓળવવાનો, કે પિતાના પૈસાપર તાગડધિન્ના નહિ કરવાનો અપવાદ આવ્યો હશે ! સોએ નવાણું ટકા આ પટપર, પરધનના પવનમાં ઉડતા દેખાય છે; અને તે માંહેનો એક આ વાર્તાનો પિતા લક્ષ્મીપ્રસાદ નાણાવટી છે, કે જે ચડતી પડતીના ચમકારામાં મધ્યાન્હના સૂર્ય પેઠે ભાગ્ય--કીરણને ચમકાવે છે ! !

* * * *

" હવસકા દામ હય, ઇમાનકા બાજાર હય પયસા,
રગે સથો બિરદરકે વાસ્તે તલવાર હય પયસા,
ખુશામદ હય, ગરજ હય, દુશ્મનકી હય, પ્યાર હય પયસા,
ખુદાકોભી ભુલાદે, વોહ ખુદાઈ ખ્વાર હય પયસા.

પ્રભાતના પ્હોરમાં જ્યારે નવરંગી કુસુમો તાજી કળીઓમાંથી પ્રસારતાં હોય છે; મધુર પંખિઓ કલ્લોલ કરતાં ચારો લેવાને ઉદ્યોગી તથા આતુર બનેલાં હોય છે; અને ધનવંતો આરામ નિદ્રા લઇને દંત-ધાવન કરી દુધ-પુરીની રાહ જોતા હોય છે, ત્યારે બિચારા રંકજનો બપોરનું ભોજન મેળવવાની ચિન્તામાં ગિરફતાર જણાય છે !

લક્ષ્મીપ્રસાદ નાણાવટી પ્રભાતમાં પલંગ-પથારીપરથી ઉઠીને ભુવનની બારી કને આવતાંજ પેલા વાર્તાના રંક નાયક સવિતાપ્રસાદની મુર્તિ તેની નજરે પડી ! ઉભયની દૃષ્ટિ એક થઇ; અને વહેમી લક્ષ્મીપ્રસાદને ખાટો હોડકાર આવ્યો ! આજનો દિવસ ઉત્પાતીયો જવાનો' એટલુંજ મનમાં બડબડયો. મોં બગાડયું; અને પાછો અંદર જઇને પલંગપર પડયો. માથે શાલ ઓઢીને ઘડીભર સુતો; ને ફરીને શ્રીનાથજીની છબીનાં દર્શન કરીને નીચે ચોકમાં આવ્યો. સેવકોએ દાતણ, મંજન, અને ગરમ જળ તૈયાર રાખેલું હતું, તેનો ઉપયોગ કરવા બેઠો; એવામાં ટેલીફોનની ઘંટીનો અવાજ થયો. રામો ધાટી ઘંટીની પેટી કને દોડી ગયો, ને કાનમાં ભુંગળું ધરીને ઉભો. ઘંટી ફરીને વાગી. રામે તે દ્વારા નિશાની કરી. રામાએ 'હેલાવ !' શબ્દ માત્ર યાદ રાખલા હતા. સામેથી પુછ્યું. I want No. * * * રામો સમજ્યો નહિ. ફરી પુછ્યું. તુમેરા નંબર કયા ? પ્રત્યુતર આપ્યો; તુમેરા નંબર કયા ? રામાએ ઉપલો નંબર કહયો. 'શેઠ હય ?' સામેથી પુછ્યું. રામે જવાબ દીધો. "શેઠકું બોલો કે ટ્રાન્સવાલ જોહાનસબર્ગમેં હીરાકી ખાણકા બડા કન્ટ્રાકટ જોહાન સાબકું મીલા હય ! કોટનકા બોઝ્નેસ પોસ્ટપોન્ડ રખનેકું મંગતા હય. કોટનખરીદ મત કરનાં !

ઓફીસમે મીલના! સલામ!" રામાએ આ સ્નાનના સમાચાર શેઠને સંભળાવ્યા. લક્ષ્મીપ્રસાદ સમજીને સ્થિર થઈ ગયા! ચમકતા સિતારાપર અભાગ્યની વાદળી છવાઈ ગઈ! વેપારી હતો, એટલે ઠંડા માટલાની પેઠે તરેહવાર કલ્પના કરવા લાગ્યો. સાહેબ લોકો આકળા હોવાનો પોતાના ધંધામાં એકતરફી અનુભવ મળેલો, અને અનેકવાર સમજાવટથી પાછા તે લોકો રાહપર આવી જાય છે, એવો પોતાને ખ્યાલ બેસી ગયલો હોવાથી ઓફીસમાં જઈને બિઝનેસ તાજુ કરી શકાશે, તેમ માની ધિરજ પકડી; પરંતુ તેના અંતઃકરણ પર પડેલા શેરડાથી જે ચલવલ થઈ, તે ટળી નહિ. આ સંકલ્પ ચાલુ હતો, ત્યાં સવિતાપ્રસાદ સામે આવીને બે હાથ જોડી ઉભો—ઘડીભર ઉભો. લક્ષ્મીપ્રસાદ મોં ધોઈને અંદર દુધ પીવા ઉઠયા—સવિતાપ્રસાદ મુર્તિમાન ત્યાંજ આરસપહાણના પૂતળા પેઠેમ શેઠની વાટ જોતો ઉભો રહયો. ભાગ્ય—ચન્દ્રને રાહુએ ઘેરેલો, એટલે લક્ષ્મીપ્રસાદને તેના કપાળનો પ્રકાશ ન લાગ્યો. માત્ર આ રંકને દયાજનક અવસ્થા અને બુરા અવસરમાં તેની પ્રત્યે આ ધન—ભુવનમાં એકજ જીવડો માયાની દષ્ટે જોતો હતો. **સવિતાના સ્નેહથી શોભતી ચંદ્ર—કળા** નામની લક્ષ્મીપ્રસાદની મૃત પ્રિયાની એકની એક આશાધાર વડી પુત્રી, આ રંક બાળકના દયામણા મુખડાને જોતી હતી. ચોકમાં ઉભેલા આ યુવક પ્રત્યે સ્મિત હાસ્યને વ્યંગ વ્યકિત સમશ્યા સ્વરૂપે દર્શાવતી હતી; કેમકે પિતાની મર્યાદાનું બન્ધન તેને સ્વર પ્રકટાવવાને અટકાવતું હતું જરાવારે લક્ષ્મીપ્રસાદ બહાર ચોકમાં આવ્યા, અને ચંદ્ર—કળા ઓફીસના ખંડની બારીમાં ડોકીઉં કરતી ઉભી રહી. શેઠ જાણે કોઈ મોટી આફત કે વિચારમાં મસ્ત હોય, એવો મુખડાનો ચહેરો

બદલી નાખ્યો. ગુસ્સાના આવેશમાં પોતાને કેવો પ્રત્યુત્તર મલશે, એનો ધબકારો સવિતાને થવા લાગ્યો. શેઠ ઓફીસના રૂમમાં ગયા; અને જરા વારે સવિતાને સેવકદ્વારા અંદર બોલાવ્યો સવિતાની આંખમાં જળ-ચસ્માં લાગી રહેલાં હતાં. જીભપર લટકી રહેલો ચીકણો જળ-ભાગ, શબ્દની જોડે બહાર આવવા તલપતો હતો. તે ભુમિ પ્રત્યે મોં રાખીને નીચી નજરે બે હાથ જોડીને ઉભો રહયો. શેઠે હુકમી દોરમાં કહ્યું.

" સવિતાપ્રસાદ ? હાલ હું ઘણીજ રોકાણમાં છું મને વાત કરવા જેટલી ફુરસદ નથી. માટે બીજે વખતે તને બોલાવીશ, તું ફેરો ન ખાતો. "

એટલું કહીને શેઠ ન્યુસપેપર વાંચવા બેઠા.

સવિતાપ્રસાદ ઘડીભર મૌન ઉભો રહયો--છેવટે અંત્તરમાંથી આગનો ઉમળકો, આપદાનો આવેશ ઉભરી નીકળ્યો, ત્યારે બોલ્યો.

"કાકાજી, મ્હારી માતાનો મંદવાડ વધતો જાય છે; અવશાન નજદીક આવતો જાય છે."

"ત્હારી મા ગઈ જહાનમમાં ! એક વાર તને કહી દીધું, કે હમણાં હું રોકાણમાં છું !" શેઠ ગુસ્સામાં ખુરચીપર બેઠા થઇને પગ પછાડી સવિતાને જવાબ દીધો-સવિતાપ્રસાદ રડી પડયો-દડ દડ આંસુ ઢાળતો બાળક શેઠના મોં તરફ જોઈ-રહયો-જરા વારે ધીમે સ્વરે ફરીને સવિતા બોલ્યો.

"ત્યારે હવે મ્હારે શું કરવું?"

"ઠાઠલી લઇને ઘેર ઘેર ભીખ માગવી ! "

"ભલે, તમે કહેશો તો તેમ કરીશ-પણ આ ટાણે તો મને થોડા

રૂપિઆ આપો-મ્હારી માતાજીનો અવશાન સંભાળી લઉં, પછી ગમે તો ન આપશો. અમે બ્હેન-ભાઈ બન્ને ભીખ માગીશું-તમને શોભા લાગશે તેમ-

"કેમ, રે હરામખોર? લવરીને લાંબી કરે છે? ત્હારા બાપનું કંઇ કરજ:—"

"બસ કરો-કાકાજી સાહેબ, બસ કરો-તમારે દેવું હોય તો દેજો; પરંતુ મ્હારા વ્હાલા, મ્હારા મરનાર બાપને કંઇ ન કહેશો." સવિતા વચમાં બોલ્યો—દડતે આંસુડે, અચકાતી જીભે બોલ્યો.

"અરે કોઇ હાજર છે?" શેઠે નોકરને હાંક મારી; ગર્વિષ્ટ ને સ્વાર્થી શેઠીયાને જુની શરમ ન આવી. "શા માટે બોલાવો છો, કાકાજી? કહો તો હું મ્હારી મેળે ચાલ્યો જાઉં!"

"જા-ત્હારૂં કાળું કર-હવેથી ફરીને મો ન દેખાડીશ."

"વારૂ-પણ એક જીવડાના અવશાન સમયે-તેમને છેવટની શાન્તિ આપવા માટે, તવંગર તરીકે દયા કરી શકશો? એક રંક અનાથને છેવટની ક્રીયા કરવા માટે કંઈ દાન કરી શકશો?"

"બિલકુલ નહિ-તું હવે મ્હારી નજરથી દુર થા. જા-જા— એ અવિચારિણી-દુરાચારીણી સ્ત્રીને તેના કર્મનો બદલો મળવોજ જોઇએ." શેઠે ગુસ્સામાં અઘટિત વેણ ઉચ્ચાર્યાં-"કાકાજી! જરા જીભને વારો-મ્હારી નિર્દોષ માતા પર આવું ત્હોમત ન મુકો! અમે બળેલાં મુવેલાંને ન બાળો. લગાર પ્રભુનો ડર રાખો-પિતાથી તો અમે અળગાં થયાં; અને હજી પણ માતાને—

"ચુપ ચાણ્ડાળ? મને કહેનાર તું કોણ?"

શેઠે ઉઠીને સવિતાને ધક્કો માર્યો-ગરીબ છોકરો દરવાજાને

અફળાઇને બહાર ચોકમાં પડી ગયો—શેઠ અંદર પાછા ઇજીચેર ઉપર પડયા—સવિતાપ્રસાદ અશ્રૂપાત કરતો કપાળ પર હાથ મુકીને રસ્તે પડયો. આ કલ્પાંત પેલી મુગ્ધા કુમારીથી જોઇ ન શકાયું. તેનાથી રડી જવાયું.

"આદમીકો આદમી તરસાય પાનીકે લીયે,
યહે સીતમ ઇસિ ચાર દિનકી જીંદગાનીકે લીયે."

પશુ કરતાં પણ કઠોર, કસાઇ કરતાં પણ ઘાતકી, અને રાક્ષસ કરતાં પણ ક્રૂર હૃદયના પિતા પ્રત્યે ચંદ્રકળાને બહુજ તિરસ્કાર પેદા થયો. તે ઘડીભર સવિતાના ગમન તરફ જોઈ રહી. ગરીબ સ્વભાવનો દેખાવડો, અને પ્રેમી સવિતા દરવાજા બહાર ગયો, ત્યાં સુધી તે ટગર ટગર જોઇ રહી. પ્રેમના આવેશમાં દયાની લાગણીથી ચંદ્રકળાનું દીલ દોડયું—અને દોડીને ભેટવાનું મન થયું, પણ પિતાની દ્રષ્ટિ સામે હતી—ભેટવા જવાને પાછળથી જવાનો કોઇ માર્ગ ન્હોતો—આખરે દયાર્દ્ર ચિત્તે દયા કરવા ઉભી—એટલામાં તેની દાયા સેવકી આવી.

અહા! પ્રભુએ એ સેવકીને તરત અહીં મોકલી; રંક સવિતાને સહાય થવાનું નિમિત્ત ચંદ્રકળાને આપવા તેણી આવી—દયાળુ અંત:કરણની ઇચ્છા તૃપ્ત કરવાને આવી.

---

## પ્રકરણ ૨ જું.

---

### દીલ-ઘાટપર દયાનો ઝરો!

"ખરૂં કહેજે સીતા! દુ:ખતાપર ડહામ દેવો, એ સારૂં કહેવાય?" આકળી પડી ગયલી ચંદ્રકળાએ પોતાની દાયાને કહ્યું.

દેલવાડાકર (સચિત્ર) વાર્તામાળા.

# ચંદ્રકળા.



તે ઘડીભર સવિતાના ગમન તરફ જોઇ રહી.

( પૃષ્ટ ૧૬ )

“ના, દુઃખિને દિલાસો દેવો, ને દુઃખતાપર પાટો બાંધી દેવો, એજ દયાળુનું કામ છે, પણ એ તમે કોને માટે કહો છો, ચંદ્ર બહેન ?”

“પેલા વેણીલાલ કાકાના દીકરા સવિતાપ્રસાદ હમણાં બાપાજી કને સહાયતા માટે આવ્યા હતા. બાપાજીએ તેમને ધમકાવી કહાડવા તો કહાડયા, પણ એવું અપમાન કીધું, કે એક રંક ભિખારીને પણ તેમ કોઈ ન કરે ! કોણ જાણે આજે તેઓ શા ગુસ્સામાં હશે! અરેરે, તે બિચારા નિરાશ થઇને કેવા દુઃખાતે દીલે ચાલ્યા ગયા ?” ચંદ્રકળાથી રડી જવાયું.

“ તમને તેમનાપર બહુ દયા આવે છે ?”

“ દુઃખીપર કોને દયા ન આવે ? આપણને એવું દુઃખ વેઠવાનો વખત આવે, તો કેવું લાગે? સઘળું કરીએ, પણ કોઈનું અંતર ન દુભાવીએ! તેમાં પરમેશ્વર રાજી નહિં! ઈશ્વરે ગરીબને લાચાર તો કર્યાં છે, પણ પ્રભુએ ધનવંતોને ધન આપીને એવો ધર્મ સોંપ્યો છે, કે તેમણે ગરીઓને પાળવાં, ઇશ્વર કંઇ કોઇ ધનીકને હાથોહાથ આપી જતો નથી. તેમ ગરીઓ જે લખપતી થાય છે, તેમણું એવીજ રીતે એકમાંથી બીજા વહેળામાં જવા જેવું બને છે, તો પછી પારકાને કેમ દુઃખ દઇએ ? જે પારકાના દુઃખે દુઃખાય નહિ તેનો પરમેશ્વર વેર ન સમજવો. એવા કઠોર જનો બીજે અવતાર શું સારૂં સુખ પામે ?”

“ખરૂં છે, બ્હેન! તમારૂં અંતઃકરણ પ્રભુએ જેવું માયાળુ ઘડયું છે, તેવાં સહુનાં હોય, તો કેવું સારૂં ? ખરેખર ભાનુ કાકી પર મને પણ દયા આવે છે, એમની સાહ્યબી મેં નજરે નજર જોઇ છે. પણ કોઇ દુર્ભાગ્યે વેણી કાકાને કોઇએ એવા ભંભેરી

દીધા, કે ધણી—ધણીયાણી વચ્ચે અંતર પડી ગયો—ને એ ઝુરાપામાં એ બાઇ માંદગીનું બિછાનું સેવતી થઈ!" સીતાએ નિસાસો નાખ્યો.

"સીતા? તું જાણતી તો હઇશ; વેણીકાકાનું ધન ક્યાં ગયું? તે પિતાજીના ધંધામાં ભાગીઆજ હતા. આપણી કને તો મોટી દોલત છે, ને તેના બાળકો ઓશીયાળાં નિર્ધન કેમ હશે?"

"એટલી ઉંડી બાબત હું નથી જાણતી; પરંતુ કંઇક દગલબાજી—!

"હેં! પિતાજીએ દગલબાજી કરી?"

"ના—ના—તે મને ખબર નથી; પણ લોકો તો કહે છે, કે વેણીકાકાએ ખાનગી રૂનો સટો કર્યો; ને તેમાં તે કરજદાર થઇ ગયા હતા."

"ત્યારે પિતાજી તેમના મિત્રનાં બાળકો જાણીને મદદ કરે છે?"

"લોકમાં તો તેવું કહેવાય છે; પછી તો પ્રભુ જાણે."

"હશે—સીતા? આ હાથે કરવું, ને આ હાથે ભરવું—કર ને જો, તે અહીંનું અહીં છે. પિતાજીની બુદ્ધિમાં મેં આજે જે ભ્રમ જોયો, તે પરથી મ્હારી નાજુક અક્કલ તો એમ કહે છે, કે આપણી દશા કદાચ ફરી જશે—ગમે તેમ હો, સીતા? પણ રંકને રંજાડવું તો નહિ; દુઃખિયાની દાઝ ખાવી—કોઇનો રકતનો પૈસો ઓળવવો નહિ. આપણને કેટલાક ભવ જીવવું છે? સર્વને માથે મરણ છે. ધન—ધરા કે ધરૂણી કોઈની થઈ નથી. જે કંઇ ભલું કરશું, તે સાથે આવશે, ને સુવાસ રહી જશે—પરમેશ્વરે બળ આપ્યું હોય, તો તે રંકને છુંદી નાખવા માટે નથી; મને તો સવિતાપ્રસાદપર બહુ દયા આવે છે."

"તમારો તેમનાપર બચપણથીજ પ્રેમ છે." દાસી હસતે ચ્હેરે બોલી.

"હા—પણ કેવળ શુદ્ધ હોં !" ચંદ્રકળા હસી પડી.

"પ્રભુ તમારી આશા પુરી કરે ! પણ રાજાની પુત્રી કંઇ રંકને વરે !" સીના વ્યંગ બોલી.

"સાવિત્રી જેવી રાજકન્યા જંગલમાં વસતા પદભ્રષ્ટ રાજા દ્યુમત્સેનના કુંવર સત્યવાનને ન્હોતી વરી? સુકન્યા એક અંધ મુનીને ન્હોતી વરી? ભાગ્ય કોણ જાણે ક્યાં નિર્માણ થયું હશે? રાયને ત્યાં જન્મ થયો, તેથી રાજસુખ પામવું, એવો નિયમ નથી. પુર્વનું દાન અને પુન્યનો થર હોય, તો તેમ થાય; પણ હવે એ વાત મુકી દઇએ, સીના? કહે તું મ્હારૂં એક કામ કરીશ?"

"શા માટે નહિ કરૂં? હું તમારી મરનાર માતા—એ સોંપેલી એક દાસી છું. કહો, તમારી જે ઇચ્છા હોય તે કહો !"

"સીના? ત્હારી ભાષા મને બહુજ મીઠી લાગે છે, હં ! તું જાતની ઘાટણ છતાં લાંબા સહવાસને લીધે, ત્હારી ભાષા, તું જાણે ગુજરાતી પ્રજામાં જન્મી હોય, તેવી લાગે છે!"

"મરનાર માતાએ મને કેળવી છે. મને ગુજરાતી વાંચતાં—લખતાં આવડયા પછી જ્યારે પ્રથમ પહેલી માએ 'નીલમ અને માણેક' ની વાર્તા વાંચવા આપી, ત્યારથી મને બહુજ સારો સંસ્કાર થઇ ગયો. પણ હવે અસલ વાત કહો—આપ મને શું કામ કહેવા કહેતાં હતાં?"

ગયા છે. બિચારા રડતા રડતા ગયા છે. તેમના આજારી માતા જો તેમને રડતા દેખશે, અને તે અહીંનું અપમાન તેમને કહી દેશે, તથા પૈસા વિના પોતાના બાળકોની આ દશા થાય છે, તેવી માઠી અસર થશે, તો નાહક પ્રાણ જશે, માટે જલદી જા. તું મારી વિશ્વાસુ ને ભલી દાયા છે, તો આ કામ ખાનગી ગણીને કરી આવ. ચાલ હું તને રૂપિઆ આપું."

"ચાલો–હું ઘણી ખુશીથી કરી આવીશ." બંને જણ અંદર આવ્યાં. ચાલતાં ચાલતાં સીતા ફરીને બોલી.

"આહા ! શી તમારી ઉમદા દીલની લાગણી! એક પળ પણ પારકાનું દુ:ખ જોઇ શકતાં નથી. ધન્ય છે, તમારા ઉછરતાં વચનો! મોટાં થયે તમે શું શું મોટાં કામ કરશો ? ખરેખર પુત્રના પગ પારણામાંથી વરતાય; ઉગતાં છોડનુ પાંદડે પારખું, તે ખરી વાત છે."

સીતા દાસીના વખાણ સાંભળતી ચંદ્રકળા પોતાના ઓરડામાં આવી, અને પચાસ રૂપિઆની એક નોટ કહાડી. સીતાને નોટ આપવા જતાં એક કલ્પના ઉત્પન્ન થઇ. એક પત્ર લખી દઇને તે સાથે નોટ મોકલવા ઇચ્છા થઈ. આ પ્રસંગે પત્રના લેખથી માયાળુ મહોબતની છાંટ અસરકારક થઈ પડશે, એમ ધારીને સીતાને કહ્યું.

"સીતા? જરા અંદર જઇને જોઈ આવ તો ખરી ; નવી કાકી કયાં છે?" ચંદાએ, સાવકી માતાના ભયનું બ્હાનું કહાડયું. સીતાએ એ બ્હીક ખરી ગણી; સીતા અંદરના ખંડમાં ગઈ, અને ચંદ્રકળા પોતાના માનીતા મિત્રપર ચીઠી લખવા બેઠી. શીરનામું શું કરવું? એ વિચાર ઘોળાવા લાગ્યો. રાત થોડી ને વેશ ઘણા, એવું થયું. સીતા આવે તેટલામાં તો પત્ર લખી નાખવો જોઈએ.

એક બે વાર છેકાછેક કર્યું, અંતે જે મનને ગમ્યું, તે લખ્યું; અને સીતા આવી, ત્યાં પત્ર બીડીને તેના હાથમાં આપ્યો.

"કેમ, સીતા? ત્યાં કોઈ નથી કની? જો આ ચીઠી છે, ને આ નોટ છે.

એક ગજવામાં ચીઠી મુકજે; ને બીજા ગજવામાં નોટ મુકજે, સંભાળીને આપજે—ચીઠી વાંચી લ્હે, પછી નોટ આપજે, વા વાતને લઇ ન જાય, હો ? સંભાળજે; જો જે, કોઈ જુવે નહિ ! એક તો નવી કાકી મ્હારી તરફ વાઘ્રની નજરે જુએ છે; ને મને પિતાજીની નજરમાં હલકી પાડવાનો લાગ તાકે છે; તેની જાણમાં ન આવે, તે સંભાળજે ! લ્હે; વહેલી જા–વાલકેશ્વર લાંબું તો છે, પણ આ એક રૂપિયો લ્હે–બંગલાની બહાર જઇને થોડે દુરથી વિક્ટોરીયામાં બેસજે–ને સવિતાપ્રસાદને હાથોહાથ, કોઈ ન દેખે તેમ બન્ને આપજે. કાં તો તને તે માર્ગમાંજ મળશે. તું તેને ઓળખે છે તો ખરી કની ?" ચંદ્રકળાએ સીતાને એક રૂપિયો આપતાં કહ્યું.

"હા–તેની ચિન્તા ન કરશો. કદાચ કોઇ સામું મળે, ને પુછે, તો શું બહાનું કહાડું ?" સીતાએ નોટ તથા ચીઠી ચોળીના ગજવામાં મુકતાં કહ્યું. "તે વખતે તને જે યાદ આવે, તે કહેજે, જા." ચંદ્રકળાએ કંપતી ઉભે કહ્યું. સીતા ઉતાવળી ઉતાવળી ચાલી ગઈ–અને ચંદ્રકળા પોતાના ઓરડામાં બેસીને લખવાનો સામાન તથા ડબાટ સંભાળવા લાગી.

# પ્રકરણ ૩ જું.

---

## ગરીબના નશીબ ગરીબ !

"જીસ તનકો ઇત્રો, અમ્બરો ગુલસે બસાતે હયઁ,
કેવરેસે યા ગુલાબસે મલમલ નહાતે હયઁ;
જેવરસે ઔર જામયે જરસે સજાતે હયઁ,
જહમત હજાર તરહકી જીસપર ઉઠાતે હયઁ,
કરકરકે પાક રખતે હય જો તન તપાકમેં,
અફ્સોસ ! યૅક રોજ વ્હો મિલતા હય ખાકમે."

ચંદ્રકળાની દયાળુ લાગણી પણ એ રીતે પરિણામ પામી. સુકુમાર બાળાએ સવિતાપ્રસાદને તેમણે મદદ તો મોકલી, પણ તે માર્ગમાં અટકી. સીતા દાસી હજી બંગલાનાં પગથીયાં ઉતરી, ત્યાં તેને શેઠની ન્હાની છોડીએ અટકાવી. "સીતા ? સીતા ? આમ ઉતાવળી ઉતાવળી કયાં દોડી જાય છે ?" લયલાએ સીતાનો હાથ પકડીને પુછ્યું.

"બ્હેન ? બહેન ? મને જવા દો. મ્હારો ભાઈ બહુજ સીક થઇ ગયો છે. મને રોકશો નહિ" સીતાએ હાથ છોડાવતાં કહ્યું. લયલાએ હઠ કરી.

"અરે પેલું શું !" લયલાએ સીતાના ખીસામાંથી બીડેલો કાગળ ખેંચી લીધો. સીતાએ ઝડપ મારી, ને કાગળ જમીનપર પડી ગયો. સીતા તે પત્ર લેતાં લેતાં બોલી.

ચંદ્ર–કળા પરોપકારનું કાર્ય કરીને અંતઃકરણમાં આનંદ પામતી ઓરડી બહાર નીકળી, ત્યાં તેના પિતા લક્ષ્મીપ્રસાદ મળ્યા–પુત્રીનાં મોં ઉપર લગાર શોક—દુઃખની છાયા ઢળેલી જોઇને શેઠ બોલ્યા.

"બેટા ચંદ્રા ? આજ ત્હારૂં મોં ચડેલું, અને આંખ આંસુથી ભિંજાયલી, જાણે માવઠાના વર્ષાદથી સ્વચ્છ જમીન પિગળેલી હોય; જાણે ઝાકળથી આરસની અગાસી પલળેલી હોય, એમ કેમ લાગે છે ?"

"ના, કંઈ નહિ, પિતાજી !" ચંદ્ર–કળા શરમાળ મુખડે નીચું જોઈને બોલી. આંખમાં ઝળઝળીયાં આવી ગયાં. અંતઃકરણ દયાના ભારથી ઉભરાઈ ગયું. પોતાના પ્રેમીને થયલાં અપમાનની અસરથી તેણીના અંગમાં જે દુઃખ થયું, તેથી તેને તાવ ચડી આવ્યો.

"ના-ના; મ્હારા સમ, સાચું કહે ! આમ આવ." એટલું કહીને શેઠે ચંદ્ર–કળાનો હાથ પકડ્યો; ને ધીમે પગલે ઓરડામાં લઈ ગયો. શેઠનું હ્રદય પિગળ્યું. અંદર જઇને બાપ દીકરી કોચ ઉપર બેઠાં, ને શેઠે પુછ્યું.

"દીકરી ? તને ત્હારી મરનાર મા યાદ આવી કે, ત્હારી નવી કાકીએ કંઈ કડવું વેણ કહ્યું? મ્હારા સમ, સાચું કહે ; આજ તું રડમસ જેવી કેમ દિસે છે, વારૂ ?"

"ના, મને તેવું કશું કંઈ નથી."

"તો પછી ત્હારૂં હસતું મ્હોડું રડેલું કેમ?"

"એ તો મને લગાર એક વાત યાદ આવી !"

"તે વળી શું ! એવી તે કેવી વાત કે રડવું આવ્યું?

“મને એમ યાદ આવ્યું, કે આપણે તદ્દન રંક થઈ ગયાં હોઇએ, અને પરવશ રહેવું પડે, તો કેવું લાગે? કોઇનાં ઓશીયાળાં હોઇએ, અને કોઈ આપણને અપમાન કરે, તો કેવું લાગે?” ચંદ્ર-કળા બોલતાં બોલતાં રડી પડી. ચતુર શેઠીઓ ચેતી ગયો. વાતને ઉડાવા લાગ્યો. દીકરીની પરિક્ષા કરવા લાગ્યો.

“રંકને વળી માન કે અપમાન શું?”

“રંક કંઈ ઈશ્વરને ત્યાંથી અપરાધ કરીને આવ્યાં છે?”

“અસંભવ!” શેઠજી અભિમાનમાં બોલ્યા—

“અફસોસ!” બાળાને મેનાવતીનો નિસાસો પડ્યો!

“એટલે? એવી વિમાસણ કરવી હોય? એ તો નબળા મગજનાં માણસનું કામ છે. નવરાંઓનો ઉદ્યોગ છે. સંસારમાં તાપ—છાંયડી તો ફર્યાજ કરે છે! શું ગરીબ હશે, તે જીંદગી નહિ ગાળતાં હોય? જેને જેવું પ્રભુએ આપ્યું, તેવું તેમણે સંતોષથી સ્વીકારવું જોઇએ. મોટાના મહેલ જોઇને ગરીબે પોતાની ઝુંપડી તોડી નાખવાની ન હોય. સાહ્યબી કંઈ સદાકાળ બેસી રહે છે? આજે રાજા તો કાલે રંક; જેવું ભાવીમાં લખ્યું હોય, તેવું ભોગવવું.” શેઠે ધીરે શબ્દે દીકરીનાં આંસુ લુછ્યાં.

“જેને પ્રભુએ આપણને રંકના રાજા યાને ધનવંત બનાવ્યા હોય, તો તેમના ઉપકાર માનીને આપણે રંકને રંજાડવા કે સતાવવા!

“બ્હેન? ભિખારીની જાત એંટીલી ને હલકા સ્વભાવની ભુખાળવી હોય છે, તેને ગમે તેટલું આપો, તોએ તે ભુખ્યાંને ભુખ્યાં! કુતરાં કોઈ દિવસ ધરાયલાં હોય? પેટ પુરતું ખાધેલું છતાં કોઈ ટાટલો નાંખે, કે દોડે! ભિખારી હાથે કરીનેજ હડધુત થાય છે.

"પુન્યનો થર સાંચવવા—રાવણે ગર્વ કરીને, પોતાનું ભવિષ્ય-નાવ ડુબાડયું, ને અભિમાનથી પુન્યનો ભંડાર નાશ કર્યો, એ આપણો ખજાનો જાળવી રાખવા હું કહું છું, પિતાજી ! હું તો અજ્ઞાત અને નાદાન છું; આપ જેવા લાયક પિતાને ઉપદેશ આપવા સમર્થ નથી; પરંતુ માણસ માત્ર પોતાની ભુલ જોઈ શકતું નથી , અને તેમા ધનવંતોની આંખો આડે આવે છે !"

"આ ઉપદેશથી ત્હારો શો સ્વાર્થ સરશે ?"

"મ્હારા પિતાના કુળનું કલ્યાણ થશે ! સાવિત્રીએ યમરાજા કને પતિનું આયુષ્ય માગ્યું ; તે સાથે પિતાનું કુળ તારવા માટે વરદાન માગ્યું હતું; દીકરીઓ શું પિતાનું શુભ ઇચ્છતી નથી ?"

"વારૂ ; ત્યારે હવે ત્હારી ઈચ્છા પ્રગટ કર ! તને આ પ્રસંગ શા માટે લાવવો પડયો ?"

"એક રંક અને અનાથ આપણા બારણામાં નિસાસો નાખીને ચાલ્યો ગયો."

"કોણ, સવિતાપ્રસાદ માટે તું કહે છે ?"

"હા, પિતાજી ! તેની માતા અવશાનપર છે. તેની હાલત દયામણી છે. અનાથની જે વ્હાર કરે છે, તેની ઓથે પ્રભુ રહે છે."

"બેટા ? એ વાતનો ત્હારે વિચાર ન કરવો. ઈશ્વરે જેને દુઃખ આપ્યું હોય છે, એ તેનાં કર્મથી પ્રાપ્ત થયલાં હોય છે. તેની વચ્ચે આપણે પડવાની જરૂર નથી. જેણે જે કર્યું હોય, તે તેમણે ભોગવવું જોઇએ."

"માણસ માત્રનો ધર્મ છે, કે રંકને સહાય થવું. પશુઓમાં તેવી જ્ઞાનશક્તિ નથી.. માણસમાં પ્રભુએ જે જ્ઞાન, અને બળ

મુકયું છે, તે પોતાનાજ ઉપયોગ માટેજ નહિ, પણ પારકાને મદદ આપવા માટે છે. પ્રભુ જ્યારે પ્રત્યક્ષ કંઈ કરી શકતો નથી; ત્યારે તે આત્મરૂપે માણસના અંતઃકરણમાં છુપો રહેલો છે. અને તે પ્રભુ શુદ્ધ ભાવે પરોપકાર કરવાની પ્રેરણા કરે છે. પુન્યનો થર નાશ થવાથી પાપીઓ પોતાનાં કર્તવ્ય ભુલી જાય છે. અંતઃકરણ પર પાપની વાદળીઓ છવાઈ જવાથી પ્રભુ કર્તવ્યનું જ્ઞાન પ્રકટ થતું નથી, પણ દરેક માણસનું કર્તવ્ય છે, કે તેણે સદાકાળ પરોપકાર કરવો જોઇએ."

"સવિમાની માતા ભાનુમતી જે દર્દ અને દુઃખ ભોગવે છે, તે તેનાં કર્તવ્યનું ફળ છે. તેણે તેના પતિને સુખ આપ્યું નથી."

"તે વાત સાથે આપણને કશો સંબંધ નથી. અંધ—અપંગ અને રકતપાતયાં લોકો પોતાના કર્મથીજ દુઃખી થાય છે; તો પણ ધનવંતોનો ધર્મ છે, કે તેમને માટે દવાશાળા, ધર્મશાળા અને અનાથાશ્રમ બાંધવા—નો તે બંધાય છે."

"પરંતુ રંક અને ભિક્ષુકો કેવા જુઠા, તથા લુચ્ચા હોય છે, અને લોકો કનેથી દયા રૂપે કેવી ઠગાઇ વડે પૈસા કઢાવે છે, તેનો તું સરખી કોમળ બાળાને શો અનુભવ હોય?"

"તે માંહેનો આ એક સવિતાપ્રસાદ છે, પિતાજી?"

"સવિતાપર ત્હારો શુધ્ધ ભાવ છે, એટલે તને દોષ નહિ લાગે —પણ તે એક દુરાચારી સ્ત્રીનો દીકરો છે."

"કાંટામાં ગુલાબ છે, તેથી તે નિંદાય છે, પિતાજી! વિદુરજી દાસી પુત્ર છે; તો પણ તે મહાત્મા તરીકે પૂજાય છે. વાલ્મિક ઋષિ ભીલ છે, પણ મુનિ તરીકે મનાય છે. રત્નો ધુળમાં પડે છે, તેથી શું તે અકિંમતી કહેવાય છે?"

"ત્યારે ત્હારી ઇચ્છા તેને સ્હાય કરવાની છે ?"

"હા; હજારો જાતના પુન્ય કરો; હજારો જાતની સખાવત કરો; ધર્મશાળા ને સદાવ્રત બાંધો; વાવ-કુવા ને અપંગ-શાળા સ્થાપો; પરંતુ ગરજવંતાની ગરજ સારવી, ને આફતકાળે તેને તરત મદદ આપવી, એના જેવી એક પણ સખાવત ઉમદા નથી. જે ધનવંતો કે બળવંતો એવી તક જવા દે છે, તે પોતાના જીવનની શાંતિ માટે, સુખનાં સરોવર બાંધીને પુન્યનું જળ સીંચવાની સારી તક ગુમાવી દે છે. એક ગર્ભશ્રીમંત ઘરની અંદરની પીડા, કે જે પીડા તેઓ બહાર જણાવી શકતાં નથી; એવી નિર્ધનતા વેળા કેટલાક ખરા ધાર્મિક પુરૂષો પોતાને છુપે નામે મદદ કરે છે; તો તમારા દ્વારમાં માગવા આવેલાને મદદ આપવાની તક તમે કેમ વિસરી જાઓ છો, પિતાજી !"

"એ યાચક વામન અવતાર જેવો છે. એ બળિરાજાને ત્યાં યાચવા આવ્યો નહોતો; પણ ત્રણ ડગલાં પૃથ્વી માગીને બળીને પાતાળમાં ચાંપવા આવ્યો હતો !"

"ગમે તો દુશ્મન હોય, પણ તે ચાલીને આપણે ઘેર આવ્યો, શરણે આવ્યો, માગવા આવ્યો, તો તેના સઘળા દોષ વિસરીને કુળવાન માણસે તરત જે માગે, તેવી સહાયતા આપવી. વૈર લેવામાં જે હાંસલ થાય, તે કરતાં ઉપકાર કરીને દુશ્મનને દબાવવામાં બેવડો લાભ થાય છે."

"વાહ રે મ્હારી ડાહી દીકરી ? આજ હું બહુજ ખુશી થયો. ત્હારી ગુણીયલ માતાનો તને લાયક વારસો મળ્યો છે. મેં ત્હારી બુધ્ધિની કસોટી કરવાજ તાણ-ખેંચ કરી છે. હવે જો તને વાજબી લાગે છે, તો તેને હું મદદ કરીશ !" સવિતાપ્રસાદને તેની માતાનું

દુ:ખ ટાળવા માટે મદદ કરવા બ્હાને નહિ, પણ દીકરીને રાજી રાખવાને માત્ર મ્હોડેથી એટલું પુન્ય શેઠે હાંસલ કર્યું. ખરા અંત:કરણથી પૈસો કહાડી આપવા માટે નહિ!

"વાહ! વાહ! સૌને એમ મદદ કરીનેજ ઘરનું ધોલકું કરશો. ચાલો, આમ પધારો. તમારી ડાહી દીકરીનો દગલબાજ દાખલો દેખાડું!" નવી વહુ દોડતી આવી; ને ગુસ્સામાં વેણ-કવેણ બોલતી શેઠનો હાથ પકડીને ખેંચવા લાગી. ચંદ્રકળા ચકીત થઇને ટગર ટગર તેની સામું જોવા લાગી. કુલટાનો ક્રોધ પિનાને શું યે કરશે, એમ કલ્પવા લાગી. શેઠ હસતે મ્હોડે શેઠાણીના દોરમાં ખેંચાતા ચાલ્યા ગયા. ચંદ્રકળાની છાતી ધડકવા લાગી. પિતાજી કનેથી સવિતાને મદદ અપાવાની વાત અધુરી રહી ગઇ. કોણ જાણે નવીએ શું ખુટો ઉઠાવ્યો હશે? એ તર્કથી ચંદ્રકળા વિહ્વળ બની ગઇ, અને ધીમે પગલે પિતાજીની પાછળ લપાતી છુપાતી પાછલા ભાગમાં ગઇ. અહીં તો પેલી લયલાએ કારસ્તાન જગાવ્યું હતું. રંક સવિતા અને ગરીબ ચંદ્રકળાના શુદ્ધ પ્રેમનો કાળો પડદો બનાવીને, શેઠની પ્રાતિ-ભાવનાની ઝાંખી કરાવવા લાગ્યાં હતાં. મા દીકરી તેનો ઘાટ ઘડવા લાગ્યાં હતાં.

આહા:! એકના દુર્ભાગ્યની છાયા કયાં ને કેવી રીતે અન્ય જનોને લાગે છે?

અહીં એક નાટક શરૂ થયો, ત્યારે પેલો આશાધાર સવિતા-પ્રસાદ અપમાનનો નિસાસો નાખીને, અવશાનપર પડેલી માતા કને જતાં, તે પ્રસંગ સાંચવવા માટે પૈસા વિના શું થશે, તેની કલ્પના કરતો વાલંકેશ્વરની ધર્મશાળા તરફ, જ્યાં તેની માતા ન્હાની

બ્હેનની સારવાર તળે રહી છે, તે તરફ ચાલ્યો; તેની શી અવસ્થા થઈ, એ પ્રત્યે નજર કરીએ.

---

## પ્રકરણ ૫ મું.

---

### આશા ને નિરાશા!

સવિતાપ્રસાદ પણ એજ રીતે અશ્રુપાત કરતો, વિમાસણ કરતો, રંક દશાને ધિ:કારતો, પરવશ જીંદગીનાં બંધનનો તિરસ્કાર કરતો, જાતિ યત્ન કરવા તરંગ ચલાવતો ઘર તરફ ચાલ્યો. બાળક મનનો યુવક હારી ગયો ! ઘડીવારમાં લાચાર બની ગયો ! નિરાધાર હતો, અને માતા—વ્હાલી માતાનો અવસાન દ્રષ્ટિ તળે રમતો હતો. કોઇ દહાડો એકલાપણાનું સંકટ જોયું નથી. પિતાજીના મરણનો કશો આવેશ લાગ્યો નથી. માતાની માયામાં ઉછરેલાં છે. પંદર વર્ષનું વય થઇ ગયું છે, અને એક તરફ પૈસાની તંગી, બીજી તરફ માતાનો રોગ, એક તરફ ભુખ ને બીજી તરફ દુ:ખ જોવાથી નાજુક બાળક ગભરાઈ ગયો છે. રંકની ઓથે ભગવાન ! આ વખતે તેનું કોઇ નથી. ભલો ને નિર્દોષ બાળક જાણે લક્ષ્મીપ્રસાદ કાકા પોતાના પિતાના મિત્ર હોવાથી, મિત્રનાં કુટુમ્બને માત્ર આશ્રય આપવા પોતાનું દીલાવર દીલ દેખાડે છે; પણ એ ભલા બાળકને ક્યાં એમ ખબર છે, કે એ તો કાકા મામા કહેવાના, અને લાગ ફાવ્યે હરી લેવાના છે ! મિત્ર હો, કે સગો ભાઈ હો, પણ મતલબ—અંધા અને ધન—લોભીને સ્નેહ કે સગપણની દરકાર હોતી નથી ! લક્ષ્મીપ્રસાદ કંઇ સખાવત કે મહેરબાની કરતા નથી,

પણ વેણીપ્રસાદનું લીધેલું ધન ઓળવીને તે નિમિતે જાણે કુતરાંને ભસતાં રાખવાને ટુકડો રોટલી આપે છે !

સવિતાપ્રસાદનો પિતા વેણીપ્રસાદ ખરેખર અભાગીયો ! તેના કરતાં આ બાળકો ખરે દુર્ભાગી ! પિતાની લખલુટ દોલત છતાં, કર્મના દોષે, ને કુજાત જોડે પાનું પડયું, તેનો પલ્લો પકડયો, એટલે છતે નાણે રંક અવસ્થા ભોગવવી પડે છે. નિર્દોષ સ્ત્રી અને નમાયાં બાળકો સાહ્યબીપરથી ઉતરીને સીડીના છેલ્લાં પગથીયાંપર બેઠાં છે. ખિલતી કળી પ્રફુલ્લિત થઇને પરાગ દેવાની આશામાં ઉન્નત બની હતી, તે ચીમળાવા લાગી મેત્રીક થયા પછી યુનિવર્સીટીનું પુછડું પકડવાનો દેશીઓનો લોભ, ને તે લોભમાં ઉજળતી નોકરીની આશામાં આ યુવાન પણ ઘસડાતો હતો, પણ નસીબ ચાર ડગલાં આગળનું આગળ હતું. પ્રભુની ગતિ ન્યારી છે.

લક્ષ્મીપ્રસાદનું અપમાન સહન કરીને બાળ ધ્રુવજી પેઠે અશ્રુ-જળ છાંટતો વિમાસતો સવિતા ચોપાટીથી વાલકેશ્વરની ધર્મશાળા તરફ આવતો હતો. માતાની માંદગીનું બિછાનું, ગિરગામના ભાડાના ઘરમાંથી વાલકેશ્વરની ધર્મશાળામાં બિછાવ્યું હતું. એ ઘર અસલ બાપીકું છતાં પરાયું થયું હતું ! હવાફેર માટે સીમનું સેનીટરીયમ લાગવગવાળા બડેખાંઓથી રોકાઇ ગયું હતું. ચોપાટી પરનું ભાટીયા સેનીટરીયમ સ્વજાત માટે રાખ્યું હતું. પરજાતનો બડેખાં કદાચ મેળવી શકતો ! આ કાળમાં રંક સવિતાપ્રસાદની માતા બીજે કયાં જાય ! લાનોલી કે માથેરાન, દેવલાલી કે ડુમસમાં આ કુટુમ્બનો સમાસ થઇ શકે તેમ નહોતો. પચીસ રૂપિયામાં માંદી મા અને બહેન–ભાઇનું પોષણ કરવાનું હતું. વેણીપ્રસાદ ગુજરી ગયા પછી

એક ગિંભિત વિમાસણમાં ભાનુમતી ઝુરવા લાગી, અને છુપો ક્ષય લાગુ પડવાથી આ દશાને પહોંચી. દશા એવી હઠીલી થઈ પડી, કે અવસાન સમયે રતીભર મોંમા મુકવાનો સોનાનો તાર પણ પાસે ન રહયો. વાલની વીંટી પણ વેચીને મંદવાડમાં પાર પડી. લક્ષ્મીપ્રસાદ જે આશરો આપતો હતો, તે પણ આજે બંધ થયો. લાચારીમાં ગિરફ્તાર થયલો બાળક, માતાની છેવટની ક્રિયા કરવા માટે જોઇતા પૈસા સારૂ હૃદયને રડાવતો, બપોર મધ્યાન્હ વેળાએ લખપતિ બાપનો બેટો દશાના બળે ઉઘાડે પગે ઠેસ ખાતો, મેલાં લુગડાં—ફાટેલાં લુગડાંએ મરતી માતાનું છેલ્લું મુખડું જોવા ચાલ્યો. ન્હાની બહેન સાનુમતી અને મરણ પથારીએ પડેલી માતા ભાનુમતી, પૈસાની રાહ જોઇ રહ્યાં હતાં. ઘરમાં અનાજ ન્હોતું. દુધવાળા ભઇયાજી બે દિવસથી તકાદાપર ચડ્યા હતા. મોદીનો આંકડો આવી ચડ્યો હતો. વાયદાપર વાયદા ચાલતા હતા, અને ભાનુમતી દમપર દમ ખેંચતી હતી.

"માતા ગુજરી જશે, તો તેમને અગ્નિદાહ કરવા માટે સરપણ વગેરેના ખર્ચ માટે શું થશે ?" આ નાજુક પણ પહાડ જેવી વિમાસણે સવિતાની છાતી ભરાઇ આવી. ડગલાં પાછા પડવા લાગ્યાં. આંખપર અંધાપો છવાયો, તોપણ ચાલ્યો.

"માતા અને બહેન તરત જતાંજ પૈસા માગશે ; અને અપમાનની વાત કહીશ, તો તે વખતે કેવો ભયંકર પ્રસંગ આવી ચડશે ? બહેન મુર્છિત થશે, ને માતા પ્રાણ છોડશે." ખરેખર આ અવસ્થા એવીજ હતી.

'જર ચાહે સો કર.' એ ખોટું નથી. સંસારી આપદકાળમાં પૈસો એ મોટી હિમ્મત ને ધિરજ છે. દર્દ અને દુશ્મનોને દુર

માતુશ્રીના આરોગ્યના ઉપયોગમાં લ્હેજો. હું રંક છું—જે ગણો, તે હું આપના ભલા ગુણોની આપેક્ષિત છું—મને પ્રભુએ પ્રેરણા કરી છે; મને મ્હારા આત્મ—સંતોષ સિવાય બીજી કશી આશા કે અપેક્ષા નથી.

લી૦

ચંદ્ર-કળા.

સવિતા ચીઠી વાંચી રહયો. ઘડીભર લેખ સામું જોઈ રહયો. હર્ષાશ્રુ પડવા લાગ્યાં—સીતાએ પોતાના ખીસામાં હાથ નાખતાં કહ્યું.

"મ્હારી ચંદ્ર-કળા બ્હેને પચાસ રૂપિયાની નોટ આપી છે."

"પ્રભુ એમનું દિર્ઘાયુ કરે-ગરીબની ઓથે આવનારનું ઇશ્વર ભલું કરશે." સવિતાએ કહ્યું.

"અરે! ખીસામાંથી નોટ કયાં ગઈ હશે! ટોડલો હાર ગળી ગયા જેવું થયું!" સીતા આમ તેમ ફાંફાં મારવા લાગી. રસ્તાપર જોવા લાગી. વિકટોરિયામાં નજર કરી—સવિતા સજડ થઇ ગયો—સીતા ઝંખવાણી પડી ગઇ.

"ચિન્તા નહિ! મ્હારાં નસીબનો વાંક! ભલાં માણસોને તો ભલાઈનું પુન્ય મળી ગયું; મને ધન ન મળ્યું, ગુમાઇ ગયું, તે મ્હારાં ભાગ્ય!"

"ભાઈ? નોટ કયાંક પડી ગઇ! તમે ઘેર પહોંચશો, ત્યાં હું દોડતી વિકટોરિયામાં ઘેર જઇને પાછી લઇ આવીશ—મને લાગે છે, કે બંગલાના બગીચામાં શેઠની છોડી લયલાએ બાઝાબાઝ કરી, તે રકઝકમાં નોટ ખીસામાંથી સરી પડી લાગે છે—હું જાઉં છું, માફ કરજો. ખોટું ન લગાડશો. પ્રભુ કરશે, તો હું હમણાં તમારે ઘેર પાછી નોટ લઇને દોડતી આવીશ!"

એટલું કહીને સીતા ઉતાવળી ઉતાવળી ગાડીમાં બેઠી, ને વિક્ટોરિયા બંગલા તરફ પાછી ફરી. સવિતાએ સીતાને જતાં જતાં કહ્યું–

"બાઇને મ્હારા આશીષ કહેજો. મને મદદ મળી ચુકી. તેમને નિરાશ થવા દેશો નહિ! મ્હારાં ભાવી!" સગુણ સવિતાએ સીતાને સંદેશો કહયો. તેને જે ધીરજ મળી, તે દુઃખમાં એક દિલાસા રૂપ, રૂપિયા કરતાં વધારે કિમતી નીવડી. ભવિષ્યની એક આશા બંધાણી હતી, તેમાં ઉમેરો થયો. સવિતા આ રસિલી ચંદ્ર–કળાને ચાહતો હતો. તે નમણીને સદા સ્મરતો હતો. ધનવંત કન્યાને મેળવવાને પોતે સફળ થાય, એમ માનતો ન્હોતો; પણ જેના ભાગ્યમાં આ રત્ન જશે, તેનો અવતાર સફળ થશે, એમ ગણતો હતો. કેવળ નિરાશ થયો હતો. નિર્બળ બની ગયો હતો; દીવો તેલ વગર બુઝાવા લાગ્યો હતો. વહેળો જળ વિના સુકાવા લાગ્યો હતો, તેમાં કંઇક જોર આવ્યું. સવિતા આગળ ચાલ્યો, ને તેનું ભાગ્ય પણ આગળ ચાલ્યું.

—.o:—

## પ્રકરણ ૬ ઠું.

---

### નિર્દોષ સ્ત્રીનો અંતકાળ!

નિર્દોષતા અને પવિત્રતા નિયમ તરીકે સફળ થતી નથી."

"શેકસપિયર."

"ડાકટર સાહેબ? તમે કહો કે ન. કહો; પણ મ્હારા આયુષ્યની દોરી તુટતી જાય છે. ભલે કહાય તમારા પુન્ય

હું સારી થાઉં, તો પણ મ્હારી એક આશા ટકી રહી છે, તેનો ખુલાસો તમારી કને મેળવવા ચાહું છું." ભાનુમતીએ અવશાન કાળે પોતાની ફર્જ બજાવવાનો ભલો યત્ન કર્યો.

"તમારી જે ઇચ્છા હોય તે કહો." ડાકટરે હસીને કહ્યું.

"પણ ફરજ બજાવવાનો બોજો તમારા ઉપર આવે તો?"

"તો હું મ્હારી શક્તિ પ્રમાણે બજાવીશ."

"ત્યારે સાંભળો, મ્હારી એકની એક આશાધાર પુત્રી સાનુ–" એટલું કહેતાજ ભાનુમતીથી રડી જવાયું. ડોકટર તેમની કહેવાની મતલબ સમજી ગયો.

"સાનુમતી કુંવારાં છે, અને તમારી ગેરહાજરીમાં તેનું શું થશે, એમ કહેવાનું છે?"

"હા; મ્હારી રાંક દીકરીનું શું થશે? સવિતા તો હજી બાળક છે. અને જુવાન દીકરી, મા વગર, કુટુમ્બ વગર, કયાં ને કેમ રહી શકાશે? તેની કુંવારી અવસ્થા અને લક્ષ્મીપ્રસાદનો ઘુરકતો ડોળો, એવા કઠણ કાળમાં આ રાંક દીકરીના હિતનો કોણ વિચાર કરશે?"

"બાઇ? પ્રભુ સૌનો રક્ષણકર્તા છે. વનમાં એકલું પડેલું બાળક કોણ સાંચવે છે? ગર્ભમાં રહેલા જીવડાનું રક્ષણ કોણ કરે છે? પંખીઓ બિચારાં માળામાં ઇંડા મુકી રાખે છે. તેને કોણ સેવે છે? "જેને શીર કીરતાર સમર્થ, વ્યર્થ તે શાને ડરે?"—

"તો પણ વાડ વિના વેલો ન ચડે!"

"જો મ્હારી મદદની જરૂર હોય, તો હું હાજર છું. જો કે હું પણ અનાથ છું. અનાથાશ્રમમાં ઉછરીને, બીજા ધનવંતોના

ભાગ્ય જાગ્યું; ને તેને એક અંગ્રેજ પેઢીની મુકાદમી મળી. અંગ્રેજીનું જ્ઞાન સારૂં હતું. ને દેખાવડો, ચપળ, તેમજ બોલીદરાજ હોવાથી સાહેબે તેને પોતાની પાસે રાખ્યો. સાહેબ, કોટન મારકીટમાં સોદો કરવા માટે લક્ષ્મીપ્રસાદને સાથે લ્હેતો; એ રીતે આ યુવાનનું ભાગ્ય જાગ્યું; સાહેબની તેનીપર કૃપા વધી. વેપાર કળામાં ધુર્ત—પ્રપંચની જે જરૂર હતી, તે લક્ષ્મીપ્રસાદમાં વધી હતી. દેશી વેપારીઓના સહવાસથી તે જાુઠો અને પાકો તરકટી બન્યો હતો. સામા માણસને વાતમાં ગાળી નાખતો; ને પ્રપંચથી ફસાવી દેતો; એકાદ બે કેસમાં લક્ષ્મીપ્રસાદ જીતવાથી સાહેબ તેના પર કુરબાન થઈ ગયો; અને સાહેબની કૃપાથી થોડાજ સમયમાં સારી કીર્તિ પામીને પૈસાથી જોરાવર થઈ ગયો. વેણીપ્રસાદ હીણભાગી રહયો. રૂની સાધારણ દલાલીમાં ઘરનું ઘર કર્યું; ને સ્ત્રી પરણ્યો; એ સિવાય વિશેષ દોલત જમાવી શકયો નહિ.

અભાગીયાના અવળા દહીયા, તેમ બીજેજ વર્ષે વેણીલાલની સ્ત્રી ગુજરી ગઇ; અને પાછો જેવો હતો, તેવો થઈ ગયો. લક્ષ્મી–પ્રસાદને તેના ભલા ગુણોપર તથા દશાપર દયા આવી; અને પોતાના ધંધામાં બેઆની ભાગ નકી કરી આપીને જોડી દીધો. વેણીલાલ પ્રમાણિક અને સન્નિષ્ઠાવાન હતો. ભલો અને આજ્ઞાંકિત હતો, શાન્ત મનનો અને સહનશિળ હતો. ખુશામતીયો નહિ, પણ સાચા દીલે ચાહનારો મિત્ર હતો. લક્ષ્મીપ્રસાના ઘરમાંથી તેણે સૌનો ચાહ મેળવ્યો હતો. સારા ભાગ્યે લક્ષ્મીપ્રસાદને ચન્દ્રાવળી નામે ગુણીયલ કન્યા વરી હતી; અને તેથી ઘર દીપતું હતું. ચન્દ્રાવળીમાં રૂપ અને ગુણ બન્ને સરખાં હતાં, લક્ષ્મીપ્રસાદનો તેનાપર મોહ હતો. કેટલાંક વર્ષો વીતી ગયાં, પણ સંતાન ન

ઠરાવ્યું. સ્વજ્ઞાતીની સારી સારી કન્યાઓનાં નામ માગ્યાં; ને તે માટે ઉમદી ચીજો લીધી. કન્યાશાળાનાં વડાં શિક્ષકને સલાહ પુછી કે લાયક કન્યા કઈ છે? તેણે ભોગીલાલભાઇની કન્યા 'ભાનુમતી'નું નામ આપ્યું; લક્ષ્મીપ્રસાદે તેને પ્રત્યક્ષ જોઇ, અને પરિક્ષા પણ કરી; ને જ્યારે પોતાને તે પસંદ પડી, ત્યારે વેવીશાળની માગણી કરી; પણ ભોગીલાલે એક જીવતી સ્ત્રી ઉપર બીજી શોકય તરીકે આપવા ના પાડી. વળી વેણીલાલનું માગું પરદ્વારા પ્રથમથી ચાલુ થયું હતું; એટલે લક્ષ્મીપ્રસાદને ના પાડી હતી. જો લક્ષ્મીપ્રસાદને એમ માલમ પડે, કે વેણીલાલનો વિવાહ એ કન્યા જોડે થવાની ચર્ચા ચાલે છે; તો ગમે તે રીતે તેને સમજાવીને કન્યા પડાવી લહે; પણ એની વાત છુપી હતી. અંતે એક મોહનલાલ નામના ગૃહસ્થની લાડકી અને મોંયે ચડેલી છકેલી છોકરી સાથે લગ્ન કર્યું, અને તે ચંન્દ્રાવળીની શોકય થઈ આવી. ખરેખર તેણે શોકયનું સગપણ સાંચવ્યું. ઘરમાં પગ દીધો, કે પોતાની સત્તા ચલાવી. લક્ષ્મીપ્રસાદનો ચાહ ચંદ્રાવળીપર બહુ હતો, કેમકે તે ગંભીર ને ભલા સ્વભાવની હતી. વળી નવી સ્ત્રી કરવા દેવાની તેની સંમતિ હતી, નોપણ નવીની શ્હેમાં લક્ષ્મીપ્રસાદ અંજાઇ ગયો; અને તેણે તેને સ્વતંત્રતા આપી; ચંદ્રાવળી પોતાના ધણીના સુખ માટે સર્વે દુઃખ સહન કરવા લાગી. કારભાર કરવાની હોંસ છોડી દીધી, અને માત્ર પતિની સેવામાં લક્ષ લગાડયું; લક્ષ્મીપ્રસાદે કંઇક ઇચ્છા, અને કંઇક જબરદસ્તીથી સઘળો વહેવાર નવીને હાથે ચલાવવા દીધો. થોડો વખત વીતિ ગયો; એટલે પેલી રૂપાળી કન્યા ભાનુનું લગ્ન વેણીલાલ જોડે નક્કી થયું. લક્ષ્મીપ્રસાદના જાણવામાં આવતાં, તેનું ખુન ઉછળી આવ્યું;

પણ વેર લેવાની તક જવા ન દેવા માટે પોતે પણ ખુશાલી દેખાડી.

એકાદ વર્ષમાં વેણીલાલને ત્યાં પુત્ર પ્રસવ થયો. ભાનુની મનોહર કાન્તિ અને વેણીલાલની વિશુદ્ધ શાન્તિમાં વધારો થયો. લક્ષ્મીપ્રસાદને બે સ્ત્રી છતાં સંતાન ન થયું; તેથી તેની આંખમાંથી લોહી વરસવા લાગ્યું; ચંદ્રાવળી કને પ્રસંગોપાત ભાનુ આવતી, તે જોઇને લક્ષ્મીપ્રસાદ દઝાતો હતો. એક તો તે નમણી—રમણી ને રૂપાળી હતી, તેમાં સુવાવડ ખાઇને મસ્ત બની હતી. આ રીતે અદેખી આંખનો રોગ લક્ષ્મીપ્રસાદને રડાવતો હતો. પ્રભુની અકળ માયા છે.

દૈવનો ચમત્કાર તો જુઓ ? લક્ષ્મીપ્રસાદે સંતાનની આશાએ નવી સ્ત્રી કરી ; પણ તેની જોડે લગ્ન થયા પછી ચંદ્રાવળીને ગર્ભ રહયો; અને નવ માસે તેને પુત્રી અવતરી. તેનું નામ ચંદ્રકળા પાડયું. કન્યા તેની મા જેવી નમણી ને ગુણીયલ નીવડી. નવી શેઠાણીનું મોં કાળું થઈ ગયું ; ક્રોધ વધ્યો ; અને કંકાસ જાગૃત થયો. લક્ષ્મીપ્રસાદના ઘરમાં સંભો પેઠો. વાત વાતમાં લડાઈ થવા લાગી. પ્રભુની માયા કોઇ પણ માનવથી કળી શકાણી નહિ.

સારે ભાગ્યે એકાદ વર્ષ વીતતાં નવી શેઠાણીને ગર્ભ રહયો. લક્ષ્મીપ્રસાદે તેણીને માનથી વધાવી. દેવી તરીકે પુજવા લાગ્યા. નવી શેઠાણી હરખાણી. ચંદ્રાવળીને પુત્રી અવતરી, તો હવે પોતાને પુત્રજ અવતરશે ; ને મોટા માન વધશે. અંતે તો પ્રભુનું ધાર્યું થયું : ને તેને પણ પુત્રી આવી. નવીનું બાળક એટલે લક્ષ્મી-પ્રસાદે તેણીને રાજી રાખવા ઉત્સવ ઉજવ્યો. શેઠાણી નહાઈ ધોઈ ઉઠયાં. દિવસો વધતા ગયા. કન્યાઓ મોટી થતી ગઇ ; અને ધન તથા સંતાનથી લક્ષ્મીપ્રસાદનું ઘર ગર્જવા લાગ્યું.

સૌને ઘેર સારાં વાનાં થયાં; પણ લક્ષ્મીપ્રસાદના મનમાંથી

ભાનુમતી પ્રત્યે જે કીનો લેવાનો છે: તે વિસરાયું નહિ! અફ્સોસ! મેલ જાય ધુએ, ને આદત જાય મુવે !—

*　　*　　*　　*

કરત કુસંગ ચાહત કુશળ, યહી બડો અફ્સોસ !
સમુદ્રકો મહિમા ઘટયો, રાવણ ભયો પડોસ !

## પ્રકરણ ૮ મું.

### નવા સંસારમાં નવી વહુ–શોકયનું સાલ ! !

**कुग्राम वासः कुलहीन सेवा मूर्खं च पुत्रो विधवाहिं कन्या ।**
**कुभोजनं क्रोधमुखीच भार्या विनाग्नि नवेत् दर्हंति काया ॥**

*　　*　　*　　*

પાદર ખેતરને જુન રૂણ, છોરૂ બાપ હળ્યાં;
રાંડ સુંચી ને છાપરૂં ચુએ, પાંચે પાપ મળ્યાં !

*　　*　　*　　*

જે ઘર નારી કલહણી, વળી કુલહીણ હોય;
જન્મ બળે ને વંશ ટળે (ન રહે) કહાણી કહેવા કોય!

*　　*　　*　　*

પુન્ય થર પરવર્યાં હોયે, કુભાર્યા ઘર આંપડે;
સર્વથા નાશ થઇ જાયે, કાં બધાં પોક દઇ રહે !

લક્ષ્મીપ્રસાદનો ગૃહસ્થાશ્રમ કેવળ સુખી તો નહિ, પણ શાન્ત ધોરણે ચાલવા લાગ્યો. નવી શેઠાણીનું જોર વધતું જતું હતું, પરંતુ ચંદ્રાવળી બહુ શાન્ત મગજની હતી; એટલે કંકાસને, ધિરજથી ગાળી નાખતી હતી. પતિને કોઇપણ પ્રકારે પોતાની તરફથી અણગમો કે કલેશ ન લાગે, તે રીતે વર્તન કરતી હતી. જો કે એવા લાયક સદ્‌ગુણ વડે ચંદ્રાવળીએ ઉદ્ધત નવીને વશ કરી લીધી હતી, પરંતુ કોઈ કોઈ વેળા નવીને 'મકનો' આવી જતો હતો. ને તે કાળે સર્વેજણાંને મોંયે વેણનો તેણી ચુનો ચોપડતી હતી, તેમની એ ભુંડી ટેવથી સઘળાંનો તેણે અભાવ વોર્યો હતો. પણ ચંદ્રાવળી તેને બ્હેન કહીને બોલાવતી; ને તેથી તેને આ ભુંડી ભાયાં માન દેતી હતી; તો પણ 'ચંદ્રકળા'ને સતાવતી હતી. પોતાની 'લથલા' દીકરી ડાહી ને સમજુ હોવાનો દાવો કરીને બહારનાં લોકોને પણ તેવુંજ કહેવરાવવાનો મિથ્યા યત્ન કરતી હતી. ચંદ્રાવળીએ જ્યારે પોતાની કન્યાને સાદી કેળવણી આપવા માંડી હતી, ત્યારે નવીએ લથલાને ફેશનેબલ બનાવવા માંડી હતી. 'ચંદ્રકળા' સાડી ચોળી ઘાઘરો અને ઓઢણી પહેરતી; ત્યારે લથલા માટે ચડી, ફ્રોક અંગ્રેજી ટોપી, બુટ–મોજાં, અને અંગ્રેજી ઢપના નવા નવા બીજા ડ્રેસો પહેરાવવા માંડયા હતા—ચંદ્રકળા, જ્યારે સંસ્કૃત શીખતી હતી, ત્યારે લથલાએ અંગ્રેજી અને તેપણ 'મીશન સ્કુલ'નાં 'બાયબલ' સહિત અભ્યાસ શરૂ કર્યો હતો. લક્ષ્મીપ્રસાદને તે ગમતું તો હતું, પણ તેનો અન્તરાત્મા પોતાની સાદી ને સમજુ 'ચંદ્રકળા'ને વધારે ચાહતો હતો. જો કે આ શેઠીયો બે સ્ત્રીઓ વચ્ચે ઘંટીના પડમાં દળાતા દાણા જેવો બન્યો ન હતો, પણ સ્ટીમરના બે પંખા વચ્ચે અથડાતા સમુદ્રના

જળ-તરંગની ગતિએ પહોંચ્યો હતો. નવી શેઠાણીની નવી નવી માગણીઓ પુરી પાડતાં શેઠ થાકી જતા હતા. આજે વોરાજીની જીક ટીકીનો આંકડો, કાલે પેલા ફેન્સી કાપડવાલા ધુંદ્રજીત પુંજાભાઇની પેઢીનો આંકડો, પરલ દિવસે ઝવેરી કાનજી માલજીની સૌભાગ્ય-સુંદરીની બંગડીનો હવાલો, ચોથે દહાડે મહમદભાઇના સેલમાં જવાનો ચેક, એમ દિવસે દિવસે થેલીનું મોં ઉઘાડવાની માગણીઓ ચાલુ રહેતી હતી. લયલા માટે ફ્રોક અને ફેન્સી ટોપીઓ, ઓઢણીની કોર, અને મોતી ટાંકેલી ઘાઘરીઓ પણ ખરી; બુટ અને મોજાં, રૂમાલ ને સેંટ, લાઇસજ્યુસ ને હેરકુશ વગેરેના ખરચ થોડા ન હતા. નવી શેઠાણી હવે તો આર્ય સમાજના મંદીરોમાં થતાં ભાષણો સાંભળવા જતી; અને ફેશનેબલ મેળાવળામાં પણ હાજરી આપતી હતી. તેણી સુધરેલીનું ડોળ ઘાલતી, પણ શોભતી ન હતી. રંક માબાપની દીકરી, અને મોટા ઘરમાં આવીને બુટ-મોજાં પહેરવા લાગ્યાથી, તથા ભપકો ને મિજાજ બતાવવા લાગ્યાથી લોકો તેને બહુ નિંદતાં હતાં. વળી ચંદ્રાવળીના સદભાગ્યે તેને પહેલા પુત્રી આવી; ને પાછળથી નવી શેઠાણીને પુત્ર બદલે પુત્રી આવી, એટલે તે જે માન મેળવવા ચાહતી હતી, તેમાં નિષ્ફળ નિવડી; અગર જો ચંદ્રાવળી વાંઝણી રહી હોત, અને નવી શેઠાણી પ્રસુતા થઇ હોત, તો પછી "ઉંટ ને વળી ઉકરડે ચડયું." એવો ઘાટ થઇ જાત; પણ પ્રભુએ જાણીને 'ઉંટને શીંગડાં નથી આપ્યાં-તોપણ નવી શેઠાણી થાકી નહિં; રોબ વધારી દીધો; અને ગંભીર ગ્રહસ્થાશ્રમને ઉડતા સુધારાનું—નકલી સુધારાનું સ્થાન બનાવી દીધું. લયલા માટે એક ફાફડાસ્ટ યુરેઝીયન લેડી પીયાનો શીખવવા માટે રાખી-એક પારસી

બાનુને ભરત-કામ અને હારમોન્યમ શીખવવા રાખી—તથા એક માસ્તરને દેશી શિક્ષણ માટે રાખ્યો. આ માસ્તરો માખ મારતાં, ઝોકાં ખાતાં, ને કંટાળતાં હતાં, તોપણ શેઠાણી કે તેની પુત્રી લયલા વધુ દરકાર કરતાં ન હતાં; માત્ર લોકોને રોબ દેખાડતાં કે મોટાં માણસોની પ્રકૃતિ એવીજ રાજવંશી હોય! તે કંઇ પૈસાની દરકાર કરતાં નથીઃ તેની કોમળ પ્રકૃતિને અનુકુળ આવે, તેમ ચાલનારાં હોય છે, હત્ તેરીકી!!! આ કૈતુક આપણી ગુણીયલ બાઈ ચંદ્રાવળીને ગમતું ન હતું. શેઠ પણ વારંવાર ચીડાઇને નવીને ધમકાવતો; પણ ઘરનો કલેશ, ને દુશ્મનની હાંસી થવા ન દેવાને ચંદ્રાવળી વારતી હતી. ચંદ્રાવળીનું પ્રભુએ માન રાખ્યું, અને તેના જીવનનો દોષ ટાળવાને એક પુત્રીદાન આપ્યું; એથી તે સંતોષ સાથે પ્રભુનો પાડ માનતી હતી. પોતાની પ્રકૃતિ અનુસાર આ કીશોર કન્યાનું વર્તન જોઇને તેણી ખુશી થતી હતી. ચંદ્રાવળીએ પોતાની કન્યાને ગુજરાતી શાળામાં ભણવા મુકી હતી. ચતુર શીરોમણી કન્યા ચંચળ અને દીર્ઘદર્ષી હતી. શાળાનો અભ્યાસ ચડતો ગણતો હતો. પૈરાણ અને નીતિશતક ગ્રંથોપર બહુ લક્ષ દોડતું હતું. નવરાશનો વખત ભણવા વાંચવામાંજ ગુજારતી હતી. તેનો એકજ સંગી હતો. વેણીલાલનો પુત્ર સવિતાપ્રસાદ પોતાની શાળામાં આવતો હતો. તે પણ એજ શાળામાં ભણતી હતી. છોકરા અને છોકરીઓની નિશાળ એકત્ર હતી. ને બન્ને જણ સરખા ધોરણનો અભ્યાસ કરતાં હતાં. સવિતાપ્રસાદ પણ ચંદ્રકળાથી હઠે તેવો નહતો. તેના ગંભીર ગુણો, માયાળુ સ્વભાવ, રંક-રૂચી અને પ્રેમ ભાવનાપર ચંદ્રકળા મોહી પડી હતી. પોતાને ભાગ્યે આ ભલો સ્વામી જડ્યો હોય

તો ? એજ રીતે સવિતાના અંતરમાં પણ પ્રકાશ પડતો હતો. ભાવી બળવાન છે.

નિર્માણ નથી ચુકવાનું, મિથ્યા યત્નો ભલે ઘુરા કરતા ;
દુસ્મનથી નથી ડરતા, બળવંતો રહે સદાય ડગ ભરતા–

———:o:———

## પ્રકરણ ૯ મું.

———:o:———

### ચંદ્રાવળીનું મૃત્યુ.

સુણિયલ ભાર્યાનું પગલું ઘરમાંથી ઉઠવા માંડે છે; એટલે વૈભવની ઉથલ—પાથલ અને ગ્રહસ્થાશ્રમની કાળાશ સ્વાભાવિક રીતે સંસારમાં છવાતી જાય છે. ચંદ્રાવળીને મીઠી પીસાબનો રોગ લાગુ પડયો. અનેક વૈદો અને ડોકટરોની સારવાર છતાં, પીઠમાં ભાઠું પડયું; અને અંતે તેની જીંદગી ભયંકર થઇ પડી. ભલી ને ડાહી ચંદ્રકળા પોતાની માતાના મંદવાડમાં નબળી પડી ગઈ. માતાની સારવારમાં રોકાયાથી, તેણી અભ્યાસ આગળ વધારી શકી નહિ. સવિતાપ્રસાદ અંગ્રેજી વિદ્યા શીખવાના વર્ગમાં ગયો. ચંદ્ર–કળાનો પ્રસંગ અળગો થઈ ગયો. ચંદ્રા બિચારી વ્યવસાયમાં ગુંથાણી.

લક્ષ્મીપ્રસાદે જો કે સંભાળ લેવામાં બેદરકારી બતાવી નહિ, અને નવી શેઠાણીએ મેંણા મારવામાં, ઢોંગ તથા લાડમાં છાલકાં થવાની ઉપમાં આપવામાં, પતિને બાયલો, ને બોલીદરાજ કહીને બોણુવામાં કચાસ રાખી નહિ. ચંદ્રાવળી એક પણ આડો શુકન

કહ્યા વિના ભાવીનું દુઃખ ભોગવવા લાગી; જ્યારે તેણીએ જાણ્યું, કે પોતાનો દેહ હવે પરવશ પડતો જાય છે; ત્યારે એક વેળા વેણીલાલને બોલાવીને મનની વ્યથા પ્રકટ કરી. વેણીલાલને તે પોતાના ભાઈ જેવો ગણતી હતી. વેણીલાલ ભલો, સન્નિષ્ઠાવાન ને ચંદ્રાવળીને બ્હેન તરીકે પુજ્ય ભાવે માનનારો પુરૂષ હતો. મિત્રનો મિત્ર ને અવસર વેળા માથું દેનારો હતો; પણ બિચારાના કર્મમાં જશ રેખા નહોતી.

કળિયુગમાં વળી ભલાઇનું ફળ કોને તત્કાળ મળ્યું છે! ભલાઇના બદલામાં બુરાઇ મેળવવાનો આ જમાનોજ છે; તો પછી અફસોસ શું? ચંદ્રાવળીએ પોતાના મનનો ઉદ્‌ગાર બહાર પાડતાં પોતાની પુત્રી '**ચંદ્રકળા**' માટે ચિંતા બતાવી. જો કે ચંદ્રાવળી પોતાના સ્વામીને સઘળું કહી શકત, પણ સ્વામીનું મગજ નવી શેઠાણીએ ચકડોળે ચડાવ્યું હતું; અને કદાચ પોતાની ગેરહાજરી પછી જમાનાને લીધે પતિની નજર આડી અવળી ઉભી રહે, ને કન્યા રઝળી પડે, એવા ભયથી વેણીલાલ જેવા પ્રમાણિક બંધુને સાક્ષી તરીકે રાખવા માટેજ હકિકત જાહેર કરી હતી. ચંદ્રાવળીનું સ્ત્રીધન પોતાની કન્યાને આપવાનું હતું. અને તે ઉપરાંત પિતાની સહાયતા નકી કરવી હતી; પણ વેણીલાલને એ વાત તો નિમિત્ત તરીકે કહેવાની હતી; ખરેખરી વાત એ હતી, કે પોતાની પુત્રી 'ચંદ્ર-કળા' નો વિવાહ વેણીલાલના પુત્ર 'સવિતાપ્રસાદ' જોડે નકી કરવા આતુર હતી; ને તે માટે વેણીલાલનું વચન લેવા બોલાવ્યો હતો. ચંદ્રાવળીની ઇચ્છા, વેણીલાલે કબુલ કરી; પણ ભાવી કોઇના હાથમાં હતું? ના— ચંદ્રાવળી અને વેણીલાલ બંને કોણ જાણે આ જોડીનાં લગ્ન

વેળા કયાં હશે ? અને એ લગ્ન માટે કેવી કેવી આપત્તિ પડશે !

વેણીલાલને સઘળું સમજાવી રહેતાંજ લક્ષ્મીપ્રસાદ આવ્યા. ચંદ્રાવળીની આંખમાં આંસુ હતાં; તે લક્ષ્મીપ્રસાદે જોયાં; અને તે બોલ્યો. "પ્રિયા ? ત્હારો મંદવાડ ભયંકર છે; અને આયુષ્ય બળવાન હશે, તો કંઈ થવાનું નથી; પણ તું રડે છે શા માટે ?"

"પ્રાણનાથ ? તમે મ્હારૂં વચન કદાપી ઉથાપેલું તો નથી; અને મ્હારી ઇચ્છાપર આપે અભાવ તો બતાવ્યો નથી; પણ મ્હારી ગેરહાજરી પછી"—ચંદ્રાવળીની છાતી ભરાઇ આવી.

"તું ચિંતા ન કર–હું ત્હારોજ છું; ત્હારે જે કહેવું હોય, તે કહે !" લક્ષ્મીપ્રસાદે કહ્યું.

"મ્હારૂં નાજુક માંસળ ચંદ્ર–કળા માતા વિનાની થાય, તો તેની જીવન—પ્રભા સુધારવી !"

"મ્હારો તે ધર્મ છે."

"તે ધર્મ સંભાળવા માટે ને મ્હારી છેલ્લી ઇચ્છા પ્રમાણે વેણીભાઇના પુત્ર જોડે કળાનો વિવાહ કરવો !"—

"વારૂ–ભાવી મિથ્યા થવાનું નથી !" કેકૈયે જેમ રામને વનવાસ આપવાનું વચન માંગ્યું હોય, અને દશરથે જે અભાવ બતાવ્યો હોય, તેવો અભાવ લક્ષ્મીપ્રસાદને આ વખતે ઉત્પન્ન થયો; કેકૈનું વચન દુઃખકર હતું; અને ન્યાય વિરૂદ્ધ હોવાથી દશરથને અભાવ થયો હતો; પણ ચંદ્રાવળીની ઇચ્છા તેમ ન હતી. સદભાવે કહ્યું, છતાં લક્ષ્મીપ્રસાદને બુરૂં લાગ્યું હતું; તેનું ખરૂં કારણ ચંદ્રાવળીથી અજાણ્યું હતું; ને તેથી લક્ષ્મીપ્રસાદનો છેલ્લો ઉતર ચંદ્રાવળીના અંતઃકરણને અરૂચતો લાગ્યો નહતો. ભાવીની

વાત ખરી હતી. આ વાર્તા પ્રસંગે ચંદ્રકળા એક બાજુ બારણા પાછળ ઉભી રહીને સાંભળતી હતી—તે ભોળી બાળા છુપી ડુસકાં ભરતી હતી.

નિર્દોષ ચંદ્રકળાથી જ્યારે રૂદન ઝાલી રખાયું નહિ, ત્યારે તેનો સ્વર પ્રકટ થયો. વેણીલાલની નજર પડી–અને તેને અંદર બોલાવી. માયાળુ અને ગરીબ ચંદ્રકળા દોડતી અંદર આવી. અને પોતાની માતાને બાઝીને ડુસકે ડુસકે આંસુ પાડવા લાગી. પ્રભુ કઠોર થયો–એજ ઘડીએ માતાનું હાર્ટ બેસી ગયું; અને તે પ્રભુ ધામમાં પહોંચી ગઈ. રડતાનાં આંસુ લુછનાર પ્રભુ વિમુખ થયો; માતા—પુત્રીનો સંબંધ પુરો થયો–સ્વામીના ઘરનું અન્ન—જળ ઓછું થઈ ગયું; વ્હાલાંની વેદના વચ્ચે ચંદ્રાવળીનો આત્મા અન્તર્ધ્યાન થઈ ગયો–પ્રભુ ધામમાં પહોંચી ગયો.

"રે મરી જાવું છે માયા મેલી!"

—:o:—

## પ્રકરણ ૧૦ સું.

---

### વેણીલાલની માંદગી! દાઝતો ડંખે!!

"આપકી કરણી આપકું નહિ દેખી જાતી હય;
ઉસકો દેખી જાતી હય વો સુખી જાતી હય."

એકની ચડતી અને બીજાની પડતી, કુદરતી નિયમ પ્રમાણે થતી આવે છે. ચંદ્રાવળીના મરણ પછી નવી શેઠાણીનો ભપકો વધુ વધી પડ્યો. થોડો સમય તો ચંદ્રકળાને માનીતી બનાવી; પણ પોતાની પુત્રીનો સ્વાર્થ આગળ પાડવા લાગી. ચંદ્રકળા

નાદાન, રંક, બુદ્ધિહીણ અને ગમાર દેખાડવાનો ડોળ કરવા લાગી. લયલા લગાર ચંચળ, દેખાવડી, ચહેરેનમુન, બોલીદરાજ અને સાબાપની માનીતી છે, એવો દંભ ચાલુ થયો. મા વિનાની દીકરી મનમાં સઉ સમજવા લાગી. વેળા વરતીને ચાલનારી બાળા મનમાં બળવા લાગી.

બચપણનું દુઃખ, એ વૃદ્ધપણનું સુખ સમજવું; જેણે જનમથી દુઃખ જોયું છે, એ આ જગતનું કદરદાન છે; સુખમાં વિંટળાયલું પ્રાણી દુઃખ જોઇને ફસી જાય છે ; પણ દુઃખથી ડંભાયલું માણસ વિપત્તિ સામે લડત કરી શકે છે ; ભાવી તો ટળતુંજ નથી.

> હોન પદારથ હોત હય, બિસર જાત સબ સુદ્ધ;
> જેસી લિખી નસીબમેં, વયસી ઉકલત બુધ.

ગરીબને રિબાવીને રાજી થનારાં, મૃગજળ સુખનાં સાથી સમજવાં–સાવકી માતાઓ શોકયનાં બાળકોને સતાવવામાં પોતાના સ્વામીધર્મનો જે ખ્યાલ છોડી દે છે; એ કુલટાઓ કદી પણ પુર્વે સુખી થઈ નથી, ને ભવિષ્યમાં થવાની નથી ; ગરવી ગુણવંતીનો દાખલો 'નીલમ માણેક'ની કથામાં ખરે અભ્યાસ કરવા યોગ્ય થઈ પડ્યો છે ; જગતને સમાન નજરે જોનારાં લોકો સુખી છે ; ક્ષોભ અને મોહથી નિરાળાં રહે છે.

લક્ષ્મીપ્રસાદ પણ બદલાઈ ગયો. ધીમે ધીમે ચંદ્રકળા પરનો સ્નેહ ઓછો થતો ગયો. જો કે તેનું અંતઃકરણ બાળાના સુખ તરફ દયાથી જોતું હતું : તોપણ ચંદ્રાવળી પરનો મોહ ટળ્યા પછી લક્ષ્મીપ્રસાદનું દીલ ગુમાનપરથી ઉતરીને ભાનુમતીપર ચોંટ્યું. પ્રભુની ગતિ ન્યારી છે. વેણીલાલ અકાળ માંદા પડ્યા–લક્ષ્મીપ્રસાદને

જોઇતું હતું, ને વૈદે ફરમાવ્યું; લક્ષ્મીપ્રસાદ દોડતા ત્યાં ગયા. વેણીલાલ તાવની ઝુપમાં પડયા હતા. ભાનુમતી ખાટલાની ઇસ પર બેઠી હતી. લક્ષ્મીપ્રસાદને આવતો જોઇને તે સહજ ઘુમટો નાખી એક તરફ ઉભી રહી. લક્ષ્મીપ્રસાદે આડી નજરે આ મધુર મોહિનીને નિહાળી; અને વેણીલાલના કપાળપર હાથ ફેરવી, નાડી જોઇને બોલ્યો.

"નાડીમાં લગાર જ્વરનું જોર વધારે લાગે છે."

"ડાકટર હમણાંજ જોઈ ગયા. તાવ એકસો બે ડીગ્રી છે; પણ ગભરાટ ઘણો છે."

"પ્રભુ ઇચ્છાએ સૌ સારૂ થશે; બેસો."

લક્ષ્મીપ્રસાદ નજીક પડેલી ખુરસીપર બેઠો. ભાનુ સાદડી પર બેઠી.

"અમારે તો તમારો મોટો આધાર છે." ભાનુએ દડતે આંસુડે, સાચા દીલે કહ્યું.

"આધાર સૌને જગદાધારનો છે; પણ પરસ્પર સૌ સુખ—દુ:ખના સાથી તો છીએ."

"દેહનો કંઇ કોઇને ભરૂંસો નથી; પણ સ્નેહીયોનો સૌને ભરૂંસો છે."

"અલબત! જગતમાં એક બીજાં જોડાયલાં સંગી થઇને રહે છે, ને સુખ-દુ:ખ વેળા કામ આવવા સારૂજ!"

"અમારે બીજાં કોઇ સગાં વ્હાલાં તો નથીજ; મ્હારે પણ પિયરમાં હવે કોઈ રહ્યું નથી. ચંદ્રાવળી બ્હેન પેઠેમ હું પણ હારી ચુકી છું; ને સાસરીયાનાં સગાં તો તમે જાણો છો."

"સૌ સ્વાર્થનાં સગાં છે. મિત્ર એજ મિત્ર!"

"હા; જે પોતાનો. ધર્મ સમજે છે, તે તો પોતાના છેજ ! સોળ ભણેલાને સાત શું સમજાવીયે !"

"ભાવી પ્રબળ છે. એક વેળા એવી હતી, કે આપણો સંસાર એકત્ર થઇ જતો હતો—નવી પહેલાં તમારૂં માગું–"

"અંતે તો તમારાજ સ્નેહીના સંબંધમાં આવી ! તે પણ લેણાદેવી સમજવી !"

" અમારો વેણીભાઈ બહુ રંક સ્વભાવના છે ; મરતાંને મર કહે તેવા નથી."

"પ્રભુએ તેમને વળી શાન્તિજ આપી છે."

"મને તમારા તરફ તો ખરે દયા આવે છે. ભાવી પ્રબળ છે, પણ મેં તમારા પિતાને મ્હોડે ચડીને કહેલું હતું, કે આ કન્યાને લાયક વૈભવ મ્હારે ત્યાં છે ! પણ—

"એ લાગણી આ ઘરમાં પણ જળવાઈ શકાય તેમ છે; તમે કંઈ જુદા નથી; તમારી ભલી લાગણી વડે અમે સૌ સારા વૈભવ હજી પણ વધુ માણીશું !"

"તમારી બંગડી તો લગન પ્રસંગનીજ કે વારૂ? " લક્ષ્મીપ્રસાદે હાથ લાંબો કર્યો ભોળી ને ભલી ભાનુએ નિર્દોષ ભાવે તેને પોતાનું કાંડું આપ્યું.

"લગાર હાથમાં ટાઇટ પડે છે !" બદનિષ્ઠાવાળા મિત્રે પોતાની મિત્રપત્નિનો હાથ દાબ્યો—કામી જીવડાએ આંગળીઓ પકડીને હલાવી, મોં મરકાવ્યું, આંખ આડી કરી–ભાનુમતીને અનુકંપ થયો; તે આ મુર્ખની ભ્રષ્ટતા સમજી ગઇ; કળા વડે, કંઇ પણ ઇસારો કર્યા વિના છટકી ગઈ. "તમારા ભાઈ ઉછળે છે ! આંચકી તો નહિ આવી હોય !" એમ કહીને તે ઉભી થઇ ગઈ ; ખાટલા

પાછળી ચાલી ગઇ. વેણીલાલની આંખ ઉઘડી ગઇ, બેભાનમાં–રક્ત નેત્ર વડે નિહાળ્યું. લક્ષ્મીપ્રસાદ ચેતી ગયો !

"મને ઓળખો છો, કે વેણીભાઈ ? " લક્ષ્મીપ્રસાદે પુછ્યું. વેણીલાલ દવાના કેફમાં હતો. ઘેનમાં હતો, તે બોલ્યો નહિ. પડખુ ફરી ગયો. જાણે લક્ષ્મીપ્રસાદની વાતો સાંભળી હોય, તેમ ચોરનાં મનમાં ભય પેઠો. "ત્યારે હું જાઉં છું; કામકાજ હોય, તો કહો ; વળી રાત્રે આવીશ, આજ રાત્રે હું અહી—

"ના; એટલી તસ્દી લેવાની જરૂર નથી, આપની મીઠ્ઠી નજર–

"હા; તેથીજ આવવા ધારૂં છું. તમે એકલાં મુઝાશો. માટે–

"મુંઝાવું કામ આવે તેવું નથી. જે રીતે એકલાં આવ્યાં, તે રીતે એકલું રહેવાનું, ને છેવટે એકલુંજ જવાનું છે; ભલાઇ–ભુંડાઈ સાથે લઇ જવાની છે, બાકી તો વૃથા છે. "

વિલોચન પ્રધાનની ડાહી સ્ત્રીએ નંદરાજાને જે સમસ્યાથી સમજાવ્યા હતા; તેવી સમસ્યા ભાનુમતીએ કરી; પણ સીતાનો ઉપદેશ રાવણના કાચાકાનમાં જઈ શકયો નહિ ! કાનમાં ન પહોંચ્યો, તો પછી અંતરમાં કયાંથી જાય ? મોહના વજલેપને સાબુ શું કરી શકવાનો હતો ?

કાજળ તજે ન શ્યામતા, મોતી તજે ન શ્વેત;
દુરિજન તજે ન કુટિલતા, સજ્જન તજે ન હેત!

## પ્રકરણ ૧૧ મું.

---

**ડાહ્યો દુશ્મન સારો, પણ મતલબી મિત્ર ભુંડો !**

સીંહનકે બનમેં બસિયેં, જલમે ધુસિયે કરમે બિછ્છું લીજે,
કાનખજુરેકું કાનમેં ડારકે, સાપનકે મુખ આંગુરી દીજે;
ભુત પિશાચનમેં બસિયે ઓર ઝેરકું ઘોલ હલાહલ પીજે,
જો જગ ચાહે જીવ્યો રઘુનંદન, મુરખ મિત્ર કબુલ નહિ કીજે.

સ્વાર્થના સંગ્રામમાં ચુસ્ત બનેલો લક્ષ્મીપ્રસાદ પોતાની મિત્ર-પત્નિના માર્મિક વેણોથી ચેતી ગયો, કે એ ચતુર ચતુરા એકદમ પોતાને તાબે થવાની નથી. જો વેણીપ્રસાદના દેહનો અંત આવે, તો તે સાંડસામાં સપડાય; પણ તે માટે લેખ કરાવી લેવો જોઇએ. આ ભ્રષ્ટ વિચાર કેવી રીતે અમલમાં મુકવો, તેની કલ્પના કરવા લાગ્યો.

મુંબઇ નગરીમાં કોઈ એવા પણ નરભુત વસતા હશે, કે જેઓ ઉપરથી સફેદ દુધ જેવા બગલાઓ પેઠે હંસનું સ્વરૂપ ધારણ કરીને, જાદુના દમામે, ભલા મિત્રનાં સ્ત્રી ને ધન હજમ કરી જતા હશે ! મોટા દમામદાર, આબરૂદાર, ને માલદાર કહેવાતા છતાં, અંદરખાનેથી કાળાં કામ કરનારા કાળાં મોંઢાં જણાતા હશે. જે શખ્સને માટે તેનો દુશ્મન પણ જાહેરમાં અપવાદ મુકી ન શકે, તે બાતીનમાં બુરાં કર્મ કરીને જીંદગી ગુજારતો હશે, એવા કળિકાળના પ્રતાપી પુરૂષો પારીસ કે લંડન પેઠેમ મુંબઈ નગરીમાં નહિ હોય, એમ કેમ માનીશું ? લક્ષ્મીપ્રસાદની આબરૂદાર સ્થિતીને ચળકતી કારકીર્દિ તરફ નજર કરીએ છીયે, ત્યારે તેનાપર જે પ્રકારની ભગવત કૃપા છે, તેનો સદુપયોગ થયલો આપણે જોઇ

શકતા નથી. જગતમાં મિત્ર કરતાં બીજું વિશ્વાસપાત્ર કોઇ ન ગણાય ! સ્ત્રી અને મિત્ર બન્ને પ્રભુની પ્રસાદીવાળાં સાચાં ભક્ત મિત્ર ગણાય છે. ભક્તિ પદાર્થનો મીઠો મેવો જો કહીએ, તો તે છે; તે પોતેજ અફીણનું રૂપ ધરે, તો પછી શું કહીએ ? ચીભડાં જો વાડ ગળે, અને હાથનું કંકણ જો કર કરડે, તો પછી એ ફરીયાદ કયાં કરીએ ? એવાં કાળાં મેંઢાઓ મુંબઇની કોર્ટમાં જાહેર થયલાં ભલાં ! ધર્મના ઉપાધ્યાય તરીકે જે એવી જીંદગી ગુજારતા હોય, મિત્રના મિત્ર થઇને મિત્રની પત્નિને, સંતતીને, તથા સંપતિને ઉડાવતા હોય, ધનવંત તરીકે રંકની થાપણ ઓળવતા હોય, અને તેવા કાળાં મેંઢાંને, ધનની લાલચે, જે કોઇ નબળા કે લાલચુ ડાક્ટરો, વા ધારાશાસ્ત્રીઓ, ન્યાયના ધોરણને ઉંધુ વાળવા સહાય કરતા હોય, તેવાઓને કાયદાની ચુંગાલમાં ફસાવીને જેલ જાત્રા કરાવવી ભલી, કે બિચારાં નિર્દોષ હકદારના હક ડુબે નહિ; તેમજ લાચાર, નિરાધાર અને શીલા તળે દબાયલા કોમળ હાથની સ્ત્રીઓનું પતિવ્રત—ધન લુંટાય નહિ:–

વેણીપ્રસાદની રૂપાળી સ્ત્રી ભાનુમતીની લાજ લુટવાનો ઘણા કાળનો આવેશ પુરો કરવાની લગામ પોતાના હાથમાં આવી, તો હવે શું ભાનુમતી પગચંપી ન કરે ? જેણે એ પ્રસંગ મેળવવા માટે તો વેણીલાલનું ધન સંભાળવાની, ને સોનાના દાદર તથા રૂપાનાં દોરડાં દેખાડવાની તજવીજ ચાલુ રાખી હતી ; તે આ વખત જવા દે ખરો ? વેણીલાલ જલદીથી ગુજરી જાય, એમ તો તે ઇચ્છતો નહતો; પણ પોતાની ખુશામત કરવાનો તેણીને પ્રસંગ આવે, તેવું ઇચ્છતો હતો. લક્ષ્મીપ્રસાદની માન્યતા એવી હતી, કે ધન વડે સર્વ સૃષ્ટિ વશ થઇ શકે છે; વૈભવ સ્ત્રીઓને

બહુ વ્હાલો છે, ભાનુમતી પણ એ પ્રકારે વશ થશે, એમ ધારેલું હતું. વેણીલાલ ધનનો લોભી ને હાથનો કંજુસ હતો-વળી કેટલાંક વર્ષ સુધી કશું ધન ઉપાર્જન કરી શકયો નહતો, એટલે લક્ષ્મીપ્રસાદની કૃપા ફળદ્રૂપ થઇ પડી હતી, ને જ્યારે ભ્રષ્ટ બુદ્ધિનો લક્ષ્મીપ્રસાદ મિત્રની પત્નિને વશ કરવાની જુઠી બુટ્ટીપર કસ્તુરી મૃગના ચામડાનું પડ લગાડીને ખરી કસ્તુરીની સુગંધી આપવા માગતો હતો, તે ચાલુ રાખેલી જોઇને વેણીલાલે માની લીધું હતું, કે પોતાનો ઠગ-બગ મિત્ર કેવળ નિસ્પૃહતાથી અમારૂં ભલું કરતો જાય છે-એ એક કુળવાન, ભલો ને હિતસ્વી છે; પણ તે જાણતો ન હતો, કે એ નેકી કરનાર બદીનાં ફળ માટેજ મીઠાં ઝાડને પાણી સીંચે છે!!

> દુરિજન દર્પણ સમ સદા, કરી દેખો હિય દૌર;
> સન્મુખકી ગતિ ઔર હય, વિમુખ ભયે કછુ ઔર.

લક્ષ્મીપ્રસાદ ફરીવાર લગ્ન કરવાના ઇરાદાથી પાટણ કન્યા જોવા ગયા; અને કન્યાશાળામાં ભાનુનો મોહક ચ્હેરો પસંદ આવ્યો, તે કાળથી ભાનુનો હિત-શત્રુ તો થયોજ હતો; તેમાં દારૂમાં દિવાસળી પડી. ને કન્યા વેણીલાલની પત્નિ થઇ! હોમ-હવનમાં ઘૃતની આહુતી થઇ. જો તે કન્યા લક્ષ્મીપ્રસાદની નજરથી દુર રહી હોત, તો લાંબી તકરારનો તરત નિવેડો આવી જાત, પરંતુ સન્મુખ આવીને ઉભી રહી, એટલે 'વીષ કુંભો પયો મુખ' જેવું થયું. ભાનુનું પગલું મુંબઇમાં પ્રવેશ થયું, તેની નવ જુવાનીનો બહાર ખિલી નીકળ્યો; ને વેણીલાલને તે સુખ ભોગવતો જોયો; એટલુંજ નહિ પણ એ વર્ષમાં ભાનુને શ્રીમંત આવ્યું, ને ગર્ભ પ્રસુતીમાં દીકરો અવતર્યો, એ લક્ષ્મીપ્રસાદની

આંખ અંજાવી દેવા જેવું થયું; લક્ષ્મીપ્રસાદનો ડોળો તો એની જુવાની લુંટવામાંજ ફરતો હતો; પણ તક મળી નહતી. છેવટે તેણે નવી જુકતી રચી. પોતાની અંગ્રેજ પહેડીમાં મુકાદમી કરવા ઉપરાંત પોતે પણ ખાનગી વેપાર ચલાવ્યો. જો કે તેમણે આ તો ચાલું કરેલું હતું, કે વેપારીઓ જોડે સોદા કરવા ; ને તેમાં અમુક સોદો પોતાનો ખાનગી ગણવો. તે સોદો ખોટમાં ઉતરે, તો કંપનીને જોખમે માંડવો ; નહિતો નફાનું માલીક પોતે થવું; હવે એ તો ઓફીસને લગતી વાત રહી. વેણીલાલને વશ કરવાનો, અને તે દ્વારા ભાનુને પોતાના પગની પાની ધોવરાવવાનો દાવ રચ્યો. વેણીલાલને પોતાની જોડે સટ્ટામાં ભાગીયો કર્યો, મુકાદમીમાં તો માત્ર થોડો નામનો ભાગ આપ્યો; પણ તે ભાગમાંયે વેણીલાલે સારી રકમ મેળવી લીધી. હવે એ રકમ ચોપડીમાં જમે પડી રહી હતી, તે વેણીલાલ જ્યારે પોતાના હસ્તકમાં લેવા ગયો, ત્યારે લક્ષ્મીપ્રસાદે જુકિત કરી; ને લોભી વેણીલાલને સમજાવ્યો, કે "આપણે રૂનો જુદો વેપાર કરીએ છીએ; એ વેપાર હવેથી વેણીલાલ ચંદ્રશંકરને નામે કરવો; કેમકે મ્હારે નામે અથવા લક્ષ્મીપ્રસાદની કંપનીને નામે સોદા કરવામાં આવે, અને હવે ઓફીસવાળો નવો સાયેબ જાણે, તો તકરારમાં ઉતરવું પડે ; એ માટે રૂનો સટો તમારે નામે કરવો; અને કદાચ એ વેપારમાં મોટી ખોટ જાય, તો પાછળથી રૂવાળાને રડાવવાને પ્રથમથીજ ચક્રાવો રચવો. તમારી સઘળી મીલ્કત મ્હારે નામે રહેવા દેવી. જો તમને ભરૂંસો હોય, તો તમારે તેમ કરવું ; જો કે તેની નોંધ હું આપીશ. વળી ચોપડામાં પણ જમે રાખીશ ; પણ તે વાત બહાર ન પાડવી. લોકો ને વેપારીઓ તો સારી રીતે જાણે છે, કે વેણીપ્રસાદ એક

અંગ્રેજ પહેડીના ધરખમ મુકાદમના ભાગીયા છે; તેથી વેપારીનાં નાણાં ખોટાં થશે નહિ; પણ તે તો ખોટ વેળા વાત; પછી મ્હે લાલો ને ભરે હરદાસ ! જો એ રીતે વેપલો કરવો હોય તો હાલ તક છે. દુનિયાંને મક્કના ચક્રપર ચડાવી દઇએ, જો ખોટ જાય, તો તમારી મીલ્કત અનામત રહે; અને નફો મળે, તો એકડું થાય; પણ તેમ કરતાં પહેલાં સઘળું બીજાને નામે કરી દેવું." લોભીયા વેણીલાલને આ વાત પસંદ પડી; લક્ષ્મીપ્રસાદના ફરેબને તે પારખી શકયો નહિ. લક્ષ્મીપ્રસાદ તક જોઇને વેણીલાલનાં નાણાં સ્વાધીન કરવા લાગ્યો. ને તેની છાતીપર હાથ મુકાવી દીધો. ભાનુને વશ કરવાનો આ દાવ શોધી કહાડયો; લક્ષ્મીપ્રસાદે તે દહાડેથી વેણીલાલને નામે ખાનગી સટો કરાવવા માંડયો; પ્રભુ કૃપાએ તેમાં લાભજ થવા લાગ્યો. વેણીલાલને એક ઘર પણ લઇ આપ્યું; ને થોડા દાગીના પણ કરી આપ્યા. વેણીલાલે ભોળપણમાં મેળવ્યું—ને ગુમાવ્યું; એ સૌ લક્ષ્મીપ્રસાદને નામે તથા કબજે રહ્યું; વેણીલાલ વિશ્વાસે રહ્યા; માત્ર એટલું કર્યું, કે દર વર્ષે નફા-તોટાનો હીસાબ ગણીને વેણીલાલની નોંધમાં લક્ષ્મીપ્રસાદે પોતાનું ખાતું પાડી આપ્યું. ને નીચે સહી કરી દીધી—વેણીલાલ પોતાના ભાગીયાને ભરૂસે ભાગ્યને બાંધી દીધું. આ ખાનગી ગોઠવણ વિષે ભાનુને કશું ન જણાવ્યું; કેમકે કદાચ પાંચ પૈસા ગુમાવવા પડે; ને તે અસલ રકમમાંથી કહાડેલા સ્ત્રીના જાણવામાં આવે, તો કંકાસ થાય ! તેથી પોતાનું શું ધન છે, એ પોતેજ જાણ્યું; તેમાં આ લક્ષ્મીપ્રસાદ મનથી ફાવ્યો ! સફળતા તો પ્રભુ હાથ રહી.

મિત્રકે ઘરમેં ઘરનીસોં મિલિ બેઠિયે ન
હસિયે ન દુરિ બેઠી બેન છોરિ લીજીયે,
કોઉ ભેદ પારે તો ન ભુલે દેવિદાસ કહે,
મનકી દુરાઇયે ન તાતેં ભયે ખિજીયે;
પ્રીતી ખેચો ચાહિયે તો કીજીયે પરસુ પ્રીતી,
પ્રીતિ રાખ્યો ચાહિયે તો હતનો ન કીજીયે !

---

## પ્રકરણ ૧૨ મું.

## ગુમાન શેઠાણીનો લાડકો રસોયો!

---

બાળક નોકર નાર ને, શ્વાન કાગની જાત;
હળગે જો દીલ નેહથી, નક્કી કરશે વાત.

*　　*　　*　　*

ગાવનકે જાયે તે સો ઘરસે લપટ રહે,
ગવીઆં ન ગા હોત ગંગ કે નલાયસે.
સિંહનકે જાયે તાકી, ઐરાવત આન માને—
શિયાલ ન સિંહ હોત, માટીકે મિલાયસે—
હંસનકે જાયે વો તો ઉનનકે મોતી ચુગે,
બગલા ન હંસ હોત, મોતીકે ચુગાયસે—
કહે મિયાં તાનસેન, સુનો શાહ અકબર,
નહા નહિ હોત કછુ નિમકાં બલડાયસે—

*　　*　　*　　*

તાનસેનકે તાનમેં, સભી તાન ગુલ્તાન;
આપ આપકે તાનમેં, ગધ્ધાભી મસ્તાન.

કાગડાઓ એમ સમુજ્તાં હશે, કુકડાઓ પણ એમ માનતા હશે, કે અમે જો નહોત, તો વહાણું કેમ વ્હાત! ભંગીઓ એમ સમજતા હશે, કે જગતની આરોગ્યતા અમારાથીજ સચવાય છે. ખરેખર પૃથ્વીનો ભાર પ્રાણીઓજ ઉપાડી લ્હે છે; સકળ-જગત પોત પોતાના મનમાં ગર્વિષ્ટ ન હોય, તો અફસોસ કરતા મરી જાય! રસોઇ કરનારા સમજતા હશે, કે મોટા મોટા શેઠીયાઓ ફાંદ ફેરવતા ચાલે છે; અને શેઠાણીઓ ભપકા કરતી ડગલાં ભરે છે, તેનો મદ જો અમે નહોત, તો ઉતરી જાત! ખરેખર કેટલેક અંશે એ અભિમાન ખરૂં માનીશું! આપણાં નવરંગી શેઠ શેઠાણીનો ભપકો રસોઇયાની રસાયણતાપર તાગડધિન્ના કરે છે! ભજીયાં ચટણીની ચટક, ચા પાણીનો ચમકારો, શીંગ ગુવારની સુકવણીનો સ્વાદ, અને ગરમાગરમ કઢીનો વઘાર તો રસોઇયાની રસાયણતાપરજ રહેલો છે. રસોયાપર રસવંતી રસીલી શેઠાણી કુરબાન હોય, તો શેઠ તો જીહ્વબે કરતાજ હોય! મુંબઇ શહેરમાં અપવાદરૂપ એવા પણ ઘણા દાખલા મળશે, કે શેઠાણીની કૃપાથી માળાવાળા ને ઘરવાળા થયલા ઘણા રસોઇયા છે! મુનીમ ને મુકાદમ થયલા ઘણા જનો ભમે છે! શેઠજી જો ચમની નાયકાના ઘરમાં કેદારો સાંભળે, ત્યારે શેઠાણી વળી મુળીયા રસોઇયાની લાવણી ન સાંભળે?—

તેરે ઘુંઘરવાલે બાલ જોબલ ખાતે હંય! અગર તો—
... ... બિછુ બડા ઝેરીં હય! અથવા તો—

'મચે' આશક તેરે નાજકે ઉઠાનેવાલે!' એવાં એવાં નવરંગી નાચ પાર્ટીનાં ગાયનો ગાનારા, નવરી શેઠાણીને કાલું-ઘેલું બોલીને આનંદ આપનારા ભુખડીબારશ ભમતા ભુતો કંઇ થોડા નથી. કામકાજ વગરની, માંસના લોચા લચકાવતી, ભપકામાં ભુલી પડતી, મંદિરે-મંદિર ભટકતી લાડકડી શેઠાણીઓનાં હસતાં મુખડાં જોઇને ભોળા રસોઇયા પણ ભમી જાય, તેમાં નવાઇ નથી! હલકા ખવાસના નાદાન નોકરો કદાચ આડા-અવળા સંજોગે, સારા ઘરમાં પ્રવેશ કરીને, જમાનાના તરંગમાં અથડાતી યુવાનીકાઓના મદનો લાભ લઇ લ્હે, તે પણ વિસ્મય થવા જેવું નથી!

લક્ષ્મીપ્રસાદની નવી વહુ ગુમાનગવરી હુળના ઢગલાપરથી પદમની પાટ ઉપર બેઠી હતી. શોકયનું સાલ દુર થઇ ગયું હતું. અને ઘરમાં સત્તાધારી માલિક ગુમાન હતી. ચંદ્રકળા તો મનના વિલાપ ને વિદ્યા વિલાસમાં મગ્ન હતી. ગુમાનની ગુમાની વધી પડી હતી. શેઠ તો પેલી ભાનુના નવરંગમાં રમવા લલચાયા હતા. શેઠાણી જાણે, કે શેઠજી કંઇક ધંધામાં ગુચવાઇ ગયા હશે, તેથી તે લાડકડી રસોઇયા જોડે વાર્તા-વિનોદમાં વખત ગાળતી હતી. ભટજીની વાતોમાં શું પુછવું? સોએ સો ટકા બાદ! જેની તેની નિંદા, ખોટી ખબર, ભુંડી વાતો, અને પરસ્ત્રીઓપર નવાં નવાં આળ ચડાવતો હતો. "બાઇજી? ફલાણા શેઠની દીકરીનો ભવાડો તે શું કહું? ફલાણા જોડે પ્રેમમાં પડી, ને પછી પેટ.........અરે બા? અરે બ્હેન? ફલાણી શેઠાણીએ તો મ્હારો હાથ......

નીચ નોકરો બ્હેન અને બા કહીને તેની જોડે હદ બાહેર છુટ લેતાં ડરતાં નથી ! વળી મોટાં માણસની મોટાઇ તો જુઓ ? કોઇ આબેરૂદાર માણસને મોં ન દેખાડે, અને નોકર જોડે બાથમ બાથ ! સારાં કુળવાન માણસ જો બાઇને મળવા આવે, તો નોકરને જવાની છુટ, પણ આબરૂદાર અંદર એકદમ જઈ ન શકે ! ઘરનાં નોકરો જોડે કશો જનાનો નહિ, પણ બહારના આબરૂદાર સાથે જનાનો ! અફ્સોસ ! મોટાની વાતોજ મોટી !—તાડને વખાણીયે કે એરંડાને ?—કાંટાને વખાણીએ કે કાકચને !

લક્ષ્મીપ્રસાદ શેઠને ત્યાં કોઈ કુળવાન નર આવે, તો ગુમાન શેઠાણી મોં વાળે ! અને રખડતો ગુલામ આવે, તો તેની જોડે હસતી વાતો કરે ! લોકો કહે, એ તો એક જાતની મોટાઓની મર્યાદા છે. હશે ! મોટાની શી વાતો કરીએ ?—મોટા તે તો મોટાજ ! ! !

ભમતા રસોઈઆ તરફ ગુમાન શેઠાણીનો સાચો ભાવ હતો. ભમતો સારી રીતે જાણતો હતો, કે ગુમાન શેઠાણી ચડાઉ દેવડી છે; હલકા કુળની અને મિથ્યાભિમાની છે. શોખીલી અને હલકી છે. કામાંધી નથી, પણ ઝભ–હસ ઘણો છે! ભમતો હાં–જી હાં, કરનારો હતો. તેમ ગુમાનની કૃપા મેળવી શકયો હતો. વાતોમાં વડાઈ હ્હેનારી ગુમાન આખા ઘરમાં ભમતાને મતલબ–દેવડી પેઠેમ ભજતી હતી, કેમકે તે માન દેતો હતો. તેણી લક્ષ્મીપ્રસાદને ગણકારતી નહતી. શેઠ શેઠાણીના સંબંધમાં ભમતો ભાગ લઇને ચુકાદો દેતો હતો. પોતાના શરીરની ટાપટીપમાં અને લયલાની સફાઈ કરવામાં ગુમાન આખો વખત રોકાતી હતી; એવી એખબરી લીલામાં ઘર તણાતું હતું. રસોઈયાએ

પોંચીયો અને સોનાના ગળચવા કર–કંઠમાં ઘાલ્યા હતા. ઐરીને બંગડી અને ઝાંઝર પહેરાવ્યાં હતાં, ભમતો ભટ એક મહિનામાં બાર ઘર બદલતો હતો. ગુમાનનું માન વધારે મળ્યું, એટલે અહીં ટકી ગયો હતો. લક્ષ્મીપ્રસાદે આ ભમતા ભાઈપર ભરોસો રાખ્યો હતો, પણ ગુમાનને બનાવીને એ ફોલી ખાતો હતો. ને છેવટે ભટજીની પગચંપી તથા પુજાર્ચન કરાવવાના વિચારમાં હતો. શેઠજીને તેની ખબર ન હતી ! શેઠની દીનચર્યા શેઠાણી કને, ને શેઠાણીની વાર્તા શેઠ કને ખિલવીને કાં તો પોતે માનીતો થતો ; અથવા તો ઉડતા મનનાં દમ્પતી વચ્ચે વિરોધ પડાવતો હતો.

લક્ષ્મીપ્રસાદે ભાનુમતીને કબજે રાખવા, અને મિત્રના અવશાનનો લાભ લેવા જે વિચાર કર્યો હતો, તે ટાણે ભમતો ભટ શેઠની નજરે અડયો–લક્ષ્મીપ્રસાદે ધીરે સાદે ભટને નજીક તેડયો : ભટ ચતુરાઇથી ચેતી ગયો. શેઠના મોં ઉપર ફીકાશ જોઈ.

“અલ્યા, વેણીભાઇની તબીયત જોઇ આવ્યો ?”

“હા, ભાઇ ! સવારે શાક લેવા ગયો હતો, ત્યારેજ ખબર કહાડી હતી. બિચારાં ભાનુ બહેન બહુ રડતાં હતાં !”

“કંઇ કહેતાં હતાં ?”

“હા; કહે કે મોટા ભાઇને આશરે જીવે !”

“તું ધારે છે, કે તેઓ મ્હારા શુકનપર રહે !”

“શા માટે નહિ રહે ! તેને આપ વિના બીજું કોણ પાળે છે ?”

“ભાનુની રીતભાત કેવી ?”

"ભાઇજી ! અમને નોકર માણસને શી ખબર હોય ! મોટાની વાત મોટા જાણે !"

ભટના હાથમાં ઉંદર સપડાયો !

"તમે જેટલી અંદરની વાત જાણો, તેટલી બીજું કોઇ ન જાણે !"

"ભાનુમતીબાઈ દેખાવે તો ગુણી લાગે છે."

"તેનો કંઇ શોખ-મોજમાં જીવ ખરો ?

"વૈભવ કોને ન ગમે, ભાઈ? પણ જ્યાં સુધી વેણીભાઈ હોય, ત્યાં સુધી તો"—ભટ હસી પડયો.

"તે પછી ?" શેઠ પણ હસી પડયા.

"વળી આપની તરફજ નજર ઢળવાની તો ! તેને પછી બીજું કોણ ?"

"વાહવા ! ભટજી મહારાજ તું ચતુર ખરો; લ્હે, આ ત્હારી ચતુરાઈની બક્ષીસ !"

શેઠે બે રૂપિયા કહાડી આપ્યા. ભટજીએ જાણ્યું, કે વેપારી ભાઈ જાણી જોઇને ચેરી મેરી ન આપે ! કંઈક મતલબ હશે. તરતજ તેનો પડછાયો પડ્યો. ભટજીએ શેઠને બનાવ્યા.

"શેઠજી ? કોઇ લાયક કામ સોંપો, ત્યારે આ ભટની વફાદારીની ખબર પડે !"

શેઠને તો ભાવતું હતું ને વૈદે કહ્યું.

"શાબાસ–ત્યારે તો લ્હે, એક કામ તને સોંપું ! આ કાગળ લઇને વેણીભાઇને ત્યાં જા. જો આ પત્ર ખાનગી વેપાર ધંધાને લગતો છે. સાહેબનું કામ છે. વળી વિલાયત તરફ આજના મેલમાં જનાર છે. જરૂરનો પેગામ છે. તેમાં વેણીભાઇની સહીની

જરૂર છે. કળવિકળે, કાગળ વંચાવ્યા વિના સહી કરાવી લાવવાની છે. તક જોઈને કામ કરવાનું છે. એમ કરવાનું કારણ એટલુંજ છે, કે એક કામમાં મોટી ખોટ છે; વેણીભાઈ જો તે વાત જાણે, તો માંદગીમાં મોટી અને ખોટી અસર થઈ જાય. જાતે પોચા મનના ને લાગણીવાળા છે, એટલે તેને કશી વાત જણાવવા દેવી નથી; અને તેની સહી વિના ચાલી શકે તેમ નથી, તેથી સહી કરાવવાની છે. આ કામમાં તમારી ચાલાકી જોઈ શકાય તેમ છે. વેણીભાઈને વંચાવ્યા સિવાય તેની સહી કરાવી શકવાની હીમત છે ?"

"હા; એકદમ ક્રોડધામ કરીને પણ કામ પાર પાડી લાવીશ. ભાઈ અસ્વસ્થ હશે, તો વિરજથી કળ—વિકળે સહી કરાવી લઈશ. જો તેઓ વાંચવા લેહશે તો કહીશ, કે ડાકટરની મનાઈ છે. જો હઠ કરશે તો કહીશ, કે મોટા ભાઈનો એટલો ભરોસો નથી ?"

"વાહવા! ત્યારે લ્યો, આ પત્ર; ને પહોંચી જા!" ભમતાએ શેઠની કનેથી કાગળ લીધો; અને ભટજી ચાલભર વેણીલાલને ત્યાં દોડી ગયા. વેણીલાલ ઘેનમાં પડ્યા હતા. ભાનુમતી પગ તળાંસતી હતી. ભટજીએ જઈને કહ્યું કે; "આજના વિલાયતના મેલમાં એક અગત્યનો દસ્તાવેજ બીડવાનો છે. ને તેમાં ભાઈની સહી જોઈએ છે. જો સહી નહિ થાય, તો પત્ર રહી જશે; ને મોટું નુકશાન થશે. જો તબીયત અનુકુળ હોય, તો તજવીજ કરવાની છે." ભટજીનાં આ શુકન બહાર પડતાંજ લોભી કવેદ ચમક્યા. વેણીલાલ પડખું ફર્યો; ને રક્તનેત્ર સહીત ભાનુ સામું જોયું. મોટાભાઈનો ભટ હતો, તે પારખ્યો. તેણે કહેલાં વાક્યો સાંભળવાથી ચમકેલો વેણીલાલ બોલ્યો—"મને શાહી પેન આપો!" આજ્ઞાંકિત

ભાનુએ તરતજ શાહીનો ખડીયો ને પેન આપી. તાવની ધુનમાં વેણીલાલે સહી કરી આપી. ભટ ખુશી થતો થતો દોડી ગયો. ભગવત ભરૂંસે વેણીલાલે સહી કરી. આ પત્ર વિલાયતી સાહેબ-પરનો તો નહોતો, પણ વૈકુંઠના સાહેબને ઠગવા માટે લખાયલો હતો. ભુંડું થાય તે ભલાં માટે !

સાધન સમય સુસિદ્ધ લહી, ઉભય મુલ અનુકુલ ;
તુલસી તીનો સમય સમ, તે મહિ મંગળ મુલ.
 બૈર સનેહ સવાનકો, તુલસી જો નહિ જાન ;
સોકિ પ્રેમ મગ ધરત પગ, પશુ બિન પુંછ બખાન.

લક્ષ્મીપ્રસાદે પોતાના મિત્રને દગો કરવાં આ એક પ્રપંચી દસ્તાવેજ ઉભો કર્યો હતો—પણ માણસની ઇચ્છા પાર પાડવી પ્રભુના હાથમાં છે. જે દસ્તાવેજ, જે ઉમેદ માટે લખાયલો હતો; એજ દસ્તાવેજ તેનો દુશ્મન થઈ પડશે, એમ કોણ ધારતું હોય, વારૂ ? મુર્ખ લોકો મતલબના અંધાપામાં અનેકવાર પોતાની ગરદન પોતાનેજ હાથે કાપતા જણાય છે ?

ભટજી દોડતો આવ્યો, અને દસ્તાવેજ શેઠના હાથમાં આપ્યો. લક્ષ્મીપ્રસાદે **વેણીલાલની** સહી જોઈ; ને ખુશી થઇ ગયો. ભટજીને તરત હાથમાંથી પચાસ રૂપીઆની એક વીંટી કહાડી આપી. ભટજી આનંદ પામ્યા. લક્ષ્મીપ્રસાદ કુશળ ઠગારો હતો. ભટજીને અંદેશો ઉત્પન્ન ન થાય, માટે ખુલાસો કર્યો; વ્યંગ ભાષામાં તેણે કહ્યું, "ત્હારી હિમ્મત ને મહેનત કને તને આ ઈનામ થોડું છે, જો આ દસ્તાવેજ ફતેહમંદ ઉતરશે, તો મોટું ઇનામ મળશે."

"પ્રભુ તમારી ભલી ઉમેદ પાર પાડે!" ભટજી જાણે, કે કોણ જાણે કેવા મોટા સોદાનો સવાલ સમાયલો હશે; પણ ખરેખર તેના મિત્રને છળવાનું, વિશ્વાસઘાત કરવાનું અને મિત્રના કુટુમ્બને પાયમાલ કરવાનું એક ઝેરી હથીયાર હતું.

"ગર્જહી અર્જુન હીજ ભયે, અરૂ ગર્જહી ગોવીંદ ધેનુ ચરાવે,
ગર્જહી દ્રોપદી દાસી ભઈ, અરૂ ગર્જહી ભીમ રસોઈ પકાવે;
ગર્જ બરી સબ લોગનમેં, અરૂ ગર્જ બીના કોઇ આવે ન ભાવે;
કવી ગંગ કહે સુન શાહ અકબ્બર, ગર્જસે બીબી ગુલામ કહાવે!

જગતમાં મિત્ર અને સ્ત્રી, એ એક પ્રભુની પ્રસાદી ગણાય છે; તે પ્રસાદીમાં જો કાળક્ષેપે કરીને ઝેર ભેળાયું, તો જાણવું, કે તે પદાર્થ વડેજ સર્વનો ક્ષય થવાનો! દુર્યોધનની ભ્રષ્ટ બુધ્ધિ થવાનું મુળ કારણ કુળનો નાશ કરનારૂં હતું, અને લક્ષ્મીપ્રસાદનાં લક્ષણનો મુળ હેતુ પણ પોતાની પડતી સ્થિતી બતાવનારો હતો. કુદરતનાં છુપા ભેદને કોણ પહોંચી શકે? માણસ હજાર ડહાપણ કરે, પણ પ્રભુના દરબારમાં અસત્ય કદી નહિ ચાલે!

"ગંગ તરંગ પ્રવાહ ચલે ઓર કુપકો નીર પીયો ન પીયો,
અંબ હૃદે રઘુનાથ બસે તો ઓરકો નામ લીયો ન લીયો;
કર્મ સંજોગ સુપાત્ર મીલે તો, કુપાત્રકો દાન દીયો ન દીયો,
કવી ગંગ કહે સુન શાહ અકબ્બર, મુરખ મિત્ર કીયો ન કીયો."

* * * *

પ્રીત કરો નિજ જાન સુજાનસે, ઓર હેવાનસે પ્રીત કેસી,
ખટ માસ સુડે નરૂ સેમળ સેયો દેશ નજી પરદેશ બસી;

ફલ નીચે પડયો પક્ષીરાજ ઉડયો (જબ) ચાંચ મારી તો કપાસ જૈસી,
કવી ગંગ કહે સુન શાહ અકબ્બર, છાશ મીઠી કયા દુધ જેસી!"

પાપીઓનાં પાપ તેના હાથેજ પ્રકટ કરાવવામાં આવનાર હતાં–નિષ્કપટી અને નિર્દોષ, પવિત્ર ને પાપ રહીત પુરૂષ વેણીલાલ કર્મને આધીન થયો ; અને ખોટા વીલમાં સહી કર્યા પછી એક કલાકે સ્વર્ગવાસ પામ્યો; ભલી ભામિની ભાનુમતીનું સૌભાગ્ય ચુંથાઇ ગયું; બાળકન્યા સાનુ અને સપુત્ર સવિતાપ્રસાદ બાપ વિનાનાં થઈ ગયાં ; લક્ષ્મીપ્રસાદને મન માન્યું થયું, અને ગુમાનના ગુમાનનો પાર રહયો નહિ ; કેમકે હવે વડાં બાઇ પોતેજ રહ્યાં ! ચંદ્રાવળી ચાલી ગઈ, ને ભાનુમતી ઓશીયાળી થઇ, એટલે ત્રણમાં પુજવા લાયક દેવી કઈ? દીવાળી, હોળી કે અખાત્રીજ ?

—.o:—

## પ્રકરણ ૧૩ મું.

### પતિવૃતાને પહલે પડેલો પાખંડી.

તાજનું છત્ર તુટી ગયું; પ્રજાનો રાજા મરી ગયો ; સૌભાગ્યવતી સ્ત્રીનો સ્વામી નૃષ્ટ થયો, છાયાનાં ઝાડો સુકાઈ ગયાં; સંદિગ્ધ તાપમાં, આફતના દવમાં, ને રેતીના રણમાં રોળાવાનું રહ્યુ. આંખની શરમ હોય ! આંખ મીંચાણી પછી મિત્ર કે સગાં સૌ અળગાં થઈ જાય ! ધગતીને તાપવા, અને સાહ્યબીને વધાવવા સૌ આવે, પણ આપદકાળમાં તો સાચો સ્નેહી અને પુરો ભકત હોય તેજ ટટાર ઉભો રહે ! વેણીલાલના સ્વર્ગવાસ

પછી ભાનુમતીની તો એજ સ્થિતી થઈ. જગત્ આખું સ્વાર્થીજ છે !

"સાંઈ સબ સંસારમે મતલબકા વ્યવહાર;
જબલગ પૈસા ગાંઠમેં, તબલગ તાકો યાર–
તબલગ તાકો યાર, સંગહી સંગમે ડોલે ;
પૈસા રહા ન પાસ, યાર મુખસેં નહિ બોલે.
કહે ગિરિધર કવિરાય, જગત યહિ લેખા ભાઈ,
બિન મતલબ વ્યવહાર, યાર બીરલા કોઇ સાંઇ."

વેણીપ્રસાદના અકાળ મરણથી તેના કુટુમ્બપર આફત આવી પડી; અજાણ ભાનુમતી પરવશ પડી તેણી લક્ષ્મીપ્રસાદના પંજામાં સપડાઈ ગઈ. સવિતાપ્રસાદ મેટ્રીકની પરિક્ષામાં બેસવાનો હતો, ને ભાનુનો વિદ્યાભ્યાસ સારો ચાલતો હતો ; તેમાં આ નવી આફતથી અશાન્તિ ઉભી થવા લાગી. ભાનુમતી કને થોડી જે રોકડ રકમ હતી, તે લગભગ ઉત્તરક્રિયામાં વપરાઈ ગઈ. પોતાના અને બાળકોના અંગપર ચાલુ વપરાસના દાગીના હતા ; તે સિવાય સઘળું લક્ષ્મીપ્રસાદની તિજોરીમાં રાખેલું હતું. તે તિજોરીપર ઝેરી નાગ બેઠો હતો. તે નાગને પાળવામાં પણ નુકસાન હતું. ઉંદરની દુર્જન જાત કઠણ ને દુઃખકર હતી.

કરત કુસંગ ચાહત કુશળ, યહી બડો અફસોસ;
સમુદ્રકા મહીમા ઘટ્યો, રાવણ ભયો પડોસ.

દરદી, ડાક્ટરને દર્શન વડે પ્રભુતુલ્ય ચાહે છે ; પણ ડાક્ટર કંઇ દરદીની આતુરતા કે દર્દને ચાહતો નથી.

સંસાર એ દુઃખનો સાગર છે; ને સુખી નથી, પણ માયાને વશ થવું, ને જીવતાંને ભોગવવું, એ જગતનો નિયમ છે. ઘર

ગુજરી ગયો, પણ બાળકોને સંભાળીને ઉછેરવાં; ને તેની અવસ્થા સુધી માતૃધર્મ બજાવવો, તથા ધણીની દોલત ને લાજ–આબરૂ ટકાવી રાખવી, એ વિધવાઓનું કર્તવ્ય છે; નહિ કે કામદેવને વશ થઇને, વિલાસ ભોગવવા પુનર્લગ્ન કરવું; અથવા તો છુપા આશકો રાખવા! થોડીજ એવી આર્ય વિરાંગના હશે, કે હેમલેટની માતા પેઠેમ દીકરાને ડંખ લગાડશે!

પોતાના સ્વામીનું ધન સાચવવા માટે, અને જે હોય, તે જાણીને વ્યવસ્થા કરવા માટે, લક્ષ્મીપ્રસાદને બોલાવ્યા. ભાનુના આમંત્રણની વાટ જોઇ બેઠેલા લક્ષ્મીપ્રસાદ તાકીદે આવ્યા, અને ભાનુના એકાંત ભાગમાં ચાલ્યા ગયા. ભાનુ તો ખુણામાં હતી. લક્ષ્મીપ્રસાદને પોતાની સામે તકીઓ નાખી દીધો. ભુંડો મિત્ર તે પર બેઠો. ભાનુનું સૌંદર્ય તો છિન્ન ભિન્ન થઇ ગયું હતું. તેના હૃદયમાં નિરાશાના ભડકા બળતા હતા. લક્ષ્મીપ્રસાદને કામ–સુખની શિતળ છોળો ઉછળતી હતી. ભાનુની આંખમાં આંસુ ચાલ્યાં જતાં હતાં. દ્રષ્ટિ ભોંય તરફ હતી. હૃદય બાળ—બચ્ચાં તરફ હતું.

"જગતમાં સુખ દુ:ખ સર્વને આવે છે; રાજા હરિશ્ચંદ્ર અને રઘુરામ જેવા પરમાત્મા પણ એક વેળા સમયને શરણે થયા છે!" લક્ષ્મીપ્રસાદે દિલાસો દીધો. "હા, હવે તો દાખલા લઇને દિવસ કહાડવાના છે. કવખતનું ને બોલીચાલી વગરનું મરણ વધારે સાલે છે." ભાનુએ ડુસકાં ભરતાં કહ્યું, "પરમેશ્વરે જે વિપત્તી માથે નાખી તે ઉપાડવી. પ્રભુએ ગુલાબનાં ફુલ જેવાં જે બાળકો આપ્યાં છે, તેને ખિલવો; તે પોતાના બાપનું નામ રાખશે."

"તેને ઉછેરનાર વડીલ તો આપજ છો. હવે અમારે બીજી કોઈ દશા સુઝી છે ?"

"પ્રભુ સહાય થશે. સૌ સારાં વાનાં થશે. જેને બાળા તેને શા દુકાળા ? કાલ સવારે બાપની બાંય ઉઘાડશે."

"આપની સહાયતા વિના શું થઈ શકશે?"

"તમે સમજુ અને ચતુર છો ; પરસ્પરનો સંબંધ જાણવી શકો તેવાં છો. મ્હારી ડાહી સ્ત્રી તો બીચારી—" લક્ષ્મીપ્રસાદે ઢોંગ શરૂ કર્યો. આંખમાં ઝાંઝવાં લાવ્યો. રડતી સ્ત્રીને વધુ રડાવીને દયા ઉપજાવવા લાગ્યો.

આ જગતમાં સારાં માણસો થોડુંકજ આયુષ્ય લઈ આવે છે ! " ભાનુ બોલી.

"ખરેખર એમજ છે. વેણીલાલભાઈ જતાં મ્હારે માથે બેવડું સંકટ આવી પડ્યું. ઓરીસના કામની અને કશી ખબર નથી. સાહેબ પણ બાહુજ દિલગીર થયા છે. હિસાબ અધુરા પડ્યા છે. આ વર્ષે વળી નવો વેપલો કર્યો છે ; જોઈએ કે શું બાર નફો રહે છે ! બોટમાં તો વેણીભાઈ ગયા ; હવે નફાને શું કરીએ ? "

"તમારે શરણે અમે છીયે."

"જો તમે મ્હારી મરજી પ્રમાણે ચાલશો, તે વેણીભાઈ કરતાં સવાઈ કૃપા સંપાદન કરશો."

"અમે વળી શિતળ છાંયડીથી અળગાં થઈને ક્યાં જઈશું ? અમારે બીજો કોનો આધાર છે? જે કંઈ ધન છે, તે પણ આપની પાસે છે." ડાહી સ્ત્રીએ મર્મમાં વાત છેડી.

"જે હશે, તે તમને મળશે. પણ—"

"પોતાની પ્રિયાપર જેનું દીલ નથી, તે પરકીયાપર કેટલી ઘડી ટકશે? સુંવાળી સપાટીપર જળ—બિંદુ નહિ ટકે!"

"હું પ્રતિજ્ઞાથી બંધાઉં છું."

"કામી નર જાુઠા ને મતલબી હોય છે."

"તોપણ વિશ્વાસ દેતાં મન ન ઠરશે?"

"રાવણના જેવો વૈભવ તો તમારો નથી કની? દુર્યોધનના જેવી સાહ્યબી તો તમારી નથી કની? સીતા અને દ્રૌપદીએ શું પસંદ કર્યું?"

"તે દાખલાઓ દફતરમાંજ રહેવા દો!"

"તમારી ઇચ્છા ભીતરમાંજ રહેવા દો!"

"એક હાથમાં લાડુ ને બીજા હાથમાં તલવાર હોય, તો?"

"ઝેરના લાડુ ખાવા કરતાં તરવાર વધારે પસંદ કરવા લાયક છે."

"રીબાવું પડશે!"

"પ્રભુને ત્યાં એવો ઇનસાફ હશે, તો ભલે!"

"પ્રભુ છેજ નહિ! જો તે હોય, તો હરિશ્ચંદ્રને એવી દશા ન દેખાડે!"

"સોનાને તાવ્યા વિના ચોખ્ખું થતુંજ નથી."

"તરસાવીને આ તરસ ટાળવા જેવું છે."

"કુદરતી વિપદમાં કંઇક ચમત્કાર રહેલો છે."

"ત્યારે છેવટ શું?"

"અંતે ધર્મ જય!"

"મારી માગણી કબુલ નથી કરવી?"

"તમારી માગણી આ રીતે અઘટિત હશે, તમે મારો ધર્મ ભ્રષ્ટ કરવાને ઈચ્છતા હશો; મારા પરનો મોહ સફળ કરવાજ અમને મદદ કરતા હશો, મિત્રનું ઘર વંહાડવાનેજ તમે કૃપા રાખતા હશો; એમ મેં ધાર્યું ન હતું !"

"ભાનુ ? તમે એમ ન બોલો–વેણીભાઈ મ્હારા મોમાંથી દહીંથરૂં લઈ ગયો હતો."

"નળરાજાના ભાગ્યે દમયંતી મળી, તેથી કળીએ નીરાશાનો ઉલટો બદલો લીધો, તેમાં તે સફળ થયો ?"

"મોહ તો પુરો થયો કની ?"

"અફીણ ને મદીરા પાનથી મસ્તાન થવામાં શો લાભ છે ?"

"મોહનો જીવ તેમાંજ મસ્તાન છે."

"આપની ઇચ્છા, મ્હારા જેવી દગ્ધ અંતઃકરણની પતીવ્રતાથી પુરી કરવા કરતાં કોઈ મુરલીના મોહમાં તરતી મુકો, તો સફળ થશે."

"મોહ ખસેડયો ખસેડાતો નથી."

"કાળા પથ્થરપર રંગ બેસતો નથી."

"કારીગર કુશળ હોવો જોઇએ."

"લક્ષ્મીભાઇ ? હવે એ વાત જવા દો. તમે પ્રથમથી ક્ષમા આપી છે, તો ક્ષમા કરીશ. તમારા પીંડની પાપ—વાસના ટાળીને પ્રાયશ્ચિત કરો—મ્હારાપરનો મોહ ટાળી દો. મિત્ર ધર્મ બજાવો. આ ગંદી કાયામાં માંસનોજ ભપકો છે. લોહી વગરનાં હાડપીંજર તરફ નજર કરો. બે ઘડીના ઉડતા ધુમાડાને બંધ કરવા અબરનો ઉછાળો હાથ ન ધરો."

"જ્યાં સુધી તમારા સ્નેહનું પાન નહિ થાય, ત્યાં સુધી આ મોહક મધુકર–"

"હવે હદ થઈ. જ્યારે તમે ધર્મ ભુલો છો, ત્યારે હું લાચાર છું. હજી પણ તમે વિચાર કરો. આજ તમે ઘેર સીધાવો. બીજી વખત મળજો–"

"બા? જરા આમ આવોની? પુરી તળતાં ઘીનો છાંટો ઉડયો, તેથી મ્હારો હાથ દઝાયો છે?"

સાનુમતી કન્યાએ બાને જલદી બોલાવી. ભાનુ તરત મેડી ઉપર જવા લાગી. ચતુર પુરૂષ ચેતી ગયો.

"ત્યારે હવે શું કરવું છે?"

"તમે શાન્ત થાઓ; અને અમારા ભાગ્યે જે ધન હોય, તેનો નિર્ણય કરી આપો. હું સવિતાને આપની કને મોકલીશ. આપે તસ્દી લેવાની જરૂર નથી." ભાનુ માળ ઉપર જતાં જતાં બોલી."

"જ્યાં સુધી મ્હારી માગણી કબુલ નહિ થાય, ત્યાં સુધી તો–

"શરમની વાત છે. એક ભલા મિત્રની પત્નિને ધર્મભ્રષ્ટ કરવામાં તમારા જેવા પ્રતીષ્ટિત ને ભરૂંસાદાર મિત્રની આ હીલચાલ ધિઃકારવા લાયક છે. તમે જ્યારે હઠ છોડતાજ નથી, ત્યારે મ્હારે હદ મુકવી પડે છે!"

"અને તમને પણ કહી દઉં છું, કે તમે મ્હારે શરણે નહિ આવો, ત્યાં સુધી તમારૂં તે તમારૂંજ નથી!"

"પ્રભુ રક્ષણ કરવા સમર્થ છે. ભાઇજી? માતાના પેટમાં કોણે રક્ષણ કર્યું છે? તમારા જેવા નામાંકીત, ભરૂંસાદાર મિત્રના ભરૂંસાપર ગરીબ મિત્રનાં બાળ બચ્ચાં શરણે પડયાં છે, ત્યારે

તેનાપર આ જાતની અઘટીત તરવાર ચલાવવી, એ પૃથ્વી રસાતળ જવા જેવી વાત થાય છે. લક્ષ્મીભાઇ ? જરા શુદ્ધ વિચાર કરો. હજીપણ તમે પોતે કોણ છો, તે વિચારી જુઓ. આ મોહક કાયા માત્ર રક્ત માંસનાં કુંડાં જેવી છે. માત્ર સુંદર આચ્છાદન છે, તેથીજ મોહ છે; પણ તે મોહ કરતાં ધર્મનો પ્રકાશ વધારે તેજસ્વી છે. જે કાયામાં કામનો ઉજાળો છે, તે કાયામાં જો ધર્મનો ઉજાળો હોય, તો બહુ સારૂં ! તમે અમારા વડીલ છો. મરનારનો આત્મા, આ તમારા મિત્ર ધર્મની ખુમી જાણીને કંપશે. અરે તેનો પ્રભુ કંપશે. તમે આ રીતે તેનાં નાનાં બાળકો અને વાંધવા સ્ત્રીને કંપાવશો, એ તે જાણી નહિ શકે! ભાઈ? પા ઘડીની પાસણી સારૂ પાઘડીનો વળ ન છોડો. એમ કહેતાં કરતાં જો મસ્તાની ઉતરી ન હોય, તો તમે જાણો, ને પ્રભુ જાણે. તમે તમારો ધર્મ ભલે ભુલો. અમે તો જે છીયે, તેવાંજ રહેવાનાં ! પ્રભુ કદી મેળવેલું ધન ખુંચી લહેવરાવે, તોય ભલે ! હજી સુખી-વૈભવ ભોગવ્યો નથી. હવે મ્હારે તો ભોગવવાનો છેજ નહિ, પણ હકદારનો હક ડુબાવશો, તો પ્રભુ સાંખશે નહિ ! રંકનાં હ્રદય દુખવવામાં કોઇનું ભલું થયું નથી, ને થશે નહિ ! ગંદી ને કાગી કાયાનો ભરૂંસો નથી. જો પુન્ય હોય, તો પસ્તાજો; નહિ તો જેમ વાજબી લાગે, તેમ કરજો !" એટલું કહીને ભાનુ ચાલી ગઇ. લક્ષ્મીપ્રસાદ ઘડીભર જોઇ રહયો; ને નીસાસો મુકીને ઘર તરફ પાછો ફર્યો. એક શાયર કહે છે, કે—

# પ્રકરણ ૧૪ મું.

## કાળાં મેંઢાં.

લક્ષ્મીપ્રસાદ, ભલી ભાનુમતીના મુખનાં ગર્ભિત વાકયો સાંભળી આવ્યો ; અને તિરસ્કાર ભાવના વડે ક્રોધ ઉત્પન્ન થયો ; તો પણ ભાનુમતીની શાન્ત પ્રકૃતિનાં કેટલાંક વચનો સાંભળીને લક્ષ્મીપ્રસાદને આશાની મટકી, વિચારના ચાકપર ચડવા લાગી. ભાનુમતી લાભ કે લોભ વિના તાબે નહિ થાય, ને સ્ત્રી જાતની એવી સ્વાભાવિક ટેવજ હોય છે, કે મરતાં સુધી તે મ્હોડેથી પરપુરૂષને ચાહતીજ નથી ; પછી મનમાં ગમતું એ હોય ! કદાચ ભાનુમતીના મનમાંયે તેવું હોય, માટે તેને લાલચના યંત્રપર ચડાવવી. એમ સમજીને તેણે એક પ્રેમયુકત પત્ર લખ્યો. આ પત્ર એક નામેશીના પુરાવાનુ સાધન થઈ પડશે, તેનો આ કામીનરે વિચાર ન કર્યો. એ પત્રમાં કાળાં મેંઢાએ શું લખ્યું હતું ?

"પ્રિય ભાનુ

તમારા ચંદ્ર—મુખના પ્રકાશથી મ્હારા જેવો પ્રેમી પતંગીયો અંજાઈ જાય, તેમાં નવાઇ નથી; તો પણ તમારા સ્નેહની શિતળતા મેં મ્હારી પ્રેમ—પાંખમાં ભરી લીધી છે. તમારૂં ધન મ્હારી કને અનામત પડેલું છે; તમારા સત્પુત્રને વરવા માટે મ્હારી કન્યા ચંદ્રકળા તૈયાર છે. મ્હારા મિત્રના કુટુંબને મ્હારૂં પોતાનું કરવા ઇચ્છા છે; માત્ર તમારૂં મન જો કબુલ કરે, અને મ્હારી ઇચ્છાને તાબે થઈ જાઓ, તો આપણો સંબંધ પેઢી દર પેઢી કાયમ રહેશે; અગર જો મગરૂરીમાં મરશો, તો નહિ દરશો, કે નહિ તરશો !

તરસશો, એટલુંજ ફળ લ્હેશો. પ્રેમ એક સોનું છે; તેનાપર માટી ચડતીજ નથી; અગર ચડે, તો અગ્નિમાં સાફ થઇ શકે છે. આપણાં સ્નેહ સંબંધમાં કોઈ પ્રકારનું વિઘ્ન આવવાનું નથી. સૃષ્ટિનો નિયમ પાળવો; પણ કુદરતના કામની વચ્ચે ન આવવું; હૃદય એક હોય, તો કોઈ પદાર્થ પાપી નથી. મનનું સુખ, એજ ભગવતની કૃપા સમજવી-ઈશ્વરે આપણાં હૃદયજ નહિ, પણ શરીર પણ એક પ્રેમી કર્યાં હતાંજ, પણ મુર્ખ માબાપની અનેચ્છાનો ભોગ થવું પડ્યું, ને જુદાં થયાં; હવે જ્યારે પ્રસંગ આવ્યો છે, તો તે શા માટે ચુકવો? હું તમારા મુખારવિંદનોજ લોભી છું. પાપ વાસનાની કળીઓનો હું ભુખ્યો નથી. સંગીતનો શોખીન, નાયકાના ગળાંનો તરસ્યો હોય છે; તેની ગંદી કાયાનો નહિ! તમે ચતુર હોઇ, તો ચેતજો! મ્હારો ને તમારો બન્નેના વૈભવનો મેં સંગ્રહ કરી રાખ્યો છે, તેની સ્વતંત્ર ભોક્તા તમારે થવાનું છે. તમારી ચતુરાઇ ને ડહાપણથી મ્હારી અર્ધાંગના પણ વશ. થશે; કેમકે હું તમારે તાબે રહીશ. તમારાં બચ્ચાંને બાપ તથા કાકાનો વારસો મળશે; અગર આનાકાની કરશો, તો વારસદારનો વારસો લુંટાઈ જશે; અને તેના નિસાસાનો શ્રાપ તમને લાગશે; માટે તમારી જુવાન જીંદગીના શત્રુ ન થતાં મિત્ર થવું, ને તમારા બાળકોના લુંટાઇ જતા હકક વચ્ચે ન આવતાં, તેમને પણ સુખી થવા દેવાં હું તમારા પ્રત્યુત્તરની રાહ જોઇશ. આશા છે કે ઉભયનાં હૃદય આનંદજ પામશે.

આશાતુર,

**લક્ષ્મીપ્રસાદ.**

"લસનકી ગાંઠકું કપુરકે રસમેં બાર પચાસકે ધોઈ મગાઈ;
કેસરકે પુટ દે દેકે અરૂ, ચંદન બ્રચ્છકી છાય સુકાઈ;
બાગોગરે મહિં લપટ ધરી, એહિ બાસ કુબાસહી આઇજ આઇ,
એસેહી નીચકી બાની બિલાસી કોટી ઉપાયે કુટેવ ન જાઈ!"

* * * *

"લંક મહાગઢ બંક મિકંદ, સમુદ્રકી ખાય બનાય લઇ હે,
રાવન રાજકો ઓર અવાજ, બિનાસન કાલકી બુદ્ધિ ગઈ હે;
સીતા હરી હરી ફોજ હની હની, રાવનકી કયા બુદ્ધિ ગઈ હે,
કહે કવિ ગંગ સુનો શાહ અકબ્બર, રાજકી–જીવકી હાની ભઇ હે."

કામીજનો કામના આવેશમાં શું શું બકે છે, શું શું કાર્ય કરે છે, અને શું શું તર્ક બાંધે છે; એ તેને ખબરજ હોતી નથી; કામનો ધુમો નીકળી ગયા પછી જ્યારે નિષ્ફળતાનો નિસાસો નાખે છે; ત્યારેજ દારૂડીયા નીશાબાજની પેઠેમ પોતાની મુર્ખાઇનો પસ્તાવો કરે છે. કાળાં મેંઢાંને શરમજ હોતી નથી. કુતરાંને લાકડી મારો, કે હડધુતના પોકારે કાન ફાડી નાખો, તો પણ આડી પુંછડી ને ઉંધે માથે, આંધળી દોડ મુકવાનો તે મુકવાનોજ! મ્હોડેથી બુમ પાડતો જાય, લાકડીઓ ખાતો જાય, ને મોંમાંથી રોટલીનો ટુકડો વેરતો જાય, તે કબુલ; પેટ ન ભરાય, ને માર ખાય, તે કબુલ; પણ પોતાની કુટેવ છોડવાનોજ નહિ! એવાં માણસોને પશુ કરતાં પણ નઠોર કહેવામાં હરકત શું હોય?......

विषस्य विषयाणांहि दृश्यते महदन्तरम् ।
उपभूक्तं विषघ्नन्ति विषयाः स्मरणादपि ।।

"વિષય વાસના ઝેર કરતાં બુરી છે. ઝેર માત્ર, પીવાથી મરે છે, પણ વીષય તો નામ લ્હેતાંજ મારે છે!"

# પ્રકરણ ૧૫ મું.

## અશોક વનમાં સીતા!

"અલ્પ સુખ સંસારનું, તેમાં દુઃખનો નહિ પાર;
જેમ ધાંખે ખાયે ધંતુર નર, તેમાં ન આવે સુખ નિરધાર–ટેક.

જેમ કુંભાર કસે મૃતિકા, વળી કાષ્ટને કસે સુતાર;
દરજી કસે દુકુલને, લોહને કસે લુહાર–

જેમ સલાટ શીલાને કસી કરી, આણે રૂડું રૂપ;
એમ કસાય છે સંકટ થકી, રંક ગતિ જાણે ભુપ–

જેમ પરિયટ પટકે પેટને, વળી દીયે મુશળનો માર;
ત્યારે મેલ મહિંતણો, નવ રહે રતી નિરધાર–

જેમ મજીઠને ખાંડે ખરી, રૂડી રીતે રંગરેજ;
ચળકે રંગે આવે ચટકી, આવે તેમાં તેજ;

એ રીતે વેઠે વિપદ, તનાઈ થાય તૈયાર–
ખરો ઝવેરી તે થશે, તરે નકી ભવપાર–"

ભાનુમતીની ચિન્તાનો હવે સુમાર ન્હોતો–કાળા મોંના વાંદરાને જોઇને–રાક્ષસરૂપ રાવણને જોઇને જેમ સીતાના હૃદયમાં ફાળ પડી હતી; દુષ્ટ દાનવરૂપ કીચકને જોઇને દ્રૌપદીને અનુકંપ થયો હતો, તેવી રીતે ભાનુના અંગમાં અનુકંપ થયો–બાળ કુમારી સાનુમતીએ માતાને માળ ઉપર બોલાવી, અને પાપીના પલ્લામાંથી ભાનુ છટકી ગઈ; પરંતુ માળ ઉપર જતાં, અને અન્ય પ્રવૃત્તિમાં ગુંથાવા છતાં લક્ષ્મીપ્રસાદનો કાળો ચ્હેરો તેની આંખમાંથી ઓછો થયો

તેની ઇચ્છા હું તૃપ્ત કરૂં, ત્યાં સુધીજ તે મ્હારો છે; પછી તો શત્રુ છે. દાસી? પરણેલી જીંદગી અને પ્રતિજ્ઞા પુર્વક વરેલો પતિ એજ પોતાનો છે; પછી તે છેહ દે, તો પણ ભલે; પરંતુ ક્ષણીક વૈભવ માટે, પતિવ્રત રત્નને ગુમાવવાને સતીઓ ભુલ કરવાનીજ નથી."

દ્રૌપદી જેવી મહા સતીનાં વેણો સાંભળીને દાસીનું હૃદય પણ પિગળી આવ્યું હતું. તેવો પ્રયોગ ભાનુમતી અને સીતા વચ્ચે ભજવાયો.

ભાનુમતીએ પેલી સીતાને આવતાં જોઈ, કે તરત નજીક આવી. તેના અંતરમાં એમજ થયું, કે લક્ષ્મીપ્રસાદનો બુરો સંદેશો લઇને આવી હશે. અંતે તે ખરૂ પડયું. સીતા તો બિચારી નિર્દોષ હતી, પણ ભાનુને એમ લાગ્યું, કે લક્ષ્મીપ્રસાદે તેને લાલચ આપી હશે, તેથી આ કામદેવના કામનું બીડું ઉઠાવ્યું છે!

"બ્હેન? આ ચીઠ્ઠી શેઠે આપી છે." સીતાએ હસતે મુખડે કહ્યું.

"વારૂ—" ભાનુએ ચીઠ્ઠી લીધી, ને રકત આંખે રોશમાં ઘડીભર સીતા સામું જોઈ રહી.

"બ્હેન, આજ તમે ગભરાયલાં કેમ છો?"

"ના—" આગળ બોલવા જતાં તેની આંખમાં આંસુ આવી ગયાં.

"બ્હેન? બા? તમે આમ કાં કરો છો? પ્રભુએ તમારા પર આફત તો નાખી, પણ હવે સબુરીથી સહન કર્યા વિના છુટકો છે, વારૂ!"

"ધનની આફત કેહાય, પણ ધર્મની આફત કેમ ક્હેવાય?"

"એટલે ? હું તેમાં કંઇ સમજતી નથી."

"તને ગુજરાતી સારૂં વાંચતાં આવડે છે. જરા બેશ, અને આ કાગળ તું વાંચી જો–એટલે મ્હારા દુઃખની તને ખબર પડશે." ભાનુએ ચીઠ્ઠી દાસીના હાથમાં પાછી આપી; દાસી ઝંખવાણી પડી ગઇ. સીતા કૉચપર બેઠી, ને ભાનુ ગુંદણપર, હાથનો ટેકો દઇને બેઠી.

"બ્હેન ? તમારો ખાનગી કાગળ તમેજ વાંચો, તો ઠીક !" દાસીએ વિવેક કર્યો

"એ ખાનગી કાગળ જાહેરમાં આવેલો ભલો; તું ત્હારે વાંચી લ્હે; મ્હારે વાંચવો નથી." કીચકની કર્મકથા સાંભળવા દ્રૌપદીએ કાને હાથ દીધા હતા, તેવીરીતે કચવાતા દીલે ભાનુમતી બોલી. સીતાએ ધડકતી છાતીએ ચીઠ્ઠી ઉખેડી, અને પ્રથમ વાકય પર નજર કરીને બોલી ઉઠી.

"આ રીતે કોણે લખ્યું ?" સીતાએ છેવટની લીટી નીચે સહી કરેલી જોઇ, ને બોલી, "શેઠને આ શું સુજ્યું ? " સીતાએ કાગળ બંધ કર્યો.

'દુર્યોધનને શું સુજ્યું હતું ? રાવણને શું સુજ્યું હતું ? ઇંદ્રરાજાને શું સુજ્યું હતું, કે ગૌતમરૂષિની અહલ્યા કને ગયો હતો ? પુન્ય પરવાર્યું હોય, અને દિવસ વાંકા બેઠા હોય, તેને એવું સુઝે !" "ખરે અફસોસ જેવી વાત છે." સીતાએ નિશ્વાસો નાખીને નીચી નજરે કહ્યું.

"સીતા ? હું બીજી કશી વાત હાલ કહી શકતી નથી; પણ ત્હારા શેઠને આ ચીઠ્ઠી પાછી આપજે, ને તેં અહીં જે આચરણ જોયું હોય, તે કહેજે; જવાબની જરૂર નથી. વિશેષમાં એટલું કહેજે, કે "રંકને રંજાડનાર કોઈ સુખી થયો નથી. પતિવ્રતાને

પઝવનાર કોઇ અચલ રહયો નથી !" એટલું બોલીને ભાનુ ઉભી થઈ. સીતાએ ફરીને નિશાસો નાખીને કહ્યું.

"વારૂ, બહેન ! હું જો એવું જાણત, તો કદી પણ આ ચીઠ્ઠી લઇને ન આવત ! તમે પોતેજ વિચારો, આ ચીઠ્ઠી લાવતાં ખરે તમારા મનમાં મ્હારે માટે કેવું મત બંધાયું હશે ?"

"તું બિચારી દાસી લાચાર ! ચીઠ્ઠીની ચાકર ! પ્રથમ તો મને એમ લાગ્યું, કે તું શેઠની પંપાળેલી હશે, ને મને ફંદમાં–

"શીવ ! શીવ ! શીવ ! બહેન ? હું એવી નથી. હું ચંદ્રાવળીબા જેવાં કુળવાન બાઇ સાથે વસી છુ. હું કુલીન કુળની છું. વખ્ખાની મારેલી નોકરી કરૂં છું ખરી, પણ હું અસલ જાગીરદારની દીકરી છું. અને અહીં ગ્રહસ્થ ઘર જાણીને આટલાં વરસથી રહી છું; હું હજી સુધી જાણતી નથી, કે લક્ષ્મીપ્રસાદ શેઠના ઘરમાં ઝેરી સાપે વાસો કર્યો છે–હું આ ઘડીએ ત્યાંથી રજા લઇ લઉં, મને એકલીને પેટ ભરવું ભારે નથી ; પણ ચંદ્રકળાનો હાથ તેની મરનાર માતાએ મને સોંપ્યો છે, એટલે લાચાર છું."

"અસબિધ હ્રદય બિચારિકે, જહુ જહુ કરહુ નિદાન ;
બિના કસોટી હોત નહિ, જન મનકો પહિચાન."

"હારી વફાદારીને ધન્ય છે. સીતા ? હવે આ વાત તું મનમાંજ રાખજે ! મારવું નહિ, પણ ફુંફવાટો રાખવો, એથી એવા લોકો ડરતા રહે ! વાત ખુલ્લી પાડવામાં બન્નેની આબરૂ જાય, ને દુશ્મનને હસવાનું થાય !"

"ચિન્તાં નહિ ! હું ઘટતુંજ કરીશ !" એટલું કહીને શરમાળ સીતા ચાલી ગઇ–ભાનુને મન ટહાડે પાણીએ ખસ ગઈ !

ભાનુએ આ દાસીની ઠીક કસોટી કરી લીધી. જેમકે

દોહા.

"કરત કસોટી કનકકી, જ્યૌં બિધ ચતુર સુનાર:
ત્યૌં નિજ રયાશદ નૃપતિકી, લેહુ કસોટિ પ્રકાર."

સીતા દાસી એવીજ ગુણજ્ઞ સેવકી હતી-રાજ-દરબારમાં, અને દરેક શ્રીમંત ઘરમાં એવાંજ માણસો જોઇએ—

---

## પ્રકરણ ૧૬ મું.

---

**મોટાં માણસનાં છોટાં કામ! ન્હાનાં માણસનાં મોટાં કામ!**

છંછેડાયલો નાગ ડસ્યા વિના રહેતો નથી; ન્હાસીપાસ થયલો પ્રેમી, ઘાત કર્યા વિના રહેતો નથી. કામ, અગ્નિથી તીવ્ર છે; પણ ક્રોધ તે કરતાં વધારે તીવ્ર છે. જો કે કામ એ ક્રોધનું મુળ છે; અને ક્રોધનો જુસ્સો ચડાવનાર પણ એજ આશાની મુર્તિ છે.

ભાનુમતીનો ઉદ્વેગ શાન્તિ પામ્યો; ક્રૂર કીચકનો ત્રાસ જાહેર થઇ ગયો. સીતાના અજાણપણાને લીધે લક્ષ્મીપ્રસાદની બુરી ટેવ જાહેરમાં આવ્યાથી હવે તે પાપી, પાખંડ કરતો બંધ પડશે, એવી કલ્પના વડે તેણી સબુરી રાખીને બેઠી. સીતાના મનમાં લક્ષ્મીપ્રસાદ માટે બહુજ ખોટો વિચાર બેસી ગયો. ભાનુમતીના મનમાં પોતાને માટે નબળો વિચાર બેસી ગયો હશે, એમ પણ માની લીધું; ને તેથી ભાનુ કરતાં સીતા વધારે પસ્તાવા લાગી. તે અભાગ્ય ચોવડીયે ચીઠ્ઠી લઇને ગઈ! ધર્મ કરતાં કર્મ નડયું! કોયલાની દલાલીમાં કાળા હાથ થયા. કાજળની કોટડીમાં ગયાં; તો કાળાં થઈ આવ્યાં! કલાલની દુકાનમાં નિર્દોષપણે જાય, તોયે લોકાપવાદ લાગે!

લક્ષ્મીપ્રસાદ વાટ જોઇ બેઠો હતો. સીતા કંઇક સારો સંદેશો લાવશે, એમ માનતો હતો. અહીં તો વિપરીત બન્યું હતું. મસાણના લાડવામાં સ્વાદ શો? કુસકાના ઢોકળામાં મજાહ શી? અણગમતા ભોજનમાં મીઠાશ શી? પરાણે પુન્ય કરાવવામાં પુન્ય શું? કામના કોળીયામાં લ્હેજત શી?

સીતા ઉદાસ ચેહેરે અને પાછળ પડતે પગલે આવી. લક્ષ્મીપ્રસાદ પ્રત્યુત્તર સાંભળવા આતુર થયા. પણ—

"પીવે નીર ન સરવરો બુંદ સ્વાતિકી આસ;
કેસરી તૃણ નહિ ચરી શકે જો વ્રત કરે પચાસ,—
જો વ્રત કરે પચાસ, વિપુલ ગજયુથ વિદારે;
સુજન તજે નહિ ધીર જીવ બરૂ કોહુ મારે!
કહે ગિરિધર કવિરાય, જીવ જોધક ભરી જીવે;
ચાતક વરૂ મરીજાય નીર સરવર નહિ પીવે."

માખી ગળાયા પછી ઉલટી થયા વિના રહેજ નહિ. પરસ્ત્રી પર બળાત્કાર કરવાનો ઇરાદો રાખનાર તિરસ્કાર પામ્યા વિના રહેજ નહિ! તલનો ખોળ, શેરડીના કુચા અને અનાજની વિષ્ટા એ ત્રણે કાર્યો નીચ માણસના યત્નનું ફળ ગણવું જોઇએ.

"કેમ, સીતા? કામ સિદ્ધ કરી આવી? ચીઠી આપી આવી? પ્રત્યુત્તર લઇ આવી?"

"ભાનુમતીબાએ ચીઠી વાંચ્યા વગર ફેંકી દીધી, અને મને એવા બોલો બોલ્યાં, કે ભોંય ભારે થઇ પડી; હું તો રડી પડી. એકદમ પાછી પાનીયે આ તરફ ફરી વળી! આપે એવું તે શું લખ્યું હતું, કે ચીઠી વાંચ્યા વિનાજ તેના મનમાં ખોટા વિચાર ઉભા થયા?"

સીતાએ ઠાવકે મ્હોડે જવાબ દીધો.

"મ્હારી ચીઠી ફેંકી દીધી ! સીતા, તેં ફાડી નાખી, કે તેની પાસે પડેલી રહેવા દીધી ?"

"ના ; તેણે બારી વાટે રસ્તામાં ફેંકી દીધી."

"હેં ! કદાચ કોઇના હાથમાં આવશે, તો ?"

"તે માટેજ કદાચ ભાનુમતીએ રીસ ચડાવીને રસ્તામાં ફેંકી દીધી હોય ! વળી સ્ત્રીઓ ઉપર જોખમભરેલી વાતો લખાય ? એ તો એક દસ્તાવેજ થયો. જો કોઇના હાથમાં જાય, તો આબરૂની આબરૂ જાય ; અને લોકોમાં ફજેતો થાય ! ઘરમાં કંકાસ, ન્યાત-જાતમાં નિંદા, સારા કુટુમ્બોમાં અવિશ્વાસ, મોટા મંડળમાં બેઆબરૂ, અને દીલમાં રાત-દહાડાનો બળાપો થાય!"

"ખરેખર ! સીતા મેં ખોટું કામ કર્યું !"

## કવિત.

"બચન સુનેરી જાલરી, બેહદ કરી સુનાર ;
હેર હેર ચિત્ત રાખકે, મત પાનીમેં ડાર—
મત પાનીમેં ડાર, ગઇ સો હાથ ન આવે ;
પડી ખલકકે પાસ, આપકો માન ગુમાવે—
કહેસું કવિયાં કાન, અબ નહિ લાજ સુનેરી;
મત પાનીમેં ડાર, જાલરી બચન સુનેરી."

"ને તેમાં મને પણ ફજેત થવું પડયું !" સીતાએ આગળ

કર્યો. પોતાથી જેટલું બની શકે, તેટલું કરવાને ઉતાવળો થયો, અંધાવેસમાં આકળો પડી ગયો.

"સીતા? તું હવે જા-વાત પેટમાં રાખજે; જે કાળે બનવાનું હોય, તે બન્યાજ કરે! આપણે કરીએ ભલાઈ, ત્યારે સામા જનો આંખમાં કરે સલાઈ, એવી વાત છે. આજે દુનિયાંને સારૂં લાગતુંજ નથી; આજ તો ઘી ખાના હો સક્સે, તો દુનિયાં ચલાનાં સક્સે! તે લોકોનાં ભલાં માટે મેં ચીઠી લખી. મરનાર દોસ્તે કરેલા સટ્ટને લીધે તે મોટી ખોટમાં આવી પડેલો છે, તેમાંથી તેનાં કુટુમ્બને બચાવવા માટે, ને નિભાવવા માટે એ ચીઠ્ઠીમાં તદબીર બતાવી હતી, પણ અભાગ્યાનાં કર્મમાં કાણો દડીઓ!"

"આપે તો ઘણી ભલાઇ કરી હશે, પણ કુકડીનું મોં—

"ખરેખર, તેનાં અવળાં ભાગ્ય છે, તેથી સારૂં નહિ સુઝે."

"સ્ત્રીની મતિ પાનીયે! હવે તમારે તેનું ઝાઝું નામ ન લેવું. સ્ત્રી જાત જોડે કાગળ-પત્રનો કે મન-મુલાકાતનો વધુ વહેવાર રાખવો નહિ. વળી તમારૂં નામ-કામ પડયું મોટું, એટલે વિધવાને ત્યાં જવું, એ પણ લોકોને નિંદા કરાવવા જેવું થાય!" સીતાએ શેઠને શામ-દામ ભેદે સમજાવ્યા—ભાનુમતીને કહેલા શબ્દ પાળ્યા, ને પોતાનો ધર્મ બજાવ્યો. શેઠને ધમકી દીધી, ને ડહાડા પાડયા. ઓસડ ખવરાવીને સાકરનો ગાંગડો મોંમાં મુકયો!

"હા, હવે મને શીખામણ મળી! સારૂં થયું કે, ત્હારા જેવી શાન્ત મનની સ્ત્રી ચીઠી લઇને ગઇ, અને પેલીએ ચીઠ્ઠી ફેંકી નાખીને અપમાન કર્યું, તે સહન કરીને ચાલી આવી. જો પેલો ભમતો ગયો હોત, તો 'કોણ જાણે—"

"તો ગામમાં ફજેતી થાત! આ તો આપણો ગોળ આપણેજ ચોરી ખાધો! કીચડમાં પથરો ફેંકીને બીજું શું જોઈએ? હવે એમનું નામજ ન લ્હેશો! ભાનુમતી ઉઠતાં ઉઠતાં બોલ્યાં, "કે હવે જો ચીઠી પત્રીઓ આવશે, તો ગુમાનખાને, અથવા તો સાહેબને મોકલવી પડશે. અમારે એવા સદેશા કે સાંઈ ન જોઈએ! અમારૂં લેણું—દેણું હોય તો આપજો, એટલે મોટો ઉપકાર થયો."

"એટલો બધો મીજાજ રાખે છે?"

"ભલે ગમે તેટલો મિજાજ રાખે, એમના શીરપર ભાર છે. આપણે તેનું જે હોય, તે ફેંકી દો; તે લપમાંથી દુર થાઓ, શેઠજી?" સીતાએ બીજો દાવ ફેંક્યો.

"વારૂ! હું વિચાર કરીશ. તું જા, વાત પેટમાં રાખજે!"

"હા; હું આ ચાલી; ચિન્તા નહિ!" દાસી ત્યાંથી ચાલી ગઈ.

લક્ષ્મીપ્રસાદના પેટમાં અભિમાનની આગનો ભડકો થયો. મગજપર લોહી ચડી આવ્યું. પોતાને અપમાન થવા માટે વેર લેવાનો વિચાર કરવા બેઠો-એકદમ રામાને હાંક મારી; અને મહેતાજીને બોલાવવા મોકલ્યો—મહેતાજી આવે, તે દરમ્યાન અનેક બુરા ઘાટ ઘડવા લાગ્યો. મિત્રની ગેરહાજરીમાં તેનાં કુટુંબીનું રક્ષણ કરવા બદલે, પૈસા હજમ કરીને, સ્ત્રીનો ધર્મ લુટવા કાજે, અનેક પ્રકારે ભુંડું કરવા બેઠો! અફસોસ!—

"પ્રીત જુ કીજે ચતુરસેં, જિનહેં પ્રીતકી લાજ;
સો જોજન જલમેં રહે, પથ્થરી તજે ન આગ—
પથ્થરી તજે ન આગ, ચતુરકી પ્રીત જુએસી;
તુટે સો સો બાત, ફેર જેમી કે તેસી.

કહે ગિરધર કવિરાય, ચતુરસેં કીજે કાજા;
જો તુટેગી પ્રીત, બહુરી આવેગી લાજા-"

પરંતુ—

"બનિયા બેસ્યા એકસેં, તામેં ફેર ન જાન;
રસહીં રસ બતરાત હેં, ધન મન તનસોં આન–
તન મન ધનસોં આન, બાત હીતહીંકી ભાખે,
નિર્ધનીયન પહેચાન, ઘરી એકો નહિ રાખે.
કહે ગિરિધર કવિરાય, સુનોરે સબરે દુનિયાં;
મતલબહિંકે યાર, હોત બેસ્યા ઓર બનિયા."

---

## પ્રકરણ ૧૭ મું.

---

### " નેકીકા અંજામ નેક હય ! "

જગતમાં એકથી એક ચડતી પ્રતિજ્ઞા કરનારા પડયા છે ! હાથીનું બળ, કીડિથી હરાય છે; સિંહ એક પ્રપંચી શિયાળથી સપડાય છેઃ—

#### કવિત

"કૌવા એહે જવારપેં, મારત ફિરત વિહંગ;
હંસનકી સરભર કરે, ઉડત કરતહે સંગ–
ઉડન કરતહે સંગ, જબ જળ સાગર મંજારો;
જલકી પરી ન થાય, ચિતે બલ કૌઆ હાર્યો–
કહે ગિરિધર કવિરાય, બડેનકે બડે ળુલૈયાં;
લે પંખનકે બીચ, ડારપેં ડાર્યો કૌઆ."

લક્ષ્મીપ્રસાદે અનેક તર્ક તૈયાર કરી રાખ્યા. એટલામાં

"મહેતાજી, તમે વિશ્વાસુ અને જુના વખતના નોકર છો—તમારે એક મહાભારત ફરજ બજાવવાની છે."

"શેઠજી ? આપનો હું દાસ છું. સેવકજનોએ ધણીની આજ્ઞા ઉઠાવવી, એ તેનો ધર્મ છે."

"હું સારી રીતે સમજું છું, કે તમે મ્હારા ભરૂંસાદાર નોકર છો. શેઠની આપદકાળે સેવકજનો મોટા સહાયભુત થઇ પડે છે. વળી વેપાર–ધંધો એક જાદુગર જેવો છે. તેનું પેટ મોટું છે. જો મહેતાજી કુશળ હોય, તો શેઠનું પોકળ ન કળાય ! જો કારભારી હુશીયાર હોય, તો રાજાના પેટનો ભેદ ન જણાય ; મ્હારે તે વિષે ચિન્તા નથી. સુચાણી ને કારભારી સરખાં ગણાય છે. તેની કને પેટ છુપાવવું ચાલતું નથી. તમને મ્હારે એટલુંજ પુછવું છે, કે વેણીલાલની કુલ્લે અસ્કયામત્ત કેટલી હશે ? કેમકે આજ સુધી મેં તેનો કશો હિસાબ જોયો નથી. એઓ ગુજરી છે, ને તેનાં વારસોને તે મીલ્કત સોંપવી પડે, તો તે બેઠા હિસાબ હાથમાં હોવો જોઇએ." લક્ષ્મીપ્રસાદે ઠાવકે મ્હોડે પુછ્યું.

"શેઠજી ? વેણીભાઇની લાખ રૂપિઆ જેટલી મીલ્કત્ત હશે. આજના ભાવે અરધા લાખનું તો તેનું ઘર છે, અને અરધા લાખમાં નોટો, શેરો, તથા રોકડ જમે, ને દાગીના થઇને હશે."

"એ સર્વેની નોંધ બુક ક્યાં છે ?"

"હું ધારૂં છું, કે વેણીભાઇને ત્યાં—

"હેં ! ત્યારે તો ગજબ થાય !" લક્ષ્મીપ્રસાદ પોકાર્યો. મહેતાજીએ ફેરવી તોળ્યું.

"ના, ના ! હું ભુલ્યો ? નોંધપોથી મ્હારી કને છે."

"ત્યારે તો સારૂં ! કેમકે બાઇના હાથમાં તે નોંધપોથી જાય ; ને તેણી આટલી મોટી રકમો જુએ, તો છકાઇ જાય ; વળી

અમારા બન્નેના ખાનગી વેપારનો હિસાબ તો મ્હારી કનેજ છે. તે તો તમે ચોપડીમાં દાખલ કીધોજ નથી. તે હિસાબ માંડી વાળશું, ત્યારે ભાગ્યેજ વેણીભાઇની રકમ બાકી નીકળે તો ! સટ્ટામાં મોટી ખોટ ગઈ છે ! મ્હારાં એટલાં કમ ભાગ્ય, કે વેણીલાલની માંદગી એકાએક વધી પડી. હવે જે કંઇ ખરૂં કરીશું, તે પણ ખોટા રૂપમાં દુશ્મનો વાતો કરશે !"

"શેઠજી ! સાચને કશી આંચ લાગવાની નથી. આપ વેણી-લાલના મિત્ર છો ; ને તેનાં ભલાં માટે તમે થોડું કર્યું નથી. વેણીભાઇ કને જે કંઈ છે, તે તમારીજ કૃપાનું ફળ છે ; તે કોણ નથી જાણતું !"

"પણ આજ જગત તો સ્વાર્થી છે ! તેમનાં વહુ એ ઉપકાર સમજવાનાં હતાં ? લોકોને મ્મોડે તો તરેહવાર વાતો કરે છે ! કહે છે, કે અમારી લાખની અનામત મિલકત છે ! પણ તેને ખબર નથી, કે હિસાબ તો કોડીનો હોય ! મિત્રનાં બાળકોને આજ સુધી સુખી કરવા તો મેં ભાગ આપ્યો ; હવે તો ઉલટું મ્હારે સંભાળવું જોઇએ ; મિત્રનું કુટુમ્બ પાળવું જોઇએ ; એ ફરજ વિસરીને હું ખાઇ તો નહિ જાઉં ! બે પૈસા આપીને રાજી થઇશ, કંઇ ખાઇને તો નહિ ; પરંતુ આપતાં લેતાંએ અપયશ તો મળવાનો ! મને મોટી ચિન્તા એ થઈ પડી છે, કે મ્હારા હિસાબનાં નાણાંની રકમ લગભગ લાખની થવા જાય છે ; હવે તેનું શું કરીએ ! જો હમણાં કહીશું, તો લોકોમાં નિંદા થશે !"

"તમારે ચિન્તા શી છે? સઘળી મીલ્કત તમારા નામ ઉપર છે. જ્યારે તે લોકો પુછે, ત્યારે વાત."

"હા; પણ તમે હિસાબ તો તૈયાર રાખો !"

"આપનો ગુલામ છું, શેઠજી? મ્હારાથી કંઈ વધુ-ઘટુ બોલાયું હોય, તો માફ કરજો!"

"ચિન્તા નહિ! એ તો તમારી કસોટી થઇ!"

"જેમ શેઠજીની મરજી; હવે હું તૈયારીજ કરૂં છું." એટલું કહીને મહેતાજી હસતા હસતા ઘર તરફ ફર્યાં. લક્ષ્મીપ્રસાદની તાળતલાવટથી જો ભલા ભલા ભણેલા અંગ્રેજો થાપ ખાઇ જાય, તો આ મહેતાજી શી વિસાતમાં! તેને રમાડી લેતાં વાર શી!

આ વાકય તે સારી રીતે સમજતો હતો. તેણે-પોતાની વાત રાખી, ને મહેતાજીને હાથમાં રમાડી લીધા. ચપટીમાં ચોળી લીધા. ત્રાન્સવાલ તરફ કાપડની દુકાન કરવાની લક્ષ્મીપ્રસાદની નજર તો હતી; પણ તક મળતી ન હતી; આ તક અનાયાસે આવી મળી; અને પ્રસંગોપાત લાભ લઇ લીધો. જુના મહેતાજીને દુર દેશાવર મોકલીને પાછળથી તેના દસ્કતે તેની ગરદન મારવા, ને વેણીલાલની દોલત લુંટવા ઉપરાંત, તેની સ્ત્રીને પાય ચટાવવા, નિશ્ચય કર્યો. ચોપડાઓ ફેરવવા અને વેણીલાલપર લ્હેણું કહાડવા માટે મહેતાજીને ઉતાવળા ઉતાવળા દેશપાર કરવા ઠરાવ્યું. વાણીયાની જાત ડાહી ને પાકી; મતલબી શિયાળ જેવી કહેવાય છે, તે લક્ષ્મીપ્રસાદે દેખાડી આપ્યું.

"બનિયાં અપને બાપકો, ઠગત ન લાવે બાર;
નિશિ બાસર જનની ઠગે, જહાં લેત અવતાર—
જહાં લેત અવતાર, માસ દશ ઉપહે રાખે;
ગુરૂસેં કરે બિબાદ, આપ પંડીત હૈં ભાખે—
કહે ગિરિધર કવિ રાય, વેમી હરદીઓ ધનિયાં;
મિત્ર જાની ઠગ લેહિ, જહાં બગ ભકતા બનિયા!

———:૦:———

# પ્રકરણ ૧૮ મું.

---

## ભેદ ભરમનો પડદો.

લક્ષ્મીપ્રસાદે વાણીઆગત કરી ! પોતાની મનની વાત કળાવા ન દીધી. ખરી હકીકત ઢાંકી દીધી ; અને લાલચુ મહેતાજીને મૂર્ખ બનાવી દીધો ! ધુળ ધોવામાંથી પણ કોઇ વાર કિમતી નંગ હાથ આવી જાય છે. મહેતાજીને સમજાવીને દસ્તાવેજ તથા ચોપડા બદલાવવાની તદબીરમાં ટ્રાન્સવાલની વાત યાદ લાવવી પડી ; ને અંતે મહેતાજીને ત્યાં મોકલવાની તૈયારી કરવી પડી. : જે થાય તે ભલાં માટે ! લક્ષ્મીપ્રસાદને બેવડો લાભ થયો. મહેતાજી જો મુંબઇમાં હાજર હોય, તો કોઇક દહાડો પણ મુદ્દો બહાર પડે, ને આ વાતને લઇ જાય ; પણ કાળા પાણીની સજા થાય, તો ને દશ વર્ષ દેસનું મોં દેખે, તેટલામાં તો આખી દુનિયાં ઉથળ-પાથળ થઇ જાય ! વળી સાહેબ લોકો વેપાર બંધ કરે, તો બીજાને વેપાર શોધવો ન પડે ! મકુંબીમાં સોનાની ખાણો છે ! જંગલી ગાંડાઓ, ધુળમાં છુપાયલું સોનું લઇને કાપડ તથા અનાજ ખરીદવા જાય છે; ને તેના અજાણપણામાં વેપારીઓને તડાકો પડે છે ! આ લાભ લેવાની લક્ષ્મીપ્રસાદની ઇચ્છા થઇ, અને મહેતાજીને મોકલવાના ઠરાવમાં દિવસો વિત્યા, તે પ્રસંગ આવતાં ઠરાવ નક્કી થયો ; અને એક તરફથી ટ્રાન્સવાલની દોલત મેળવવાને ને બીજી તરફથી વેણીલાલની દોલત મેળવવાની તક મળી ગઇ !

આ ભેદ ભરમ બીજા કોઇથી કળી શકાયા નહિ ; પણ કુદરત અજાણી ન હોતી -મહેતાજીના મનમાં એમ તો થયું, કે

કદાચ શેઠની દાનત ફરશે, તો વેણીભાઈનાં છોકરાંને રડાવશે; ને દમડી પરખશે નહિ; માટે વેણીલાલની મિલ્કતની અસલ નોંધ, અને તેપર લક્ષ્મીપ્રસાદની સહી છે; તે ચોપડી ગુમ થયલી કહીને સાથે રાખવી; અને 'કાચી નોંધ બુક, ચાર્જ' સોંપતી વેળા આપવી; કે કોઈ વેળા શેઠને દબાવવા કામ આવે! વળી ખરા હકદારના હક લુટાતા હોય, તો તે વેળા ઈશ્વિર પ્રતિજ્ઞાએ હક સાબીત કરી દેવાને ઉપયોગી થઇ પડે! મહેતાજી હજી દરવાજા બહાર જાય, ત્યાં ભમતા ભટ ભેટયા

"કાં ભાઇજી? આજ તો હસતા હસતા ચાલ્યા! કંઇ શેઠજીએ રાજી કર્યા છે શું?" ભટજીએ ઉભા રહીને પુછ્યું.

"ભાઈ? તડાકા તો તમારે છે; શેઠ શેઠાણીના ખાનગી માણસ તો તમે છો!"

"ખાનગી તો કહેવાના—આ પેલા વેણીભાઇ મરવા પડયા, ત્યારે કાચા કાગળપર તેની સહી કરાવી લાવ્યો; તે વેળાએ શેઠજી જાણે મને ન્યાલ કરી દેવાના હોય, તેમ મોટી મોટી વાતો કરી; પણ હજી સુધી ઇનામનો દમડો દેખ્યો નથી. બિચારા વેણીભાઇ ગુજરીએ ગયા—ને દોલત હજમ!—

"શું હજમ કરી જશે?"

"એમજ તો! કાળે અક્ષરે સહી કરાવી લીધી છે, તેથી મનને ગમશે, તે કરશે! વળી કહે છે, કે સઘળી દોલત પોતાના નામ ઉપરજ રાખી છે! વધુ તમને ખબર!"—

"નોટો, શેરો, ને ઘર સૌ પોતાના નામ ઉપર તો છે; પણ તે વિષે ચોપડામાં—

"ચોપડા ફેરવતાં વાર શી? હક્કદારો જ્યાં સુધી વેણીલાલની મિલ્કત સાબીત ન કરી શકે, ત્યાં સુધી શું મળે?"

"લોકો તો જાણે છે કની ? વેણીલાલ કંજુસ હતા, અને નફો મોટો હતો ; તો એ ક્યાં જાય !"

"સટ્ટો કર્યો ! ખોટા હિસાબ ઉભા કરશે ! જેને ખાઈ જવું તેને શું ? આંખ ફુટી ને શરમ ગઇ ?"

"પ્રભુ સાચો છે, કોનું રહ્યું ને કોનું રહેશે ! માણસ નાહક ફાંફાં મારે છે. કાળ કંઈ કહીને આવતો નથી. જ્યારે સામે આવીને ઉભો રહેશે, ત્યારે સઘળું જ્યાંનું ત્યાં પડ્યું રહેશે; ને અધર્મ તથા અન્યાય જે કર્યો હશે, તે પુંછડા રૂપે પાછળ આવશે. વેણીલાલ શું લઇ ગયા, કે લક્ષ્મીપ્રસાદભાઇ લઈ જશે ! વળી ખાનાર કોણ ? એક છોકરી છે, તે પારકું ધન ! ભટજી ? ખરું માનજો, કે ભલા કરનારનું ભલું થાય ; પણ બુંડું કરનારનું તો કદી ભલું નહિ થાય ! હશે, આપણે શું ? કરે તે ભરે ! આપણે તો ત્રાન્સવાલ જવાનું ઠર્યું છે ; પાછળથી ગમે તેવાં કાળાં ધોળાં થાય !"

"એમ ! ત્યારે તો ભાઇ તમે છુટયા, હમારે નસીબે—

"વખત આવે, તો સત્ય કહી દેવું, પાપમાં ન રહેવું;—ભલે શેઠ ગમે તેવાં ફાંફાં મારે, પણ અંતે સત્યે ધર્મોજય થવાનોજ ! હકદારના હક લુટવા આપણે તરાપ મારીશું, પણ કંઈ કુદરત લુટાવા દેવાની નથી. હજારો કુડાં કામ કરનારા ખોટા દસ્તાવેજો ઉભાં કરે છે, પણ તે ખોટાંજ ઠરે છે ; ને હકદારના હક મળે છે; ખોટું તે વળી સાચું ઠર્યું છે ! હશે જે પ્રભુ !" એટલું કહીને મહેતાજી રસ્તે પડયા. ભટજી પણ અંદર ગયા. આ વાત પેલી સીતા બ્રાહ્મણ સાંભળતી હતી. વેણીલાલની મીલકત પચાવી પાડવાની, અને વખતનો લાભ લઇને પતિવ્રતા સ્ત્રીને ધર્મ ભ્રષ્ટ કરવાની બુરી નિષ્ઠા તેનાં પણ જાણવામાં આવી ; પરંતુ ડાહી ને સમજુ

દાસીએ એ વાત પેટમાંજ રાખી–ભેદ ભરમનો પડદો ખુલ્લો થઈ ગયો ; પણ હકદારનાં ભાગ્યપર તો હાલ કાળી વાદળી છવાઇ ગઈ.

---

## પ્રકરણ ૧૯ મું.

—:o:—

### હકદારના હક ઉપર કાળી વાદળી !

**છપ્પય.**

હક માટે હરિશ્ચંદ્ર સંગ ગાધિ સુત ઉઠ્યો ;
કીધો ખડો શ્મશાન. ભાગ્ય વિધી જ્યાં રૂઠ્યો ;
હક માટે હરિ રાય, લડ્યા કૌરવની સાથે,
દીધું ગીતા જ્ઞાન, સારથીને શુદ્ધ વાતે–
હક માટે હિંદ તણા ભુપો. લડી લડી ચાલ્યા ગયા:
પાપી હક તો પલટી ગયા, સમય–સ્થંભ ઉભા રહ્યા.

પારકાના મ્હોડામાંથી પડાવી લેનાર કુતરાએ લોભમાં પડીને, નદી ઉતરતાં, પડછાયાના આધારે, બીજાનો રોકલો ઝુંટી લેવા જતાં પોતાનો ગુમાવ્યો ; એ વાત ન્હાનાં બાળકોથી પણ અજાણી નથી. અનેક ધનવંતો લોકોની લાજ પાડીને, ગરીબને રોવરાવીને, કોઈનાં ગળાં રહેંસીને, કોઇને દગલબાજીથી બ્હીવરાવીને, અને શાહુકાર બનીને એ ધોળે દહાડે લુંટી લ્હેનારા વૈભવની આશાએ પૈસાદાર બને છે ; પણ તેઓ તે વેળા સમજતા નથી, કે પોતે તો માત્ર એક શેર અનાજ ને બે ગજ પારકી જમીનપર પડવાનીજ માલેકી ધરાવે છે. જે પૈસો હરામની નૈયતે એકઠો થાય છે, તે પૈસો કોણ જાણે કયા જુગારીને હાથે, કે કઈ નાયકાના હાથે વપરાશે, તેની ખબર હોતી નથી !

લક્ષ્મીપ્રસાદે જ્યારે મહેતાજીને હાથમાં રમાડી લીધો, ત્યારે મહેતાજીએ તેના શેઠને ચપટીમાં ચોળી નાખ્યો ! નાતાલના પ્રયાણ વેળા જુના મહેતાજીએ નવા માણસને દફતરો સોંપ્યાં, તેમાં વેણીપ્રસાદની રોકડ રકમ તથા સ્થાવર મીલ્કતને દાગીનાની કાચી નોંધપોથી સોંપી. અને અસલ સહી સાથની નોંધ પોતાના કબજામાં હતી, તે સાથે લઇ ગયો. મહેતાજીને રવાના કરવાની ધાંધલમાં ખરી નોંધ અને તે પણ સહીવાળી ચોપડી તપાસી નહિ, માત્ર વેણીલાલના ખાતાની જરી પુરાણી બુક જોઇ; ને શેઠજીએ તે પોતાના ખાનગી દફતરોમાં રાખી લીધી. જુના મહેતાજી રવાના થયા; અને નવા મહેતાજીને શેઠજીએ વશ કરી લીધા. જુના મહેતાજીએ વેણીલાલની પત્નિને આ કાવતરાં સંબંધી કશી વાત ન કરી. પોતાનો માલીક શું કરે છે, તે કાર્ય જોવા માટે મુગો રહયો—

સેવકની સેવા જુઓ, અંગદ કવિ કહેવાય;
હનુમાનજીને સ્મરો, સેવક સત્ય ગણાય.
જીવન દીધું રઘુરામને, એ તે સાચા દાસ;
મરતાં પણ મુકે નહિ, કરે શત્રુનો નાશ.

રહુગણ રાજાને ત્યાં જડભરતે નોકરી કરવા માંડી ! પુર્વકર્મે જડબુદ્ધિ વડે સેવા થવા લાગી; પણ ભાગ્ય ખુલ્યાં, ને રહુગણ રાજાને ઉપદેશ કર્યો; ત્યારે આ મહાભાગ્ય સેવકની ચતુરાઈ સમજાણી —અંતે રાજા રહુગણ એ સેવકના પ્રતાપે વૈકુંઠ પામ્યો. એ તે સેવક કહેવાય !

લક્ષ્મીપ્રસાદે નવા મહેતાજી કને વેણીલાલની હયાતીનો હિસાબ તૈયાર કરાવ્યો. જુદી જુદી તારીખનો સોદો ને સટો કરેલો, તથા તેમાં જે જે ખોટ ગયલી, તે વિગતવાર વેણીલાલને ખાતે

ઉધારી. ચોપડીનાં પાનાં ફેરવી નાખ્યાં; ખાતાવહીનું પાનું બદલી નાંખ્યું; નવું ખાતું ઉપજાવીને વેણીલાલનો હિસાબ રજુ કર્યો. છેલ્લે સરવાળે વેણીલાલની મીલ્કત જમે કરતાં, એ પાંચ હજાર બાકી લ્હેણા કહાડયા ! આ રીતે મિત્રના વિશ્વાસનો લાભ લીધો. ભાનુમતીના દુર્ભાગ્યે આ બન્યું ! સીતાજીને રાવણ હરી ગયો; ને રાવણે કહ્યું કે, સીતે ? હું તારા રૂપ ઉપર મોહી પડયો છું." સીતા સતી કહે, "જો મ્હારૂં રૂપ એવું હોય, કે તે રૂપ સતીઓને ભ્રષ્ટ કરવા સમર્થ છે, તો તેનું રૂપ ત્રિલોકમાંથી અખુટ થયલું ભલું !" એ રીતે ભાનુના મોંની કાન્તિપર લક્ષ્મીપ્રસાદ મોહિત થઈ રહયો હતો. જો તે કાન્તિ લક્ષ્મીપ્રસાદને મોહ ન ઉપજાવત, તો મિત્ર ધર્મ ભંગ થવાનો, ને પરસ્ત્રીની લજ્જા લુટવા માટે, વશ કરવા માટે, યા ઘરીનો ધુમાડો ઉડાડવા માટે, મૃગજળીને મોતી માની લ્હેવા માટે લક્ષ્મીપ્રસાદને જરૂર પડત નહિ ! પણ પ્રભુની ગતિ ન્યારી છે.

—:o:—

## પ્રકરણ ૨૦ મું.

### પ્રપંચનો પડદો !

નહિ હે તેરા કોય, નહિ તેં કોય કા;
સ્વારથકા સંસાર, બન્યા દીન દોયકા.

સીતા ઘારણ સીધાવ્યા પછી ભાનુમતીને ક્રોધનો અંગાર ઉત્પન્ન થયો. મહાદેવી જેમ અસુરોને સંહારવા તૈયાર થાય; અગ્નિ જેમ લીલં—સુકં ભસ્મ કરવા તત્પર થાય. તેમ ભાન

પાછળથી વેણીલાલના હાથમાં કામ આવતાં, તેની મનગમતી આવક બંધ પડી હતી; તો પણ લક્ષ્મીપ્રસાદ દર વર્ષે દીવાળી ઉપર સારી રકમ બોણી–લાલચ તરીકે દેતો!. આ શરમ તે કલાર્કની ગરદન પર ભાર કરી રહી હતી!

એ કલાર્ક આજે ભાનુમતી કને આવ્યો; અને તેણીની કનેથી સઘળી હકીકત સાંભળી; જે વાત ભાનુએ કહી, તેનો મોટો ભાગ સાહેબ જાણતો હતો–ભાનુએ વિનંતી કરી, કે: "સાહેબને મ્હારી તરફથી આજીજી કરીને કહેવું, કે મ્હારા ધણીની જે કંઇ દોલત લક્ષ્મીપ્રસાદ કને હોય, તે અપાવવી-કેમકે તેમની નજર"–એટલું કહીને ભાનુ રડી પડી. કલાર્કના અંતરમાં પ્રભુ વસ્યો; તેને દયા આવી; અને ભાનુને વિરજ દઇને રવાના થયો–ભાનુએ અનાયાસે તક મળી જવાથી પરમ કૃપાળુ પ્રભુનો પાડ માન્યો. ભાનુ તો બિચારી નિર્દોષ પુતળી હતી. તેણી ધણીની ખરી હકદાર હતી, પણ ભાગ્ય પાધરાં નહોતાં, એટલે આળ અને પંપાળ સહેવવાં પડતાં હતાં!–

કલાર્ક દયાળુ કલ્પના કરતો જતો હતો, તેવામાં લક્ષ્મીપ્રસાદની ગાડી સામે મળી. પાપીનાં હૃદય પાપી હોય છે. ચોરના મનમાં પડછાયાની પણ બ્હીક હોય છે. કલાર્કને જોઇને તેણે ગાડી ઉભી રાખી, ને તેને પોતાની કને બોલાવ્યો.

"આ તરફ કયાં ગયા હતા?"

"સાહેબના હુકમથી વેણીભાઇને ત્યાં."

"જરા ગાડીમાં તો આવો!" લક્ષ્મીપ્રસાદે તેનો હાથ જોરમાં ખેંચ્યો. વેણીલાલનું નામ સાંભળીને વાત જાણવા, પોતાની ગાડીમાં બેસાડયો."

"વેણીભાઇને ત્યાં શું સાહેબ જવાના છે?"

તેણે લક્ષ્મીપ્રસાદને શાનમાં સમજાવ્યો ; અને સાહેબને નામે ચીરવાનો દમ દેખાડયો. ચોરનું હૈયુ. પોચું હોય છે ! લક્ષ્મીપ્રસાદ દબાઈ ગયો ; ને કલાર્કની ઇચ્છા પ્રમાણે બે હજારનો એક ચેક તરત લખી આપ્યો—કલાર્કને મોટો તડાકો પડયો વાત વાતમાં ત્રણ હજાર મેળવ્યા ! એક હજારની વીંટી ને બે હજાર રોકડા લીધા. કોના બાપની દિવાળી ! બે'ની લડાઈમાં ત્રીજાને ફાયદો થયો! કલાર્ક હસીખુશીથી પોતાને ઘેર ગયો. ને જમીને ઓફીસમાં જઇને સાહેબને સમજાવી દીધો. ભાનુની આડી ચાલ માટે સાહેબને તિરસ્કાર ઉભો થયો. શાણા લોકોને એ જાતની બહુજ ચીડ હોય છે ; ને એ રીત લક્ષ્મીપ્રસાદ સારી રીતે જાણતો હતો ; તેથી તેણે પ્રથમથીજ ઘાટ ઘડી રાખ્યો હતો, તે તક આવતાં પ્રકટ કર્યું. વળી લક્ષ્મીપ્રસાદ કાચો નહોતો, કે કલાર્કના કહેવા ઉપર અથવા પોતે કરેલાં પાકા પ્રપંચની નબળાઇથી ડરી જઇને મોટી રકમ કહાડી આપે ; પણ કલાર્ક લાંચીયો હતો, ને સાહેબ આ વાતની વચ્ચે ન આવે, તેવું કરવા માટે, કલાર્કને વચમાં રાખીને પોતાની ઇચ્છા પાર પાડવા રકમ આપી હતી. ખરેખર એમ કરીને હાલ તો સઘળું મનનું સમાધાન કર્યું.

બીજે દિવસે લક્ષ્મીપ્રસાદે પેલા કલાર્કને સમજાવીને વેણીલાલને ત્યાં મોકલ્યો ; તેણે ભાનુમતીને ઠાવકા શબ્દોમાં કહ્યું, કે "સાહેબ, તમારી પ્રત્યે રહેમની નજરે જોતા હતા ; પણ જ્યારે તમારા ધણીએ મરતી વખતે જે કંઈ લખાણ કરેલું છે, તેમાં તમારી હીલચાલ માટે શક બતાવ્યો છે ; ને તેથી સાહેબ નારાજ થયા છે. વળી તમારા ધણીના ચોપડા તપાસતાં તેમણે સટ્ટામાં મોટી રકમ ગુમાવી છે, ને તે રકમ લક્ષ્મીપ્રસાદને આપવી પડે છે. આ સઘળું જોતાં તમારી હાલત ઘણીજ દયામણી થઇ

પડશે. સાહેબે આ તપાસ લક્ષ્મીપ્રસાદ ને મ્હારી રૂબરૂ કરી છે; અને લક્ષ્મીપ્રસાદ જાહેર કરવાના છે, કે હવેથી કોઈપણ પ્રકારે વેણીલાલની લેવ–દેવમાં પોતાનો હાથ નથી. જે લેણદારો છે, તેને તો એ હીસાબ ચુકવી આપશે, કેમકે તેમાં પોતાનો ભાગ હતો: પણ તેમ કરતાં તમારી રોકડ રકમ, દાગીના, જે તમે રહો છો ને ઘર, લક્ષ્મીપ્રસાદને સ્વાધીન કરવુ પડશે."

"શું ત્યારે લાજ ને લક્ષ્મી બન્ને ગયાં!" ભાનુ એટલું બોલીને મુર્છિત થઈ ગઈ–કલાકે બુમ પાડી–આજુબાજુના ભાડુતો તથા પાડોસીઓ દોડી આવ્યાં, અને ભાનુને સાવધ કરી. ભાનુ ભાનુ શુદ્ધિમાં આવી. સર્વે લોકો ચાલ્યાં ગયાં. ભાનુએ કલાકને કહ્યું. ભાઈ? ત્યારે મ્હારાં ગરીબ બાળકો કયાં જઇ રહેશે? તેમનું પોષણ શાથી થશે?"

"બાઈ? જગતમાં અંધ, અપંગ ને નિરાધારને કોણ સંભાળે છે?"

"તે તો સૌનો પાળનાર પરમેશ્વર છે, પણ શું માસીક પચીસ રૂપીયા પણ નહિ મળે? સાહેબને તમે વિનંતી કરીને કહો, કે મ્હારો પુત્ર ઉમર લાયક થતાં સુધી લક્ષ્મીપ્રસાદ કનેથી અમને દર માસે પચીસ રૂપિયા અપાવે, ને આ ઘરનો એક ન્હાનો સરખો ભાગ મફત રહેવા આપે, તો મોટો ઉપકાર થશે! હાલ તો ખાં[illegible] આટાનો પુરાવો મેળવવા જેવી હમારી હાલત નથી: જ્યારે પ્ર[illegible] વેગા આપશે, ત્યારે સૌ થઇ રહેશે. જગતમાં કાળાંધોળાં કરનાર [illegible] ફાવે છે! મ્હોડે મીઠું બોલીને પેટમાં છુરી રાખનારા પાપીઓ[illegible] અંત તો અંતે એવો આવે છે, કે ખાટલે પડીને પોકાર કર[illegible] મગજથી નબળા થઇને, છાતી કુટતા, આપઘાત કરતા, કર્મ[illegible] ફળ ભોગવવા જાય છે! અમારા ગરીબના હક ઉપર તરાપ માર[illegible],

તેને પ્રભુ કદીપણ સુખે રહેવા દેવાનો નથી. મ્હારાં નિર્દોષ ને ગરીબ બાળકોના મોંમાંથી રોટલી ખુંચી જનાર કદી સુખી થનાર નથી.”

તુલસી હાય ગરીબકી, કબુ ન ખાલી જાય ;
મુવા ઢોરકે ચામસેં, લોહા ભસ્મ હો જાય.

“બાઇ ? તમે કલ્પાંત ન કરો. હું સાહેબને સમજાવીને એટલું લવાજમ કરી આપીશ.” એટલું કહીને કલાર્ક ચાલ્યો ગયો ; અને તરત લક્ષમીપ્રસાદને મળીને આ વાત કરી.

પચીસ રૂપિઆનો પગાર પોતાની માગણીથી ચાલુ કરવામાં લક્ષમીપ્રસાદે બેવડો લાભ માન્યો. એક તો ભાનુ સાથે સંબંધમાં આવવાનો પ્રસંગ ચાલુ રહ્યો, ને બીજું ધન તથા લાજ રહી. લક્ષમીપ્રસાદને તો ભાવતું હતું ને વૈદે કહ્યું. કલાર્કનું અંતર પણ ભાનુનાં કલ્પાંતથી પીગળી ગયું હતું. ભાનુએ જે માગણી કરી હતી, તે લક્ષ્મીપ્રસાદે ઘણી આતુરતાથી સ્વિકારી, અને પોતાના મહેતાજીને એક ચીઠી લખી આપીને મોકલ્યો. એ ચીઠ્ઠીમાં વળી શું વિવેક કર્યો હતો ?

શ્રીમતી ભાનુમતી, મ્હારા ઇષ્ટ મિત્ર વેણીલાલે છેવટે તમારા ભાગ્યને ઉથલાવી નાખ્યું છે ! તેમણે કરેલા વેપારમાં મોટી ખોટ જવાથી તે રકમ મ્હારે ભરવી પડે છે. જો કે તમારી સઘળી મીલકત લઉં છું, તોપણ લગભગ પાંચ હજારની મને ખોટ ખમવી પડે છે. એટલું છતાં મિત્રના કુટુમ્બને મદદ કરવા ખાતર તમારી માગણી ને ઇચ્છા મુજબ દર માસે, તમારા ને બાળકોના પોષણ માટે પચીસ રૂપિયા, અને તમે જે ઘરમાં રહો છો, તે ઘરનો પાછલો ભાગ, જેમાં એક ખંડ ને બે ઓરડીઓ છે, તે મફત રહેવા માટે આપું છું. જો કે તમે અમારી સાથે બહુ

માનભરી વર્તણુંક ચલાવી નથી; પણ જ્યારે તમને એમ લાગે, કે લક્ષ્મીપ્રસાદનો વૈભવ અમારો છે. તો સંકોચાયા વગર તમારે મ્હારા બંગલામાં આવીને રહેવું! અથવા જો તમારા દુર્ભાગ્યે, અદેખી આંખમાં પ્રજળતા સુખને લીધે જોઈ ન શકાતું હોય, તો તમને ઉપર જણાવ્યા પ્રમાણે માસિક પગાર મળશે, તેપર સંતોષ પકડવો.

લી० **લક્ષ્મીપ્રસાદ.**

**તા૦ ક૦.** તમારા ખાતાંનો હિસાબ નક્કી કરીને આ સાથે મોકલ્યો છે, તેપર છેવટની રજુવાતે સહી કરી દેવી.

લી० **લક્ષ્મીપ્રસાદ.**

આ ચીઠ્ઠી સાથે હિસાબનો ચોપડો લઇને મહેતાજી, વેણીલાલને ઘેર ગયો. મહેતાજી ત્યાંથી પાછો આવે, ત્યાં સુધી કલાર્ક ને લક્ષ્મીપ્રસાદ વાતોએ ચડયા. મહેતાજીએ ભાનુમતીને ચીઠ્ઠી આપી. તેણી ફાટતી છાતીએ, પણ અવાજને દાબી રાખીને ચીઠ્ઠી વાંચી, અને ચોધાર આંસુડે રડવા લાગી. મહેતાજીએ ચોપડો ઉઘાડયો, ને સહી કરવાની વિનતી કરી—ભાનુએ વખત વરતીને સહી કરી આપી—ને કપાળપર હાથ મુકીને ભાગ્ય આધીન થયલી ઓરત મુર્છિત થઇ ગઇ. પ્રભુએ તેની સંભાળ લીધી! લખપતી બાપનાં બાળકો, ને ભલા ધણીની ધણીયાણી આજે છતે પૈસે, ઘાતકીના કાવાદાવાથી, કામી નરના બુરા હવસનો ભોગ થઇ ગયાં.

ભુમી સબ ગોપાલકી, વામેં અટક રહા;
જાકે મનમેં ખટક રહી, સો નર અટક રહા.

મનકો કહયો ન કીજીયે, મન જહાં તહાં લે જાય;
મનકું એસો મારીએ, ટુક ટુક હો જાય.

મહેતાજી શેઠને ત્યાં ગયા. અને ભાનુની સહી બતાવી. પેલા કલાર્કે તેજ સ્થળે સાક્ષી કરી. મહેતાજીએ સાક્ષી કરી. અને લક્ષ્મીપ્રસાદે દસ્તાવેજી દફતર પોતાની પેટીમાં મુકયો. એજ દીવસે લક્ષ્મીપ્રસાદે જાહેર વર્તમાનપત્રમાં નોટીસ કરી–વેણીલાલ સાથેનો સઘળો સંબંધ છુટો કરવાનું જાહેર કર્યું; એટલુંજ નહિ, પણ હવે પછી તેના કુટુમ્બ જોડે વહિવટ કરનારને પણ પોતાના સંબંધથી છુટા કર્યા–નોટો, શેરો, ને ઘર વગેરે પોતાના નામ ઉપરજ હતું, એટલે તેની તો ખટપટ કરવી ન પડી—જાહેરમાં વાત મુકવાની ખોટી હતી. તે જાહેર કરી! હવે તે કરતાં વધારે પુરાવાની તેણે અગત્ય ન જોઈ. મિત્રની પત્નીને વશ કરવાને, આ જુકિત બસ પુરતી હતી–હાલ તો તે પાર પડી. પ્રપંચના પડદામાં સઘળું છુપું રહયું, પણ કુદરત તે સાંખવાની નથી. ભાનુમતી ઝુરાપો વેઠવા લાગી—સવિતાપ્રસાદનું લક્ષ તો ભણવામાંજ હતું; એટલે બાળક સાનુમતી બહેન સુદ્ધાં ખરી હકિકતથી હાલ તો બેખબર રહ્યાં. ભાનુને મ્હોડેથી નીકળતા કરૂણ સ્વરથી એ બાળકો એટલું જાણી શકયાં, કે પિતાજીએ સટ્ટામાં નાણું ગુમાવ્યું, ને લક્ષ્મીપ્રસાદની મહેરબાનીભરી મદદથી ઘરનું પોષણ થાય છે!

પતિનો પ્રકોપ પામેલી પવિત્ર પ્રેમદા ભાનુમતી, દુઃખના પંજામાં સપડાઇ ગઈ. કાળાં કરતુક કરનાર કાળા નાગની ઝેરી ઝાળમાં ગુંથાઇ ગઇ. ભાનુનું શરીર સુકાઈ ગયું; ને થોડા વખતમાં માંદગીને બિછાને પડી! સારાં ભાગ્યે પોતાનો ન્યાતીલો સુજાન નવનીધરાય નામે ડોકટર તેનો સહાયક નિકળ્યો. ગરીબ ન્યાતિલો પરભારી મદદથી મેડીકલ કોલેજમાં ભણીને નવો પાસ થયો હતો; તેણે દવાખાનું ઉઘાડ્યું હતું. તેણે ભાનુને મદદ આપી.

——:o:——

બાંધેલા છે. તેને ફુટતાં વાર શી લાગશે? અભિમાની પ્રાણીઓ ! ચાર ઘડીની ચાંદની ચપટવારમાં ચળી જશે; પ્રભાતે ખિલેલી કળી સાંજે તો તે બળી જશે.

ગુણીયલ ભાનુમતીએ દેહ ત્યાગ કર્યો. દુરાચારીણી સ્ત્રીના હલકાબથી લક્ષ્મીપ્રસાદે તેણીને કુટમ્બ વ્યવહારમાં, ન્યાત જાત ને સગાં સંબંધીમાં અળખામણી કર્યા પછી, તેનો ભવ ધુળમાં મળી ગયો ! ધીમાં ઝેરના ઘુંટડાથી તેની રગેરગ ક્ષીણ થવા લાગી. લોહી ઉડી ગયું. શકિત બળી ગઇ. આશા નાશ થઇ ગઇ ! પવિત્રતાપર વિના વાંકે કલંક લાગ્યું ! પતિ ગુજરી ગયા પછી, તેની હૈયાતીમાં હરામના હમેલનાં બાળકો ઉત્પન્ન કરવાનો આરોપ આવ્યો; એ આરોપથી ઓળખાતાં બાળકોને આ દુનિયામાં અળખામણાં કર્યાં ! ને છેવટે જીંદગીનો જશ લુટવા ઉપરાંત માલ ખજાનો પણ લુટી લીધો. લક્ષ્મીપ્રસાદ જેવા વિશ્વાસુ મિત્રના આશરામાં મિત્રના કુટુંબની આ દશા થઇ.

નિર્દોષપર ત્રાસ વર્તાવનારાનો ડંકો વાગે છે ! કળિયુગની બલિહારી છે. કબીરભકત ખરૂં કહેછે! પરંતુ બનવાકાળ ટળતું નથી.

ચાંદસે ચકોર ટલે, મેઘસેં ભી મોર ટલે,
ચોરીસેં ચોર ટલે, દિલસેં દિલદાર જો;
રોગીસેં રોગ ટલે, ભોગીસેં ભોગ ટલે,
જોગીસેં જોગ ટલે, કામીસેં નાર જો;
પર્વતસેં મેરૂ ટલે, ધનસેં કુબેર ટલે;
દિનકામી ફેર ટલે, હો બુરા હજાર જો;
લેકિન યે શિરીયાર, માનો યેહ એતેવાર,
ટલે નહિ ઉનહાર, હોવે હોનહાર જો.—

બાંધેલા છે. તેને ફુટતાં વાર શી લાગશે ? અભિમાની પ્રાણીઓ ? ચાર ઘડીની ચાંદની ચપટવારમાં ચળી જશે ; પ્રભાતે ખિલેલી કળી સાંજે તો તે બળી જશે.

ગુણીયલ ભાનુમતીએ દેહ ત્યાગ કર્યો. દુરાચારીણી સ્ત્રીના હલકાબથી લક્ષ્મીપ્રસાદે તેણીને કુટમ્બ વ્યવહારમાં, ન્યાત જાત ને સગાં સંબંધીમાં અળખામણી કર્યા પછી, તેનો ભવ ધુળમાં મળી ગયો ! ધીમાં ઝેરના ઘુંટડાથી તેની રગેરગ ક્ષીણ થવા લાગી. લોહી ઉડી ગયું. શકિત બળી ગઇ. આશા નાશ થઇ ગઇ ! પવિત્રતાપર વિના વાંકે કલંક લાગ્યું ! પતિ ગુજરી ગયા પછી, તેની હૈયાતીમાં હરામના હમેલનાં બાળકો ઉત્પન્ન કરવાનો આરોપ આવ્યો ; એ આરોપથી ઓળખાતાં બાળકોને આ દુનિયામાં અળખામણાં કર્યાં ! ને છેવટે જીંદગીનો જશ લુટવા ઉપરાંત માલ ખજાનો પણ લુટી લીધો. લક્ષ્મીપ્રસાદ જેવા વિશ્વાસુ મિત્રના આશરામાં મિત્રના કુટુંબની આ દશા થઈ.

નિર્દોષપર ત્રાસ વર્તાવનારાનો ડંકો વાગે છે ! કળિયુગની બલિહારી છે. કબીરભકત ખરૂં કહેછે! પરંતુ બનવાકાળ ટળતું નથી.

ચાંદસે ચકોર ટલે, મેઘસેં ભી મોર ટલે,<br>
ચોરીસેં ચોર ટલે, દિલસેં દિલદાર જો ;<br>
રોગીસેં રોગ ટલે, ભોગીસેં ભોગ ટલે,<br>
જોગીસેં જોગ ટલે, કામીસેં નાર જો ;<br>
પર્વતસેં મેરૂ ટલે, ધનસેં કુબેર ટલે ;<br>
દિનકામી ફેર ટલે, હો બુરા હજાર જો ;<br>
લેકિન યે શિરીયાર, માનો યેહ એતેવાર,<br>
ટલે નહિ જીનહાર, હોવે હોનહાર જો.—

જગતમાં નરમ પર કહેણ રાજાની સ્વારી ચડે છે. માખણના માટલામાં હાથ નાખવાની હિમ્મત કરનાર ઘણા છે. સત્તાગુના સોનાપર લોખંડના હથોડાનો ઘા મારનાર બહુએ હોય છે; રેશમની વા મખમલની સુંવાલી સપાટી ઉપર આળોટનાર અનેક છે: પરંતુ કાંટાના ઝુંડમાં માથુ મુકનાર, કે કાળા પથ્થરની ખીણ ખોદનાર તો થોડાજ છે. ગરીબને છુંદવામાં સબળા નરો તૈયાર છે. વિશ્વાસુ મિત્રની ગરદન મારનાર પાખંડીયો બહુ છે. પણ

"પાંઉ બિન કટે ન પંથ, બાહુ બિન હટે ન દુરિજન:
તપ બિન મિલે ન રાજ, ભાગ્ય બિન મિલે ન સજ્જન.
ગુરૂ બિન મિલે ન જ્ઞાન, દ્રવ્ય બિન મિલે ન આદર.
બિના પુરૂષ સિનગાર, મેઘ બિન કૈસે દાદુર—
બૈતાલ કહે બિક્રમ સુનો, બોલ બોલ બોલી લટે:
ધિઃક ધિઃક એ પુરૂષકો, મન મિલાઇ અંતર કટે!

*　　　*　　　*　　　*

વેણીલાલના કુટુમ્બની કર્મ—કથા પુરી થઈ. સવિતાપ્રસાદ ને ભાનુમતી બન્ને બહેનભાઇ અટુલાં થઈ રહ્યાં. માતુશ્રીનું છેવટનું મુખારવિંદ જોવાને સવિતા અભાગીયો રહ્યો. દશરથ રાજાને શ્રવણનો શ્રાપ લાગ્યો; ભાનુમતીને લક્ષ્મીપ્રસાદનું પાપ નડ્યું. સવિતા હજુ માતાની પાસે પહોંચે, તે પહેલાં ભાનુમતીએ દેહ ત્યાગ કર્યો. સીતા ધાટણ હજી પચાસની નેરટ પાછી આપે, તે પહેલાં તો સવિતાના કાનમાં માતા ગુજર્યાનો સ્વર આવી પહોંચ્યો. ડોકટર નવનીતરાય અને શાસ્ત્રીજીએ છેવટનો અવશાન સાંચવ્યો. શાસ્ત્રીજીએ તરત પોતાની સ્ત્રી તથા બે ચાર વૃદ્ધ સ્ત્રીઓને બોલાવી. બે ત્રણ બ્રાહ્મણીઓ પણ આવી પહોંચી. અવશાનની ક્રીયા ચાલુ થઇ. "પંથે કે પાડોશે માણસનં પારખ" તે દ્રષ્ટ પડયું. નિર્દોષ

ને નિરાધાર સાનુમતી ગભરાઈ ગઇ. ભાઇ વિનાની બેનડી એકલી મુઝાઇ ગઇ. અવશાનનું સાહિત્ય કે પૈસા ના હોવાથી કશો જવાબ આપી શકી નહિ. ડોકટરે પૈસા આપ્યા. શાસ્ત્રીજી સાહિત્ય લાવ્યા. માતાનું મુખડું જોઇને સાનુમતી છાતીફાટ રડવા લાગી. ભાઇ ક્યાં હશે? તે માટે બુમ પાડવા લાગી. સાનુનું રૂદન સાંભળીને સવળાંની આંખમાં આંસુ આવી ગયાં.

જે માબાપો અવદશાને અંતે પોતાનાં બાળકોને નમાયાં, નાવારસ ને નિર્ધન મુકીને મરી જાય છે; તે ખરે પુર્વના શત્રુ હશે? ના-ભાવી મિથ્યા થતું નથી. અફસોસ! વખત શું શું તોફાન મચાવે છે? રણના ઢગલામાં પાતાળભર ઉંડા ખાડા બતાવે છે—

"જીસકે આગેસે ગયા, મુફ્લીસ કોઇ નંગા નહિ!
ઉસકી મૈયત ઢાંપનેકો, આજ એક કપડા નહિ!—"

સવિતાપ્રસાદ ઘેર આવે, તેટલાં સીતાએ તેને પચાસની નોટ આપી દીધી! અહા! શી રીતે આપી?.........

——:o:——

## પ્રકરણ ૨૨ મું.

### સેવક તો એજ?

"આહારમાં વડવાનળ જેવો, સુવામાં કુંભકર્ણ સમાન, સંદેશામાં બહેરો, પલાયન કરવામાં સિંહ જેવો, લડાઇમાં શિયાળ જેવો, વસ્તુ જોવામાં આંધળો, ચાલવામાં લંગડો, અને સેવામાં ચતુર એવો સર્વોત્તમ સેવક ભાગ્યથીજ મળે છે!"

સેવક સાચો એક, સહાય કીધી હનુમંતે,
સેવક સાચો એક, રહુગણ તાર્યો જડભરતે;

સેવક સાચો એક, શ્રવણ કંઓડી કહીએ,
સેવક સાચો એક, ભરત ભ્રાતા પણ લહીએ;
અવસર વેળા માથું ધરે, સ્વામી કાજ મરવા પડે;
ધન્ય ધન્ય સેવકના જીવનને, ધર્મ–કર્મમાં જગ ચડે.

"ખાકર નમક, જો હકક ન નમકકા અદા કરે,
દોનો જહાનમેં ઉસે ગારત ખોદા કરે !"

ચંદ્રકળાની વિશ્વાસુ દાયા પોતાની બાઈની નોટ ગુમાવીને અકળાવા લાગી ! નોટ ગુમાઇ ગઇ, એ એક વાત થઇ; પણ સવિતાપ્રસાદની માતાનો અવશાન—અવસર સાચવવાનો લાભ-પુન્ય અટકી પડયું; તેથી અધિક ખેદ થયો. એક તરફ હપકો, ને બીજી તરફ ખોટ આડી આવીને ઉભી રહી. સવિતાપ્રસાદ ઝંખવાણો પડીને પોતાની માતાના ભાવ પ્રત્યે ચાલ્યો. સીતા પાછળ પગલે હડવા લાગી. તેણે દોડતી ગાડીએ ગીરગામ ગામદેવી નજીક આવી પહોંચી; અને એક મારવાડીની દુકાન પર જઈ ચડી. પોતાના ગળામાં સોનાની હાંસડી હતી, તે કહાડીને મારવાડીના હાથમાં મુકી, અને તે પર પચાસ રૂપિયા માગ્યા. હાંસડી ચાર ગણી કિમ્મતની હતી. મારવાડીએ ગરજાઉ ઘરાક જાણીને રૂપિયે એક પૈસો વ્યાજનો ગણ્યો, ને કોથલીનું મોં છોડામણ ગણીને એકાવન રૂપિયા ખાતામાં લખ્યા; સીતા આ વેળા બીજું કશું બોલી નહિ ! અને જેમ બને તેમ તાકીદે પચાસ રૂપિયા લઇને ગાડીમાં બેઠી; અને સવિતાપ્રસાદ પોતાની માતા કને ગંગા—કુંડાની ધર્મશાળામાં પહોંચે, તે પહેલા વાલકેશ્વરની ત્રણ બત્તીના ચડાણ કને પહોંચી ગઇ; અને સવિતાપ્રસાદને ધીરે અવાજે હાંક મારી ઉભો રાખ્યો. સવિતા ચકિત થઇ ગયો. પોતાની પ્રત્યે દયા અને માયાનો ત્રપાંદ ચાંપવનાર, આપદકાળમાં એકજ સાચું સગપણ સંભાળી રાખનાર,

અને સંસારીઓની અટકી વખતે કેવી દશા થાય છે, તેનો ખ્યાલ કરનાર ચંદ્રકળા તરફ, તથા તેની વફાદાર દાસી તરફ સવિતાને અતિ પ્રેમનો ઉભરો પેદા થયો, સીતા ગાડીમાંથી ઉતરી; અને પચાસની નોટ તેના હાથમાં મુકતાં કહ્યું.

"સવિતા ભાઇ? સરત ચુકથી નોટ પડી ગયલીજ હોં! તમારાં ભાગ્ય અને મ્હારી બાઇનાં પુન્ય મોટાં; જયાં પડી હતી, ત્યાંથી આબાદ મળી આવી; માફ કરજો, હોં! હવે હું તમને રોકવા માગતી નથી; તમે જલદી ઘેર પહોંચી જાઓ—મા વાટ જોઇ રહ્યાં હશે." "સીતાબાઈ? મ્હારા સમ, તમે ખરૂં કહેજો! આ નોટ તમારી બાઇએ પોતાના ખાનગી સંગ્રહમાંથી આપેલી છે, કે કેમ?" "સવિતાભાઈ? એ હું નોકર માણસ શું જાણું! હું તો ચીઠ્ઠીની ચાકર! કળાબ્હેન મ્હારા તરફ વિશ્વાસની નજરે જુએ છે; એટલે આ કામ કરવાનું મને સોંપ્યું છે; પણ જયાં સુધી દીલ ન હોય, ત્યાં સુધી કોઈ કોઇની મદદે આવે?"

"એમજ! શેઠે તો મને મારીને કહાડી મુકયો!"—સવિતાથી રડી જવાયું! "તેનીજ અસરથી આ પરિણામ આવ્યું હશે."

"પણ તેમ કરતાં એ બિચારી નિર્દોષ બાળાને વેઠવું તો ન પડે!"

"ગોળ ખાય તે ચોકડાં ખમે! બળિરાજા દાન કરવા ગયા, તો પાતાળમાં દબાવું પડયું; મોરધ્વજ દાન કરવા બેઠા, તો કપાવું પડયું, હરિશ્ચંદ્ર દાન કરવા ગયા, તો ઢેડને ત્યાં વેચાવું પડયું; પણ પરમેશ્વરે પુન્ય કરનારાને પણ કયાં કોણીનો ગોળ બતાવ્યો નથી? એ તો સૌ વાતમાં સુખ કયાંથી મળે! પણ હવે

નિરાંતે વાત કરીશું ; તમે પુત્ર ધર્મ સંભાળો, માતાની સારવાર કરો. પ્રભુ સૌ સારૂં કરશે—"

" અમારૂં હવે કોઇ નથી ! "

" પ્રભુ સૌનો છે; જગત છોડશે, માબાપ મુકી જશે, પણ પ્રભુને પાળ્યા વગર છુટકો છે ? "

" તમારી બાઇને મ્હારી તરફથી ઉપકાર જાહેર કરજો. "

" ઉપકાર દાખલ કે બદલો મેળવવા માટે આ કાર્ય થયું નથી ! "

" સમજ્યો ! દીલ વિના આ દર્દ પિછાણી શકાય તેમ નથી; ભલે; પ્રભુ તેમનું દિર્ઘાયુ કરે ! હું રજા લઉં છું. " સવિતા આગળ ચાલ્યો. સીતા ગાડીમાં બેઠી. સવિતા કેટલીક વાર સુધી પીઠ ફેરવીને જોવા લાગ્યો. ગાડીનું દર્શન અદીઠ થયું ! મનમાં સંકલ્પ થયો.

"બિચારી નિર્દોષ બાળાને ધર્મ કરતાં રખે કર્મ નડે ! રખે તેના બાપની જાણમાં આવે ! રખે ચોરી છતી થાય ! રખે સાવકી બહેન કે મા તેણીને રંઝાડવા ભોળી બાળાપર છુરો ઉઠાવે ! " ખરેખર સાત્વિક ભાવનાવાળા સ્નેહીના અંતઃકરણમાં પ્રેમીના સંકટનો પડછાયો પડવોજ જોઇએ. ચંદ્રકળાને તેનો ઓળો લાગ્યો, તો સવિતાને શા માટે પ્રતિબિંબ ન પડે ! ચંદ્રકળા આ નોટના પાપમાં ફસાઇ પડી હતી. પેલી લયલાએ કાગનો વાઘ કરીને શોર મચાવ્યો હતો. જો કે અહીં ગમે તેમ શોર બકોર ચાલે છે; પણ સેવકી સીતાએ તો પોતાનો ધર્મ પુરેપુરી રીતે સંભાળી લીધો ! જો સેવક હોય તો એવાંજ હજો ! સીતા વિસામણ કરતી શેઠના બંગલા તરફ આવી ; નોટ ગઇ, તેનું દુઃખ નહોતું ; ડોસી ભલે મરે ; પણ જમ ઘર જોઇ જાય, તેની ચિન્તા હતી.

નોટ કદાચ લયલાના કે શેઠ શેઠાણીના હાથમાં આવી જાય, તે ચોરી છતી થઈ જાય તો પંચાત; એની ચિંતા થતી હતી. એક તો શેઠ ગુસ્સામાં છે; જેમાં વળી ચંદ્રકળાને બળતામાં ઘી હોમવા જેવો સામલો થઈ પડે એવું હતું; ને તેથી સીતા પોતાના મનમાં અકળાતી—ગભરાતી હતી. તેણી બંગલામાં આવી; જ્યાં રકઝક થતી હતી, ત્યાં જોયું; પણ નોટ ન મળે! અંતે ઝંખવાણી પડેલી છતાં કળાને કશું કળાવા ન દીધું: સીતાએ છાનું રાખ્યું; પણ તે પહેલાં તો અહીંયા રણ-સંગ્રામ જાગી ગયો હતો. ગરીબપર દુઃખનો દવ આવી પડયો હતો. રીંગણી પર હીમ ઢળી પડયું હતું—અફસોસ! પરાધીનતા બહુ બુરી છે. કવી તુલસીદાસજી કહે છે કે, " પરાધીન સપને સુખ નાહિં " તે સત્ય છે; ઝેર તે અમૃત થતું નથી.

> "ક્યારી બાંધી કેસરકી, અંદર બોઈ પ્યાજ;
> પાણી દીયા ગુલાબકા આખર પ્યાજકી પ્યાજ."

——:o:——

## પ્રકરણ ૨૩ સું.

### ચંદ્રકળા પર આફતની ફરતી વાદળી?

> અબલા યત્ર પ્રબલા, બાલો રાજા નિરક્ષરો મંત્રી
> નહિ નહિ તત્ર ધનાશા, જીવિત્યાશાપિ દુર્લભો ભવતિ!!

" શેઠ, પેટ ફાટયું ને પાટો કયાં બાંધશો? એક તરફ તમે કુવામાં ઝરણાં મુકો છો, ને બીજી તરફથી છીદ્ર વાટે જળ ચાલ્યું જાય છે. એક તરફથી ઝાડને પાણી સીંચવા ધોરીયા ચલાવો છો, ને બીજી તરફથી ક્યારાની પાળ ચુંથાતી જાય છે. એક તરફ

ખાળે ડુચા દો છો, ને બીજી તરફ બારણાં ઉઘાડાં રાખો છો. એક તરફથી ખેતરની વાડ કરો છો, ને બીજી તરફ છીંડાં ઉઘાડાં થાય છે. એક તરફથી તમે દુશ્મની કરો છો. ને બીજી તરફથી તમારા દુશ્મનને મદદ મળે છે. એક બાજુ રોગ હઠાવવા વૈદને મનાવો છો, બીજી તરફથી રોગ જમાવવા વૈદને લાંચ—લાલચ દેવાય છે! ” ગુમાન શેઠાણીએ પોકળ–પુરાણ ઉઘાડયું. ”

ચંદ્રકળાના ઓરડામાંથી શેઠનો હાથ ખેંચીને ગુમાન શેઠાણી પોતાના ઓરડામાં લઇ ગઇ ; ને ત્યાં આ કર્મ—કથા શરૂ કરી—

“ પણ આ મોટી રામાયણની કથા છે શી ? “ શેઠે હસતાં હસતાં કહ્યું.

“ તમે કાં ન હસો ! દીકરીને પડખામાં—

“ હેં ! ત્હારી તે બુદ્ધિ ”—શેઠે આંખ ચઢાવી.

“ ગળે ન પડો ; કહેવાનો અર્થ બરાબર સમજો–તમને ચંદ્રકળા વ્હાલી છે, તેથી કહીએ છીયે ; કાં મ્હારી લચલાને પાસે બેસાડતા નથી ? ચંદ્રકળાને ઓરડામાં લઇ જઇને ધુસ ધુસ વાતો કરો છો, તે શું ઘરમાં સૌ આંધળાં છે, કે આંખ મીંચીને ફરે છે ? જેવું હશે, તેવું તો જગત કહેશે ! જેને ઝાઝાં લાગ, તેજ ખાસડાં ખવરાવે. મ્હારી લચલાને હું છાતીપર રાખું છું, પણ જરા લાડનો ઘુઘરો બની, કે ફટ ફટકાવી દઉં છું; આ તો મ્હારી ચંદા ને મ્હારી કળા ! જાણે એની માયે એનેજ જણી હોય ! ગામ જાણે વાંઝણીથી ભરેલું હોય ! બોય વોય ! ! ... ... ... ”

“ બા ! બા ! આ નોટ મળી ! સીતા ઘાટણના ખીસામાંથી પડી ગઇ, ને તે અહીંકથી દોડતી ચાલી ગઇ આ નોટ મ્હારી નજરે

ચડી, એટલે મેં ઉંચકી લીધી ! રખે તેણે ચોરી લીધી હોય ! ને સપડાઈ જવાથી ન્હાસી ગઇ હોય ! " લયલા દોડતી દોડતી, માતાની મસલત પ્રમાણે બાપાને નવી અસર કવા દોડી આવી; માતાએ જે રીતે શીખવી રાખી હતી, તે રીતે ચાળા કરતી આવી. જાણે મા—દીકરી હમણાંજ મળ્યાં છે !

" એ નોટ મ્હારી છે ! " ચંદ્રકળા એકદમ અંદર આવી ; ને લયલાના હાથમાંથી નોટ ખેંચી લીધી.

" અરે વાહ ! ઘરાક તો ખાસું ! મ્હારા કબાટમાંથી નોટ બે ચાર દીનથી ગુમ થઇ ગઇ, તેજ આ હોવી જોઇએ ! " ગુમાન ગળે પડી.

" ચંદ્રકળા ? ત્હારી નોટ સીતા કને ક્યાંથી ? " શેઠે પુછ્યું

" મેં તેને આપી હતી. "

" શા માટે ? "

" કોઇને મદદ કરવા માટે ! "

" કોઇ તે કયો તારો કાકો ? " ગુમાન ભમર ચડાવી મોટે અવાજે બોલી. ચંદ્રકળા રડી પડી. તેણીનાથી પ્રત્યુત્તર દઇ શકાયો નહિ. શેઠ સ્તબ્ધ થઈ ગયા.

" જોયું ? જુઠાં માણસો આમ પકડાઇ જાય છે—" ગુમાન હિમ્મતથી બોલી.

" કાકીબા ? તમારે હવે શું કરવું છે ? નોટ મ્હારી છે. સીતાને મેં આપી છે. હું તમારી કને ખુલાસો કરવાની નથી. મ્હારા પિતા પુછશે, તેમને સઘળું પછીથી કહીશ. "

" ત્યારે અહીં કહેવામાં શું દુ:ખ છે ? જે હોય, તે કહી દે! એમ લાકડી માર્યે પાણી છુટાં થવાના નથી. હું ત્હારાં કારસ્તાન

જાણું છું. મને તો સીતા પરથી પણ ભરૂંસો ઉઠી ગયો છે. રખે આ છોકરીની જુવાની આડી—

" બસ કરો; જુઠાં આળ ચડાવતાં બંધ રહો—મ્હારી માતાની ગેરહાજરીમાં તમે હદ બાહેર લાભ ન લ્હો; મ્હારા પર આળ ન મુકો. સીતાને નિમિત્ત કહીને મને હલકી ન પાડો. મ્હારી માતા જેવી ઢાલ ગઇ, તેથી તમારી તરવાર મ્હારી નિર્દોષ ગરદનપર ન ચલાવો—હજી મ્હારા બાપુ"—ચંદ્રકળા ડુસકાં ભરવા લાગી.

" ત્હારા ઢોંગ હું સમજી ગઇ છું. ત્હારાપર અંકુશ ખસી જવાથી તું બેહદ બની છે. ખરૂં કહી દે, કે એ નોટ કોને આપવાની હતી ? "

" ભાનુકાકીના અવસાનમાં મદદ આપવા મોકલી હતી. કહો, હવે મને શું કરવાનાં છો ? " ચંદ્રકળાએ ગુસ્સામાં પણ હિમ્મતથી કહ્યું.

" સાંભળ્યું, શેઠ ? તમારી લાડકડીનાં કારસ્તાન જોયાં ! પેલા સવિતાને તો હમણાંજ ઉંબરા બહારથી કહાડ્યો, ત્યાં તો પછવાડેજ તમારૂં નાક કપાવા ડાહી દીકરીએ હિમ્મત કરી ! "

" અલબત, એક અનાથ અને તે પણ અવશાન કાળે આફતમાં આવી પડેલા માણસને મદદ કરવી, એ દરેક પ્રાણી માત્રનો ધર્મ છે; એવા તો કોઇકજ કઠોર ને પાપી હશે, કે જે દીનની દાઝ કે દયા ન ખાય ! "

" જોયું ? તમારિ દયાળુ દીકરી તમારાજ દુશ્મનની દાઝ ખાય છે ! હશે, આપણે શું ! બારમાં વાવેલો બાવળ કાંટાજ ભોંકે ! ગાયને દોહીને પાએલા દુધથી ઉછરેલા સાપ માલિકનેજ કરડે ! " ગુમાને મોં ચડાવ્યું. શેઠનો દીવસ વાંકો હતો, તેથી તેને ઉલટી અસર થઇ.

" ચંદ્રકળા ? તેં મોટી ભુલ કરી ! ત્હારે ઉતાવળું પગલું ભરવું ન હતું ; મને કહીને એ કામ કરવું હતું ! " શેઠે વિરજથી કહ્યું.

" પિતાજી ? એક માણસ તરસ્યો મરી જાય, તે પછી પાણી શું કામ આવે ? તેને તો વખતસરનીજ મદદ કામની હોય ! "

" પણ દુશ્મનને દયા કરવાની હોય ? "

" દયા કંઈ દુશ્મન ગણાતી નથી. "

" હવે એ ત્હારી ફીલસુફી જવા દે ! વાંક કબુલ નથી કરતી, અને મોટાં માણસ સામે લવારી શેની કરે છે ! ઝાઝું જોર ચલાવીશ, તો પછી જોઈ લેવું પડશે " શેઠે દમ દીધો.

" ને તમે શું કરી શકવાના હતા ! હજી હું તમારી ઓશીયાળી નથી, હજી મ્હારા માથાપર પહાડ જેવા પ્રભુ છે, ને મ્હારી મરનાર માતા જે કંઈ મુકી ગઈ છે, તે મને પુરતું છે. "

" તેથી શું તું ગમે તેમ વર્તીશ ? "

" આ વેળા ચંદ્રકળાને '**કિંગ લિયર**' ની ન્હાની પુત્રી '**કોરડેલીયા**' નું થયું ! આહા ! શું તેનો જવાબ ? શી તેની હિમ્મત—તેણી બોલી—

" હું આડે માર્ગે જઉં, તો અટકાવજો ; પણ સીધી રીતે તો મન ચાહે તેમ કરીશ ! "

" કાલ તો તું ન્હાસી જવા ચાહીશ ! "

" હવે એવી વાત કરીને તમારે મને પજવવી છે ? "

" દીકરી ? જે કહેવાય છે, તે ત્હારાં ભલાં માટે છે. તું નાદાન છે, સંસારીઓનાં સગપણમાં ઉંડા ભેદ હોય છે, તે ત્હારાથી કળી શકાય નહિ; માટે વડીલને પુછીને કરવું સારૂં કહેવાય ! "

" હા, તે ખરૂં; પણ જ્યારે વડીલની મતી ગુમ થઇ ગઈ હોય; રોશની વાદળામાં ઢંકાઇ ગઈ હોય તો ? "

" સાંભળ્યું કે ? તમારી બુદ્ધિ બગડી ગઈ છે, એમ દીકરી ન કહે તો કોણ કહે ! " ગુમાને આગમાં ઘી રેડ્યું. દારૂમાં દેવતા મુક્યો– "નાદાન છોકરી ? હું જેમ જેમ વિરજ પકડું છું, તેમ તેમ વધુ છુટ લઇને મ્હારે મ્હોડે વરૂની પેઠેમ આવે છે ? તું કોણ ? " શેઠે ગુસ્સે થઇને કહ્યું.

" હું મ્હારા જીવની સ્વતંત્ર માલેક છું "

" ત્હારૂં પુરૂં કોણ કરે છે ? "

" પરમેશ્વર—"

" ત્હારૂં રક્ષણ કોણ કરે છે ? "

" દીનાનાથ–કીરતાર !

" તું કોને આશરે પડી છું ? "

" પરમ કૃપાળુ પ્રભુજીને. "

" ત્યારે હું કોણ ? "

" માત્ર નિમિત્તના પિતા ! "

" હું ત્હારો છાંયડો નહિ ? "

" ના; મ્હારો છાંયો મ્હારો સ્વામી—

" એક કંગાળ ને ભિખારી સાથે તને પરણાવીએ તો ? "

" તો મ્હારા શીરપર ચડાવું ! "

" શું તું એટલી મગરૂર છે ? "

" લખ્યા લેખ મિથ્યાં કરવાને કોઇ સમર્થ નથી, પિતાજી ? મા મરી ગઇ, તેમ આપની છાંયા પણ જ્યારે જશે, ત્યારે મને કોણ પાળશે ? અરે પરણ્યો પતિ જાય છે, તો પછી કોણ પાળે છે ? એ ચિન્તા તો પ્રભુજીનેજ છે. કીડીને કણ, ને હાથીને મણ

કોણ દે છે? ગર્ભમાં રક્ષણ કરનાર જે કિરતાર છે, તેજ પાલનહાર ને તારણહાર છે. નાહક ગુમાનીનાં ફાંફાં છે. કોઈ કોઈનું કરી શકતું નથી. નઠારૂં તો કરી શકે છે, પણ સારૂં તો પુન્યવાનથીજ થાય છે. કદાચ તમે મને ઉછેરતા–પાળતા હોય, તો તે તમારી ફરજ છે. "

" ઠીક છે–હું જોઇ લઈશ. "

" પ્રહલાદને ઉગારનાર એજ પ્રભુ હતા—અગ્નિ સ્થંભમાં બાથ ભીડાવનાર, દાનવનો મદ ઉતારનાર એજ પ્રભુ હતા! સુરતીના ભંભેરવાથી છકી ગયલા ઉતાન્પાદ રાજાને પસ્તાવો કરાવનાર ને છેવટે તારનાર જે ધ્રુવજી હતા; તેનું બરદ પ્રભુએ રાખ્યું હતું, બાળકને વગડાના વનચરોથી પ્રભુએજ બચાવ્યા હતા—સીતાને જનક રાજાએ રઘુરામ જેવા મહાભાગને વરાવ્યાં હતાં, પણ કર્મમાં વનવાસ હતો, તો તે વેઠયો હતો. બાપુ? રંકપર દયા રાખો—એમ અભિમાનમાં છકી જવાથી લાભ શું? કોમળ કેળને છેદવામાં બહાદુરી નથી. ગરીબ બકરાંને રહેંસવામાં મોટાઈ નથી—સાગ—સીસમના ઝાડ તોડો, સિંહ સાથે લડો–દીકરી અને ગાયને દઝાવવામાં ફળ શું મળશે?" ચંદ્રકળાના ભલાં પણ કાળને વશ લાગતાં થયલાં વચનો શેઠને આકરાં બાણ જેવાં લાગ્યાં.

" વારૂ વારૂ! ત્હારો હું નિસ્તાર કરૂં છું " એટલું કહીને શેઠ ઉભા થયા–એટલામાં નોકર ખબર લાવ્યો કે, ભાનુમતી ગુજરી ગયાં! શેઠ–શેઠાણી સામ–સામું જોઇ રહ્યાં. " પીડા પતી! કંકાસ ટળ્યો!" શેઠાણી બોલ્યાં–ચંદ્રકળા પોતાના ઓરડામાં ચાલી ગઇ. હૃદયમાં રડતી રડતી પલંગ પર જઇને પડી. ગુમાનનું ગુમાન વધ્યું. ચંદ્રકળા પર કરેલી ચડાઈમાં ફતેહ મેળવી. ભાનુમતી ગુજરી જવાથી શેઠનો ડાબો હેઠો બેસી જશે, એ પણ તેણીને એક

સોરતી મળી. હવે પોતે શેઠને વધારે નમાવી શકશે; એવા ઉલ્લાસ ને ઉત્સાહમાં બોલી:—

" શેઠજી ? તમારી વડી દીકરીનો માર્ગ જલદી કરો; નહિ તો કાળું ધોળું થઈ જશે; કેમકે આજ સુધી પગલું બહાર હતું, પણ જીભ ન્હોતી! મ્હારી બેટી લચલા ભલે કુવારી રહી!"

" હું હવે જલદી તજવીજ કરૂં છું. ચંડાળ ભાનુ ગુજરી ગઇ, હવે પેલા છોકરાને–"સબુર–સાનુમતીનો વિવાહ જો મ્હારા ભાઈ જોડે થાય તોજ!" "સમજ્યો–પાન–ચુનો લાગે, તેટલી વારમાં કરીશ, પણ રંડાને બાળવા માટે સ્મશાને–

"ના–ગમે તો પાંચ રૂપિયા મોકલી દો–મહેતો જઇ આવે!"

"હા; એમજ–મને પણ જલદી ઓફીસમાં જવું છે. કમ-ભાગ્યે આજે દહાડોજ ખરાબ ઉગ્યો. પાપીનું મોં જોયું, તેનાં ફળ! અભાગ્યો આડે ખુણે નડે! તુંજ મહેતા જોડે બંદોબસ્ત કરી લ્હે; હું તો જમીને જલદી જાઉં છું. સાહેબ વાટ જોઇ રહ્યા હશે." શેઠ રસોડા તરફ ગયા. ગુમાને નવો દરબાર ભરવા માંડયો. ગરીબ ચંદ્રકળા મુંઝાતી ગભરાતી રડવા લાગી–સીતા આવી પ્હોંચી.

———:o:———

## પ્રકરણ ૨૪ સું.

### દીલારામનો દીલબર!

નિર્દોષ ચંદ્રકળાના હૃદયની એક બાજુથી માતાના વિયોગનો તાજો થયલો દુઃખ આંખમાંથી આંસું ઝુરાવતો હતો; બીજી તરફથી માતાની પ્રતિજ્ઞાથી પુજાયલા ભવિષ્યના પતિને મદદ કરતાં નીષ્ફળ

નીવડવાથી તેના દુઃખનો ઉભરો શરૂ થયો હતો. એક તરફથી પતિનુ બદલાઈ જવું, ને બીજી તરફથી સાવકીનો સંતાપ શરૂ થવો, આ સઘળાં એક સાથે ઉત્પન્ન થયલાં દુઃખથી નાજુક કેળી સુકાઈ જવા લાગી ! પિતા જેવો પિતા, ઉધરતી બાળાનો છાંયડો, જેની શીતળ છાંયા, બીજા અનેક તાપને નિવારી દેતી હતી, તેમાં પણ દગો દેખ્યો ! વીસ નખી ગુમાન નારે, શામ-દામ ભેદે પથ્થર જેવી છાતીના પિતાને પીગળાવી નાખ્યો. એક ઘડીભર વાશ્વાસનું પાત્ર બનેલો, પોતાની પુત્રીના વેણ પર પ્રભુ તુલ્ય ભરૂસો મુકેલો, ને સવિતાને મદદ કરવા માટે વચન આપીને પુત્રીને શાન્તિ આપી ગયલો પિતા, ઉત્તરનો પવન દક્ષિણે બદલાય, ભરતીમાંથી ઓટ થઈ જાય, તેમ પલટાઇ ગયો, ઉલટાઇ ગયો. તેની હાય અફસોસમાં પડી હતી ! ધર્મ કરતાં કર્મ આડે આવ્યું. નોટ પડી ગઇ, ને તે વડે કડવાં વેણ સાંભળવાં પડયાં ; તે કરતાં સવિતાપ્રસાદને મશ્કરી લાગશે, તો ભવિષ્યના લાભ ગુમાઈ જશે. એ બહુ દુઃખમાં દુઃખ વધતું હતું. નદીના પુરમાં આજુબાજુના નાળાં-ગરનાળાંનાં પાણી એકઠાં થતાં હતાં.

માણસ જ્યારે મુંઝાઇ જાય છે ; ત્યારે તેની સામે સઘળી આગલી પાછલી ને નવી જુની આફતનો ચિતાર ખડો થઇ જાય છે. ચિરંજવંત માણસો આફતને ગણકારતાં નથી ; કોમળ ને નબળા મનનાં માનવીને તે પોતાના પંજામાં લઈ લ્હે છે; અને જ્યાં સુધી નબળાઈ જુએ, ત્યાં સુધી તેને પઝવે છે. જો કે નિર્માણ્ય ટાળવા તે સમર્થ નથી ; પણ નિમિત્ત લઇને આપદકાળ પોતાનું બળ જરૂર અજમાવ્યા વિના રહેતો નથી. આ સમયે પ્રકૃતિ સિદ્ધ માણસોએ:-

“આફત જો પડ જાય, ધિરજસે સહનાં;
જીસ બિદ રાખે રામ, સદા વોહી બિદ રહનાં.” “હરિશ્ચંદ્ર”

ચંદ્રકળા બાગની બારી વાટે, પલંગપરથી ઉઠીને ખુરશીપર બેસી સીતાની વાટ જોતી હતી. જમણો હાથ ગાલપર ટકાવીને ગંભીર વિચારમાં કલ્પના વડે ઉડતી હતી. કળા જ્યારે સીતાના સંકલ્પ કરતી હતી, ત્યારે સીતા પોતાની બાઇને શો જવાબ દેવો, તેના તરંગ ઘડતી આવતી હતી. પરસ્પરનું મન-મથન એક થયું, એટલે દ્રષ્ટિ પણ એકત્ર થઇ. કળાએ સીતાને દરવાજામાં પેસતી જોઇ. હસમુખી સીતાનું મોં ઉતરી ગયલું હતું. કળા ધારતીજ હતી કે સીતા ખચીત સ્નાનના સમાચાર લાવી છે; પણ ચિન્તા નહિ. તેને હસતી કરીને ફરીને વાલકેશ્વર મોકલવા માટે કળાએ કલ્પના કરી રાખી હતી. સીતા આમ તેમ જોતી, કળાના ઓરડામાં આવી. કળાનું તેજ નિસ્તેજ જોઇને સીતા ઝંખવાણી પડી ગઇ. રખે પોતાની બાઇની ખાનગી ગોઠવણ ઉઘાડી થઇ ગઇ હોય! રખે પેલી લયલા બ્હેને નાદાનીમાં તેની કાચા કાનની માતા કને જેવું તેવું બકી દીધું હોય; ને તે અદેખી સાવકીએ બે ખરાં ખોટાં શબ્દો સંભળાવ્યાં હોય! સીતા ડાહી ને સમજુ હતી, તેથી એકદમ ન બોલી—કળા સામું જોઇ રહી.

“સીતા? શું ખબર લાવી?” ચંદ્રકળાએ પુછ્યું.

“સારી ખબર! સવિતાપ્રસાદે ઉપકાર માન્યો—અવસર વેળા ઉપયોગી થઇ પડ્યાં, ને દુઃખ વેળા સહાયતા કરી, તેથી તેણે દીર્ઘાયુ આશિર્વાદ પણ આપ્યો.”

“શું તું ખરૂં કહે છે?”

“હા, બ્હેન! મને જુઠું કહેવામાં લાભ શો!”

“ચીઠ્ઠી ને નોટ અનામત આપ્યાં?”

" હા ; ચીઠ્ઠી વાંચી રહ્યા પછી મેં નોટ—નોટ " સીતા લગાર થંભી–

" નોટ પડી ગઇ ? "

" નોટ પડી જાય, પણ ભાગ્ય સારાં હોય, તો ગમે તે રીતે સાંપડે ! સાચા દીલે સહાયતા કરે, તો શામલીયો હાજર થઇ જાય ! " સીતાએ સમયસુચકતા વાપરી—

" મને સીધી વાત ગમે છે. મેં આપેલી નોટ તેં બરાબર એમના હાથમાં આપી ! "

" હા–ના ; પણ મેં પચાસ રૂપિયાની નોટ આપી. તમારે શંકા કરવાનું કંઈ કારણ છે ? એજ નોટ આપી હોય, તોજ પ્રેમ અગર પુન્ય, સુખ અગર સંતોષ પ્રાપ્ત થાય, એવું કંઇ નિશ્ચિત છે?"

" હા; માત્ર મનડે સાચી વાત સિદ્ધ કરેલી છે. "

" તેમાં તમને આટલા આગ્રહ કરવાનું પ્રયોજન શું છે, બ્હેન ? ગોળ સાથે કામ કે માટલાં સાથે ! " સીતાના બોલવા પર ગંદ્રકળાને હાસ્ય આવ્યું ; કળા લગાર હસી પડી–

" સીતા ? તું પણ આજ હઠપર ચઢી છે ! નોટ તેં ગુમાવી છે, અને—

" હા ; ગુમાવી હોય, એમ માનો, તો પણ મેં પચાસની નોટ સવિતાપ્રસાદને આપી છે. "

" કયાંથી લાવી આપી ? વાલકેશ્વર જઇને સીધી તો આવી, દરમ્યાન તું બીજી નોટ કયાંથી લાવી ! કાંઈ ત્હારી કને ખીસામાં બીજી નોટ ન હતી ; તેમ તું કંઈ જાદુગર કે કિમિયાગર નથી ! "

" મ્હારી કને હિમ્મતનો કિમિયો છે, હું મ્હારી અદના અકલથી જાદુ કરી શકું છું ; અને આપદ્દકાળમાંથી બચી શકું છું ! પરમેશ્વર સાચાનો બેલી છે, એ વાત તો ખરીજ છે કની ! "

" હવે એ વાત પડતી મુકીને ખરેખરૂં કહી દે, સીતા ? મને
અધીરાઈ એ થઈ છે, કે મ્હારી ચીઠી ને તેની જોડેની મદદ મને
સંતોષ પ્રાપ્ત કરશે કે ! "

" અલબત્ત, એક પ્રભુદ્વારે, ને બીજો આત્મદ્વારે ! "

" વળી ફીલસુફી કરી ! આમ આવ–અહીં બેસ ! ને મને
સઘળો વૃતાંત કહે ? "

કળાએ પોતાની વ્હાલી ને વિશ્વાસુ હાયાને હાથ પકડીને
ખુરસીપર પરાણે બેસાડી ; પોતે પલંગપર બેઠી.

વ્હાલીઓની વાતો સાંભળવાનો બ્હાલાંઓનો ચરસ જો જોનારને
અધીરો બનાવે, તો સાંભળનાર કે વાંચનારને કેટલો આકળો
કરતા હશે ?

" બહેન ? પ્રથમ તમે મને કહો ; તમારા મનમાં શંકા છે,
કે નોટ ગુમાઈ ગઈ છે ?

" હા ; તેં નોટ ગુમાવી છે. "

" વારૂ ; પછી હવે શું ધારવું છે ! "

" તે છતાં શું કહે છે, કે નોટ, ને તે પણ પચાસની એકજ
નોટ આપી છે ! "

" હા ; મેં એકજ પચાસનો કકડો આપ્યો છે. પણ નોટ
ગુમાવી દીધી છે ; એમ તમને કેમ ખબર પડી ? "

" આત્મવત સર્વ ભુતેષુ ! " મેં કલ્પનાથી જોઈ લીધું : કળા
હસી પડી.

" મને લાગે છે, કે લયલાએ મ્હારી જોડે બાગના દરવાજા
કને રકઝક કરી, તેમાં નોટ પડી ગઈ ; ને હું ઉતાવળે દોડી જતાં
જમીનપર પડેલી નોટ તેણે ઉપાડી લીધી હશે ! "

" વારૂ, ત્યારે તે પચાસની નોટ કયાંથી આપી ! " "કયાંથી ? હા, કહું ! લગાર મને ગરમી થાય છે; ઉતાવળી દોડતી જઈ આવી કની, તે પરસેવો થયો છે–" એમ કહીને છાતીપરનો પાલવ કહાડી નાખ્યો ; ને તે પલ્લાએ પવન નાખવા લાગી.

" સીતા ? ત્હારી સોનાની હાંસડી કયાં ? તે પણ ગુમાવી આવી, કે ? " કળાએ ચોંકીને પુછ્યું. " ના, કદાચ ગળામાંથી સરી પડે, માટે મેં એક મારવાડી શરાફને ત્યાં અનામત રાખી છે. " સીતાએ હાવકે મ્હોડે જવાબ દીધો "હેં ? એ તું શું બકે છે ! સીતા ? શું તને વાલકેશ્વરનો કે ચોપાટીના દરિયાનો પવન લાગ્યો ? " " પવન લાગ્યો, ત્યારેજ આ તોફાન જાગ્યું ! બહેન ? આજ સુધી સુર્યનો તાપ ન્હોતો લાગ્યો ; સવિતા જ્યારે મધ્યાન ચડયો, ત્યારે મગજપર ગરમી ચડી; અને તે ગરમી પવનના રૂપમાં પાણી વરસાવા લાગી, એટલે—હા; હા; હા; " સીતા હસી પડી.

" આજ તું કંઈ અજબ રંગમાં છે, હો ! " "હા; શા માટે ન હોઉં ! મારી બાતું—બ્હેનનું ભાગ્ય જાગે, તો હું શા માટે ખુશી ન થાઉં ! આજે પ્રેમનું પ્રસ્થાન પડયું ! " " સીતા ? હવે તને સોગન દઇ કહું છું, કે ઠઠ્ઠા મશ્કરી જવા દે, ને ખરી વાત કહી દે; આજે મારૂં દીલ બહુ દુઃખાય છે. પિતાજીએ મને પણ અધરશ્વાસે ઉપાડી છે ! "

" કાં વારૂ ? " સીતાએ ચોંકીને પુછ્યું.

" ત્હારી નોટ માટે ! " ચંદ્રકળાથી બોલી જવાયું.

" લયલાએ નોટ જાહેર કરી દીધી ? "

" હા, ના ! ના ! " ચંદ્રકળા સમજી ગઈ; ને હસી પડી.

“હવે સમજી ! મ્હારી ભુલ ગણો, કે પ્રભુની ઇચ્છા ગણો,
પણ ગુપ્ત વાત જાહેર તો થઇ ગઇ ! ગમે તેમ થયું, પણ
સવિતાપ્રસાદને મેં નોટ આપી છે. તમારો પત્ર લઇને દોડતી
ગાડીએ જતાં અરધે રસ્તે સવિતાપ્રસાદ મળ્યા. ગરીબ બીચારો !
બપોરનો સખત તાપ હતો, પગમાં જોડાયે ન્હોતા ; વીલે મ્હોડે
જતો હતો, તેને પત્ર દીધો—તેણે વાંચ્યો, ને આશિર્વાદનાં વચનો
બોલ્યો ; પણ જ્યાં હું નોટ કહાડવા ગઈ, કે ખીસામાં કંઈ
ન મળે !”

“હાય ! હાય ! પછી તો ભોંય ભારે થઇ પડી હશે ! એમને
પણ મશ્કરી લાગી હશે !”

“આહા ! ભલાની ભલાઇ છે. મને જ્યારે ખસીયાણી પડેલી
જોઇ, કે તે બોલ્યા “બાઈ? પુન્ય કરનારને તો ફળ મળ્યું ; મને
નોટ ન મળી, તે મ્હારાં ભાગ્ય !” “આહા ! તે વખતે તેને કેવું
લાગ્યું હશે ?” “પણ તરત મેં કહ્યું, કે નોટ ભુલમાં પડી રહી
છે; હું હમણાં લઈ આવું છું ; એટલું કહીને હું દોડતી
વિક્ટોરિયાએ પાછી ફરી !”—

“પણ તેમના મનમાં જુઠાણું નહિ લાગ્યું હોય ?”

“કદી લાગ્યું હોય, તોયે બીજો ઉપાય શો ?”

“પછી તેં શું કર્યું !”

“ગામદેવી કને મ્હારા બાપનો જુનો ઓળખીતો મારવાડી
છે; તેની દુકાને જઇને મ્હારી હાંસડીપર પચાસ રૂપિયા લીધા; ને
દોડતી ગાડીએ સવિતાપ્રસાદ ઘરે ન પહોંચે, ત્યાં તો મેં તેને દીધી.”

“વાહરે, મ્હારી દયા વાહ ! આફત વેળાઃ માથું દેનારી
ત્હારા જેવી સેવકીઓ સઘળાને મળજો ! લે, આ નોટ આબાદ
મળી છે; તું તે દઇ આવ, અને મ્હારે માટે કરેલા રૂણમાંથી

" વારૂ, ત્યારે તે પચાસની નોટ ક્યાંથી આપી !" "ક્યાંથી ? હા, કહું ! લગાર મને ગરમી થાય છે; ઉતાવળી દોડતી જઈ આવી કની, તે પરસેવો થયો છે–" એમ કહીને છાતીપરનો પાલવ કહાડી નાખ્યો ; ને તે પલ્લાએ પવન નાખવા લાગી.

"સીતા ? ત્હારી સોનાની હાંસડી ક્યાં ? તે પણ ગુમાવી આવી, કે ?" કળાએ ચોંકીને પુછ્યું. "ના, કદાચ ગળામાંથી સરી પડે, માટે મેં એક મારવાડી શરાફને ત્યાં અનામત રાખી છે." સીતાએ હાવકે મ્હોડે જવાબ દીધો "હેં ? એ તું શું બકે છે ! સીતા ? શું તને વાલકેશ્વરનો કે ચોપાટીના દરિયાનો પવન લાગ્યો?" "પવન લાગ્યો, ત્યારેજ આ તોફાન જાગ્યું ! બહેન ? આજ સુધી સુર્યનો તાપ ન્હોતો લાગ્યો ; સવિતા જ્યારે મધ્યાન ચડ્યો, ત્યારે મગજપર ગરમી ચડી; અને તે ગરમી પવનના રૂપમાં પાણી વરસાવા લાગી, એટલે—હા ; હા ; હા ;" સીતા હસી પડી.

" આજ તું કંઈ અજબ રંગમાં છે, હો !" "હા ; શા માટે ન હોઉં ! મારી બાનું—બહેનનું ભાગ્ય જાગે, તો હું શા માટે ખુશી ન થાઉં ! આજે પ્રેમનું પ્રસ્થાન પડ્યું !" " સીતા ? હવે તને સોગન દઇ કહું છું, કે ઠઠ્ઠા મશ્કરી જવા દે, ને ખરી વાત કહી દે ; આજે મારૂં દીલ બહુ દુ:ખાય છે. પિતાજીએ મને પણ અધરશ્વાસે ઉપાડી છે !"

" કાં વારૂ ?" સીતાએ ચોંકીને પુછ્યું.

" ત્હારી નોટ માટે !" ચંદ્રકળાથી બોલી જવાયું.

" લયલાએ નોટ જાહેર કરી દીધી ?"

" હા, ના ! ના !" ચંદ્રકળા સમજી ગઈ; ને હસી પડી.

“હવે સમજી ! મ્હારી ભુલ ગણો, કે પ્રભુની ઇચ્છા ગણો,
પણ ગુપ્ત વાત જાહેર તો થઇ ગઇ ! ગમે તેમ થયું, પણ
સવિતાપ્રસાદને મેં નોટ આપી છે. તમારો પત્ર લઇને દોડતી
ગાડીએ જતાં અરધે રસ્તે સવિતાપ્રસાદ મળ્યા. ગરીબ બીચારો !
બપોરનો સખત તાપ હતો, પગમાં જોડાયે ન્હોતા; વીલે મ્હોડે
જતો હતો, તેને પત્ર દીધો—તેણે વાંચ્યો, ને આશિર્વાદનાં વચનો
બોલ્યો; પણ જ્યાં હું નોટ કહાડવા ગઈ, કે ખીસામાં કંઈ
ન મળે !”

“હાય ! હાય ! પછી તો ભોંય ભારે થઇ પડી હશે ! એમને
પણ મશ્કરી લાગી હશે !”

“આહા ! ભલાની ભલાઇ છે. મને જ્યારે ખસીયાણી પડેલી
જોઇ, કે તે બોલ્યા “બાઈ? પુન્ય કરનારને તો ફળ મળ્યું; મને
નોટ ન મળી, તે મ્હારાં ભાગ્ય !” “આહા ! તે વખતે તેને કેવું
લાગ્યું હશે ?” “પણ તરત મેં કહ્યું, કે નોટ ભુલમાં પડી રહી
છે; હું હમણાં લઈ આવું છું; એટલું કહીને હું દોડતી
વિક્ટોરિયાએ પાછી ફરી !”—

“પણ તેમના મનમાં જુઠાણું નહિ લાગ્યું હોય ?”

“કદી લાગ્યું હોય, તોયે બીજો ઉપાય શો ?”

“પાછી તેં શું કર્યું !”

“ગામદેવી કને મ્હારા બાપનો જુનો ઓળખીતો મારવાડી
છે; તેની દુકાને જઇને મ્હારી હાંસડીપર પચાસ રૂપિયા લીધા; ને
દોડતી ગાડીએ સવિતાપ્રસાદ ઘરે ન પહોંચે, ત્યાં તો મેં તેને દીધી.”

“વાહરે, મ્હારી દાયા વાહ ! આફત વેળા માથું દેનારી
ત્હારા જેવી સેવકીઓ સઘળાને મળજો ! લે, આ નોટ આબાદ
મળી છે; તું તે દઇ આવ, અને મ્હારે માટે કરેલા રૂણમાંથી

" વારૂ, ત્યારે તે પંચાસની નોટ કયાંથી આપી !" "કયાંથી ? હા, કહું ! લગાર મને ગરમી થાય છે ; ઉતાવળી દોડતી જઈ આવી કની, તે પરસેવો થયો છે–" એમ કહીને છાતીપરનો પાલવ કહાડી નાખ્યો ; ને તે પલ્લાએ પવન નાખવા લાગી.

" સીતા ? ત્હારી સોનાની હાંસડી કયાં ? તે પણ ગુમાવી આવી, કે ? " કળાએ ચોંકીને પુછ્યું. " ના, કદાચ ગળામાંથી સરી પડે, માટે મેં એક મારવાડી શરાફને ત્યાં અનામત રાખી છે. " સીતાએ હાવકે મ્હોડે જવાબ દીધો "હેં ? એ તું શું બકે છે ! સીતા ? શું તને વાલકેશ્વરનો કે ચોપાટીના દરિયાનો પવન લાગ્યો.? " " પવન લાગ્યો, ત્યારેજ આ તોફાન જાગ્યું ! બહેન ? આજ સુધી સુર્યનો તાપ ન્હોતો લાગ્યો ; સવિતા જ્યારે મધ્યાન ચડ્યો, ત્યારે મગજપર ગરમી ચડી; અને તે ગરમી પવનના રૂપમાં પાણી વરસાવા લાગી, એટલે—હા ; હા ; હા ; " સીતા હસી પડી.

" આજ તું કંઈ અજબ રંગમાં છે, હો ! " "હા ; શા માટે ન હોઉં ! મારી બાનું—બહેનનું ભાગ્ય જાગે, તો હું શા માટે ખુશી ન થાઉં ! આજે પ્રેમનું પ્રસ્થાન પડ્યું !" " સીતા ? હવે તને સોગન દઇ કહું છું, કે ઠઠ્ઠા મશ્કરી જવા દે, ને ખરી વાત કહી દે ; આજે મારૂં દીલ બહુ દુ:ખાય છે. પિતાજીએ મને પણ અધરશ્વાસે ઉપાડી છે ! "

" કાં વારૂ ? " સીતાએ ચોંકીને પુછ્યું.

" ત્હારી નોટ માટે ! " ચંદ્રકળાથી બોલી જવાયું.

" લયલાએ નોટ જાહેર કરી દીધી ? "

" હા, ના ! ના ! " ચંદ્રકળા સમજી ગઈ ; ને હસી પડી.

કહે ગિરિધર કવિરાય, કહાં લગિ ધરીએ ધીરા ;
સુનં હિમ્મત ઘટ ગઈ, યહે કહી રોયર હીરાં !"

* * * *

* * * *

હંસા હ્યાં રહીએ નહિ, સરવર ગયે સુકાય,
જો રહીએ તો શીશ પર, બગુલા ધરહીં પાય—
બગુલા ધરહીં પાય, ઇહાં આદર નહિ વેહે ;
જગત હસાહી હોય, બાહુરી મનમેં પાછે હૈ.
કહે ગિરિધર કવિરાય, દિને દિન બાટે સંસા ;
ચાહુસે ઘટિ જાય, તબેકા કરી હૈ હંસા !

* * * *

વિરૂપા સતી દ્રૌપદી જ્યારે સૈરંધ્રી રૂપે વૈરાટમાં રહયાં, ત્યારે
દુષ્ટ કીચક તેનાપર અઘટિત જુલમ કરવા માંડયો ! એ વેળા ધર્મ-
રાજા હાજર છતાં, અને દ્રૌપદીના આક્રંદથી જન—હૃદય પિગળતું
છતાં, ધર્મને ખાતર ધર્મરાજાએ ધિરજ છોડી ન્હોતી ; અને
સમયકાળ આવવા ઉપર પોતાનું વ્રત સુલટી રાખ્યું હતું ; એજ
રીતે સાતા દાસી પોતાની સરતાર ધણીયાણીના વચનપર ભરૂસો
રાખીને રહી હતી. ચતુર દાસી આજ સાહસામાં સપડાયાં લાગી
હતી ; તોપણ સારી સેવક—ભક્તિના બળે શામળાની સહાયતા
મેળવી શકી હતી. નોટ ગુમાનીને વફાદારી મેળવ્યા પછી એક બીજા
ફંદમાં ફસી પડી હતી. ગવિષ્ટ ગુમાનના પંજામાં સપડાણી હતી;
પણ ચતુર દાસીએ ચંચળાઇથી વખત વર્તીને મિથ્યાભિમાનીનો
મદ ઉતાર્યો હતો. હનુમંતે પુછડામાં આગ લગાડવા દઇને શત્રુનો
મદ ઉતાર્યો હતો; તે રીતે આ સેવકોએ ગુમાનના સ્વભાવને વશ
થઇને તેનો ગર્વ ગાળ્યો હતો.

ડહાપણનો દરિઓ ડોળવાનું તેનેજ કોન્ટ્રેટ મળ્યું હોય ! તેમ સીતા
વખત વરતી ગઇ. પોતાનું પેટ ભરવાનું તેને ભારે નહતું ; નોકરી
જાળવવા નહિ, પણ મરનાર બાઇને માન આપીને, તેનું ફરજંદ
ઠેકાણે પડે, ત્યાં સુધી ગમે તે વિપદ વેઠવી પડે, તો વેઠીને છુટી ન
થવા ચાહનારી ડાહી દાસીએ શાન્તિથી સાંભળ્યાં ; અને બાઇ
સાંહેબને ગમતોજ જવાબ આપ્યો.

"બાઈ? મ્હારી ભુલ તો થઈ; પણ હવે વિચાર કરીને
ડગલું ભરીશ—અમે તો નોકર માણસ ઠર્યાં ; કામ ન કરીએ, તો
પણ પીડા ! વળી મા વગરનું અલ્હેતું બાળક એટલે ઓછું
આવતાં વાર ન લાગે! જુઓની, તમને પણ તેમનાથી કેટલું સહન
કરવું પડે છે ? તો પછી અમે તો નોકર ઠર્યાં ! " સીતાએ
બાઈ સાહેબને સહનશીલની ઉપમા આપીને છાંપરાપર ચડાવી.
ગુમાનને ગર્વ આવ્યો. પોતે સહનશીલ છે, એવું મત બીજાને
એટલું જોઇને સીતા સાથે નમ્રતાથી વાત કરવા લાગી.

"શું કરીએ બાઇ ? આ જગતને પહોંચાય તેવું નથી.
આટલું આટલું કરતાં છતાંએ સાવકાનું સગપણ વગોવાય છે ! "

"બ્હેન ? કુવાને મ્હોડે ઢાંકણ હોય, કંઈ જગતને મ્હોડે હોય
છે ? એ તો ગામનો કુવો કોઇ છીંછરો કહે, ને કોઇ ઉંડો
તેમાં દુઃખ શું ધરવું ? ગમે તેમ પણ તમને લાગે, એટલું
તો નહિંજ !" સીતાએ ગુમાનને બનાવી !!

"તેમાં ખોટું શું છે ? ચંદ્રકળાને હવે બીજું કોણ છે ?
એકલાંજ માતાની ગરજ સારો છો !"

"પણ તેના મનમાં હું અદેખી છું." ચંદ્રા બ્હેન પાછવાડેથી

"ના બા ; એમ ન બોલશો.
તમારાં વખાણ કરે છે."

મદાંધી અને હલકા સ્વભાવનાં માણસોને ખુશામત બહુ ભાવે છે. જો તેની હા એ હા કરવામાં આવે, તો તે મુર્ખ કેટલી હદ સુધી ઠગાઇને પોતાનાં પગમાં કુવાડો મારે છે, તેની હદ રહેતી નથી. ચતુર માણસોએ એવાં માણસોને પાખંડથી વશ કરવાં પડે છે; તેમ કરતાં જો કે ભલાં માણસોનું દીલ ડંખે છે, પરંતુ જો તેથી બીજાં નિર્દોષ માણસનું ભલું થતું હોય, ને પાપીનો ગર્વ ગળતો હોય, તો તેમાં કશું ખોટું ગણતાં નથી.

"સીતા? આજ આખા દહાડામાં દેખાણીજ નહિ!" ગુમાન શેઠાણીએ અંદરના ખંડમાંથી આવતાં સીતાને જોઈ પુછ્યું.

"બા? આજ લગાર—સીતા માથું ખણવા લાગી! આગળ બોલતી અટકી પડી—

"હું સમજી! હમણાં હમણાં તું પણ પેલી ચંદ્રી પેઠેજ નાદાન થતી જાય છે! બાળક જોડે બાળક બની જાય છે, તેમાં ત્હારો દોષ નથી. નોકર માણસો સદાનાં લાલચુ હોય છે. તેને મતલબ જોડે કાંમ! પણ ના, તું અમારી જુની નોકરડી છું; ત્હારાથી તેમ કરવું પોસાય તેવું નથી—તને ઘરમાં રાખી છે, તે બાળકને નાદાની કરતું અટકાવવા માટે! આજ ત્હારે લીધે ચંદ્રકળાને કહેવું પડયું! કદાચ ચંદ્ર ત્હારીપર હુકમ ચલાવવાને લાયક હોય, તોપણ જ્યારે તેણે પચાસ રૂપિયા જેવી રકમ પરભારા માણસને આપવાને તને બહાર દોડાવી, ત્યારે ત્હારે અકકલથી વિચારીને, બાઈ સાહેબને છલકાવવા બદલે મને કે શેઠને તો કહેવું હતું! અંતે ચોરી તો પકડાઇ ગઈ; પણ તારાપર હવે વધુ ભરૂસો કેમ રખાય?" ગુમાન શેઠાણીએ મોટું ભાષણ કર્યું. અને કેમ જાણે પુરાણા જમાનાની બુઢ્ઢી શીખામણ દેતી હોય! ઘરની ધણીઆણીની વડાઈની ધુંસરી તેનીજ ગરદનપર આવી હોય!

"રાજાને ગમે તે રાણી !"

"વારૂ, ત્યારે તું એ કામ માથે લ્હે ! સવિતાપર શેઠ તો ગુસ્સે થયા છે, પણ મેં તેની રગ દાબી છે ; શેઠનો વિચાર એટલે સુધી નક્કી કર્યો છે, કે સાનુમતીનું પણ સગપણ થઈ જાય ! જો મને કહે, તો હું મ્હારા સગા ભાઇ જોડેજ વરાવી દઉં !"

"હા, એ પણ ઠીક છે !"

"સવિતાપ્રસાદને દીકરા જેવો જમાઇ કરીને રાખું; પણ સાનુનું નક્કી ત્હારે કરવું !"

"હું તજવીજ કરીશ." હજી વાતો ચાલે છે. ત્યાં મહેતાજી આવ્યો.

"બા, શો હુકમ છે ?"

"દશ રૂપિયા લઇને ભાનુમતીને સ્મશાનદાહ કરી આવો."

"વારૂ !" મહેતાજી ગયો—

"ભાનુ બહેન ગુજરી ગયાં ?" સીતાએ ચમકીને પુછ્યું.

"હા; બિચારી ભલી હતી !"

"લાડી પાડીનાં ગયે વખાણ !"

"હા !" ગુમાન હસી—

"ત્યારે તો બાળકો અનાથાર થઈ પડયાં—

"બેશક ! હવે જો તેનું ભાગ્ય ઉઘાડવું હશે, તો શેઠને પગે પડતાં નક્કી થઇ જશે."

"હા; તમારાં અસલથીજ આશ્રિત છે."

"વારૂ, તું સરત રાખજે; ને પ્રસંગોપાત નક્કી કરીને કહેજે !" એટલું કહીને શેઠાણી અંદર ગયાં-સીતાને ઠીક તક મળી ગઇ. તેણીએ વખત વરતીને મક્કબાજ ઓરતનો ઠીક હાર્દ જાણી લીધો. ચંદ્રકળાના ચિત્તમાં ચિન્તવન હતું, તે અમલમાં લાવવાની

"એમ તો તે દીલની ભોળી છે, પણ લગાર લાડકડી બહુ છે."

"તે તો બચપણથી માંયે મ્હોડે ચ્યડાવેલી તે!"

"દીકરીની જાતને લાડકડું બનાવવું બહુ ખોટું છે. મ્હારી લયલાને લાડ કરતાં કોઈ દીન તેં જોઇ છે?"

"એ તેને કામ આવશે; કેમકે દીકરી તો પારકા ઘરની પુતળી છે; માત્ર આપણા ઘરની તો પરોણી છે."

"મ્હારે તો લયલા કરતાં ચંદ્રકળા વધારે વ્હાલી છે."

"તેમ રાખવુંજ જોઇએ! કેમકે તેને મા નથી, તેથી ઓછું આવે!" સીતા સઘળું વ્યંગમાં બોલવા લાગી. ગુમાન પોતાના ગર્વમાં, કંઇક સ્વાર્થમાં સીંચાવા લાગી.

"મ્હારો વિચાર તો લયલા કરતાં કળાને માટે તેને ગમતો વર શોધીને જલદી પરણાવી દેવાની છે!"

"હા, તે તો તમારી ફરજ છે."

'આજ સુધી તો હું અંધારામાંજ હતી, પણ આજે માલમ પડ્યું, કે બહેનને વેણીલાલભાઇના પુત્ર તરફ—

"હા; તેમાં ચંદ્રા બહેનનો દોષ નથી. મરનાર મોટાં બહેને પ્રતિજ્ઞા લેવરાવી છે. ને શેઠે તથા મરનાર વેણીભાઇએ પણ કબુલ કર્યું છે, કે કળા બહેનનો વિવાહ તો સવિતા જોડેજ કરવો."

"તો તે મારે કબુલ છે. મરનાર બહેનનું વેણ મ્હારાથી તો ન ઉત્થાપાય." ગુમાનને ભાવતું હતું, ને વૈદે કહ્યું.

"તમે બહેનનાં હિતસ્વી છો."

"જો તેમ કરીએ, તો ચંદ્રકળા ખુશી થાય?"

"તે બિચારાં તમારેજ આશરે છે તો?"

"લોકો એમ તો ન કહે, કે ગરીબને દીકરી દઇ દીધી! સારકાંને શ્રાપ તો ન લાગે!"

દુર્જનની મિત્રાઈમાં, એ બાજુનું દુઃખ;
રીઝે ખાયે રોટલો, ખીજે તોડે મુખ.

*　　*　　*　　*

લઘુતાસેં પ્રભુતા બઢે, પ્રભુતાસેં પ્રભુ દુર ;
કીડી મુખ મિસરી ચુગે, ગજ શીર ડારત ધુર.

લક્ષ્મીપ્રસાદે તમાચો મારીને મોં લાલ કર્યું, અનેક પ્રયત્ન છતાં ભાનુમતી વશ થઇ નહિ ! શિયળ ભંગ કરવા શિયાળે બહુ બહુ મથન કર્યું; પણ અંતે હાથ ચડેલો શિકાર છટકી ગયો. ચંદ્રાવળીના અવશાનને બગડ્યું, તેનો ડંખ લાગ્યો. ગુમાનની વાણી શીરપર વ્હોરી લીધી, તેનો પણ પસ્તાવો થયો. ભાનુમતી પર ભમરા પેઠે ઉડતો જીવડો, હવે વિસામો લેવા બેઠો. દુધનો ઉકાળો ઉછળીને નીચે પડ્યો. વેર લેવાનો દુરાગ્રહ, દુઃખરૂપ થઇ પડ્યો. ધાર્યું ધરણીધરનું થયું સતીઆનું સત રહી ગયું, શેતાનનો સાચો સ્મશાનમાં સળગી ગયો ! કામી નરને લગારે શાન્તિ ન મળી.

કાયા જોબન માલ ધન, અવિચલ રહ્યા ન કોઈ;
જો ઘડી પલ આનંદમે, જીવનકા ફલ સોઈ.

*　　*　　*　　*

જો મતિ પીછે ઉપજે, સો મતિ આગે હોય.
કામ ન બીગડે આપકો, દુરિજન હસે ન કે
દુરિજનકી કરૂણા બુરી, ભલો સજનકો ત્રાસ
સુરજ જબ ગરમી કરે, તબ બરસનકી આ.

લક્ષ્મીપ્રસાદ જમીને ઓફીસમાં ગયા. જહોનેસબર્ગથી સંદેશાને આધારે, સાહેબે પોતાના આ કાબેલ મુકાદમને ટેલીફોન મારફતે ખબર આપી હતી, કે કોર્ટનું બીજું

ઓચિંતી તક મળી ગઈ. દાસીએ વખત વરતીને વાત લીધી. દુનિયા જીતવાને જે મક્ર જોઇએ, તે બતલાવી દીધાં. જુગતે-જુગતુ જોડુ મેળવવાની તક, કળાના હાથમાંથી ગઇ હતી, તે દાસીએ હાથ કરી. જોઇએ, તોફાની નાવ કયે કીનારે ઉતરી ઉભું રહે છે!

———:o:———

## પ્રકરણ ૨૬ મું.

---

### પનોતો પરોણો કે પનોતીઓ પરોણો!

(કવિત)

ગૌવનકે જાય તેસો, ઘરસેં લપટ રહે,
ગધિયાં ન ગૌવ હોત, ગંગકે નલાયસે;
સિંહનકે જાયે તાકી, ઐરાવત આન માને,
શિયાળ ન સિંહ હોત, માટીકે ખિલાયસે;
હંસનકે જાયે વો તો, ઉનનકે મોતી ચુગે,
બગલા ન હંસ હોત, મોતીકે ચુગાયસે;
કહે મીંયાં તાનસેન, સુનો શાહ અકબર,
નફા નહિ હોત કબુ, નીચકે બઢાયસે.

* * * *

સુખ સજ્જનકે મિલનકો, દુર્જન મિલે જનાય;
જાને ઉખ મિઠાસકો, જબ મુખ નીંબ ચબાય.

* * * *

પાની બિન હયકું ખુદાઇમેં ખરીદત નાહિ,
પાની બિન દમકેસો દામની ન કામકી !
પાની બિન પુષ્પકો નામભી રહત નાહિં,
પાની બિન હિમ્મત ન હીરેકે જામકી ;
અરે નર જ્ઞાની ? તું પાનીકા જતન કર,
પાની ગયે જીન્દગાની હય કોન કામકી ?

* * * *

સાહેબના દુરાગ્રહથી લક્ષ્મીપ્રસાદ હારી ગયો, ચમકતો સિતારો અસ્ત પડી જવાથી લક્ષ્મીપ્રસાદને ચિન્તા ઉત્પન્ન થઈ. લોભીયા માણસને સંતોષ થતો નહિ. પોતે જે સ્થિતિમાં જનમ્યો હતો, તે કરતાં ઘણી સ્થિતી સારી છતાં ધનથી ધરાયો નહિ. જો પોતે નિરાંતે બેસીને વાનપ્રસ્ત કરે, તો વ્યાજમાંથી ખર્ચ કહાડતાં પાંચ હજાર બચાવી શકે, પણ ધનથી કોણ ધરાયું છે ? સાહેબની શીખામણ અને સરત મંજુર કરવી પડી. અને ઓફીસને લગતો સટ્ટા સિવાય તથા લેવડ દેવડ બંધ કરવાનો સખ્ત હુકમ થઈ ગયો. કલકત્તા, ખાનદેશ અને વરાડ પ્રાંત ઉપરાંત ગુજરાત અને કાઠિયાવાડના એજન્ટોને તારથી ખબર આપવાનું ફરમાન થયું. લક્ષ્મીપ્રસાદને તેનો નાછૂટકે અમલ કરવો પડયો. એક તરફથી ભાનુમતીના મરણનો દાઘ અને બીજી બાજુએ ભગાડવામાં આવેલા દીલ—આગના તાપમાં તે સળગવા

નિરખતી નજી મલીન જન, કરે અપર તિય રાગ ;
જીવન સરિતા તીર જ્યોં ઘટકે જલકો કાગ !

ખરી વાત છે કે ચડતીના વખતમાં સુખના સારા સંજોગો આપોઆપ ઉભરી આવે છે ; પણ નબળી ને પડતી દશામાં ન ધારેલી આફત સાથે આવીને ઉભી રહે છે. લક્ષ્મીપ્રસાદે પોતાના

બંધ કરવાનું છે ! આ સ્નાનના સમાચાર સાંભળીને લક્ષ્મીપ્રસાદને ખેદ તો થયો ; પણ સાહેબને સમજાવી પટાવી લહેવાની આવડ તથા ધિરજ પકડી ; અંતે ધિરજ ગુમાવી દેવી પડી સાહેએ તરતજ રૂબરૂ જણાવી દીધું, કે "કોટનનું કામ કરવાનું નથી. ત્રાન્સ-વાલના કોન્ટ્રેકટની અંદર નાણું અને વખત, માણસો અને મતિ સરવે રોકાઈ જવાનું છે, માટે મુકાદમીનો વહીવટ બંધ કરવા-વર્તમાન પત્રોમાં ખબર આપવી ; અને બજારની અંદર સોદા બંધ કરવા." લક્ષ્મીપ્રસાદના કાનમાં આ હકીકત આવતાં તેનો રૂપાળો ચહેરો શ્યામ વરણો થઇ ગયો. તેની ધિરજ ઉડી ગઈ. તેની ચતુરાઈ અને ડહાપણ દુર ન્હાસી ગયું. તેજ નરમ પડયું, અને કાન્તિ ટળી ગઈ!

બખતકે લીયે ઝાંઝ નોબત ટંકોરે બાજે,
બખતકે લીયે બાજે ધરી ઘડીયાલકી ;
બખતકે લીયે દેવ-પુજનકે ઘંટ બાજે,
બખતકે લીયે સબ રાત બરે હાલકી ;
બખતકે લીયે રાજ એઠવો અદાલતકો,
બખતકે લીયે રાગ રાગણી રસાલકી ;
કામકાજ અરજી અનેક ભાવી જસુરામ,
બખતકો બાંધી વો નીશાન છત્રપાલકી.

તેમજ મોતીનું પાણી ઉતરી ગયું ; મધ્યાનનો સુર્ય નર્મો : અને અગ્નિનો તાપ નરમ પડયો, પછી તાપનારને તેજની મત હરી ગઇ.

પાની બિન ઝવેરી મોતીકું ખરીદત નાહિ,
પાની બિન સુઘડ શિરોહી કોન કામકી ?

પાની બિન હયકું ખુદાઇમેં ખરીદત નાહિ,
પાની બિન દમકેસો દામની ન કામકી !
પાની બિન પુરૂષકો નામભી રહત નાહિ,
પાની બિન હિમ્મત ન હીરેકે જામકી ;
પાની બિન હિમ્મત ન હીરેકે જામકી;
અરે નર જ્ઞાની ? તું પાનીકા જતન કર,
પાની ગયે જીન્દગાની હય કોન કામકી ?

* * * *

સાહેબના દુરાગ્રહથી લક્ષ્મીપ્રસાદ હારી ગયો, ચમકતો સિતારો બંધ પડી જવાથી લક્ષ્મીપ્રસાદને ચિન્તા ઉત્પન્ન થઇ. લોભીયા માણસને સંતોષ થયો નહિ. પોતે જે સ્થિતિમાં જનમ્યો હતો, તે કરતાં ચડતી સ્થિતી થયલી છતાં ધનથી ધરાયો નહિ. જો પોતે નિરાંતે બેસીને વાનપ્રસ્ત કરે, તો વ્યાજમાંથી ખર્ચ કહાડતાં પાંચ હજાર બચાવી શકે, પણ ધનથી કોઇ ધરાયું છે ? સાહેબની શીખામણ અને સરત મંજુર કરવી પડી. અને ઓફીસને લગતો સઘળો હિસાબ તથા લેવડ દેવડ બંધ કરવાનો સખ્ત હુકમ થઇ ગયો. કલકત્તા, ખાનદેશ અને વરાડ પ્રાંત ઉપરાંત ગુજરાત અને કાઠિયાવાડના એજન્ટોને તારથી ખબર આપવાનું ફરમાન થયું. એક તરફથી લક્ષ્મીપ્રસાદને તેનો તાકીદે અમલ કરવો પડ્યો. એક તરફથી ભાનુમતીના મરણનો દાહ અને બીજી બાજુએ ઓફીસ તરફથી લગાડવામાં આવેલા દીલ—આગના તાપમાં તે સળગવા લાગ્યો.

નિજનારી તજી મલીન જન, કરે અપર તિય રાગ ;
પાવન સરિતા તીર જ્યોં ઘટકે જલકો કાગ !

હસ્તકનો વહીવટ બંધ કરવાની શરૂઆત કરવા માંડી; ઓફીસની દફ્તર પેટી તપાસીને માણસોને હિસાબ રજુ કરવા ફરમાવ્યું ; દરમ્યાન કલકત્તાથી એક પત્ર આવ્યો. આ પત્ર તેમના એક બાણુ આડતીયાનો હતો. તેનો એક મુનિમ મુંબઇનું પ્રદર્શન જોવા તથા કોંગ્રેસની ખુબી જોવા આવતો હતો ; એટલુંજ નહિ પણ એ નિમિતે કોટન—મારકીટ તથા વેપારીઓની રાહ—રસમ જાણવા આવતો હતો. એ પરોણાની ખાતર બરદાશ કરવાની ભલામણ લક્ષ્મીપ્રસાદને કરવામાં આવી હતી. આ ખબરથી લક્ષ્મીપ્રસાદ ખુશી થયો. કલકત્તાના આડતીયા સાથે પોતાનો ખાનગી વેપાર ચલાવવા માટે નવી કલ્પના ઉત્પન્ન થઇ; મુનિમને પોતાનો કરી લઇને ધંધામાં આગળ વધવા ધાર્યું; લક્ષ્મીપ્રસાદ વેપારી કળામાં પ્રવીણ હતો. સામા માણસને સમજાવી લેવાની રૂઢી સારી રીતે જાણતો હતો. વળી તેમને લલચાવવામાં, અને જંગલ ત્યાં મંગલ બતાવીને ઇંદ્રજાળ દેખાડવામાં બહાદુર હતો. સો વાંસ પાણી બતાવતો, પણ ત્યાં તો કાંકરા જણાતા હતા. એકવાર તેના સંબંધમાં આવેલો શખ્સ ફરીવાર દર્શન દેતો-લેતો નહોતો! લોભી લક્ષ્મીપ્રસાદને ' એક મુવો ને બીજો ઉભો ' તેમ નવી તક મળી ગઇ. પણ-

મેળવવાને ફાંફાં મારે છે, ત્યારે ધુતારા લોકો તેને ઠગવામાં ક્યાસ રાખતા નથી. એ રૂપિયાનો માલ પડાવવાને લોભીયાઓ થોડે થોડે છુટતે પાંચ રૂપિયા ગુમાવે છે. જો કે પાછળથી તેઓ પસ્તાય છે ; તો પણ જુઠી ટેવને વશ થયલાઓ પોતાની ટેવ મરતાં સુધી છોડતા નથી.

લક્ષ્મીપ્રસાદનો નવો પરોણો તેના મનમાં પનોતા પગલાંનો લાગ્યો ; પણ ખરેખર પાછળથી આ અભાગીયા લક્ષ્મીપ્રસાદને તો તે સાડસતી પનોતીના પરોણા જેવો થઇ પડયો ! નબળા વખતમાં વળી સબળી સહાયતા ક્યાંથી મળી શકે ? આકળનું પાણી મોતી જેવું લાગે, પણ તે બગ—હંસને !

વાંચનાર ? ત્યારે આપણે હવે નવા પરોણા તરફ નજર કરીએ!

———:૦:———

## પ્રકરણ ૨૭ મું.

---

### નવો પરોણો કોણ હતો ? વેશધારી ધુતારો !

અધમ મલીન પ્રસંગ તેં, અધમેંહી ફલ હોત ;
સ્વાતિજલ અહિ મુખ પડે, બની વિષ હોત ઉદ્યોત.

આજ કાલની દુનિયામાં જાદુનો પ્રયોગ સાચો નીવડે છે ! સાચાં માણસો સંતાપમાં ઝુરી મરે છે ; અને લુચ્ચાઓને ત્યાં દિવાળી હોય છે. ખોટા હીરા ઝળકે ઘણા, તેમ મૃગજળની આંખના બગ-હંસો તેમાંજ મજાહ માની બેઠાં છે. ખોટાં ઝપકા અને ઠોર-દમામબાજ લોકો અંજાઇ જાય છે ! ખરા-ખોટાની પરીક્ષા પ્રથમ થતી નથી, એટલે ખોટ ખમીને પસ્તાવું પડે છે. પરંતુ લાલચની દુનિયાં શુદ્ધ નજરે જોવાને અશક્ત થઇ પડી છે.

લક્ષ્મીપ્રસાદનો અસલ પરોણો કલકત્તાના વેપારી જ્યોતિન્દ્રનાથ ઠાકુરનો મુનિમ લાલમોહન હતો. એ મુનિમને લાલભાઇને નામે સર્વે લોક બોલાવતા ને પીછાણતા હતા. લાલમોહન દેખાવડો ને ઠાવકો હતો. હજી વયમાં માત્ર પચીસ વર્ષનો હતો, પણ બુદ્ધિ વૃદ્ધ જેવી હતી. તેનો ચહેરો એવો તો નમણો ને દયાળુ લાગતો હતો, કે તેની શીતળ તથા શાન્ત વાણીનો સ્વાદ—પ્રસાદ મળે, તે પહેલાં જોનારને તે આકર્ષણ કરી શકતો હતો. મુંબઈમાં મળનારી કોંગ્રેસની ધામધુમ ઈન્ડીયાના ચોમેર ભાગમાં ચાલી રહી હતી. કોંગ્રેસના ચુસ્ત હિમાયતી ગોરા સાહેબોમાં વિલ્યમ વેડરબર્ન અને મી૦ દાદાભાઇ બન્ને આ ટાંકણે વિલાયતથી આવનાર હતા. વળી મી૦ કોટન જેવો ઈન્ડીયાનો હીમાયતી પણ ભાગ લ્હેનાર હતો. આ સાથે મુંબઈના પ્રદર્શનનો ભપકો વર્તમાન પત્રોમાં ગર્જના કરી રહયો હતો. એ પ્રસંગે લાલમોહનની ઇચ્છા મુંબઈ જોવાની હતી. તેણે માત્ર મુંબાઈનું પનોતું નામ સાંભળ્યું હતું; ને તેથી આ ધામધુમ નજરે નિહાળવા માટે શેઠની પરવાનગી તથા સહાયતાથી મુંબઈ આવવા નીકળ્યો હતો. કલકતેથી તે ઉપડયો, ત્યારે પોતે નાગપૂર તાર કર્યો; નાગપુરમાં તેનો એક મિત્ર હતો, તે પણ મુંબઇ પ્રદર્શન ને કોંગ્રેસ જોવા આવનાર હતો. સેકન્ડ કલાસમાં લાલભાઇ સ્વાર થયા. તે સાથે એક ફાંકડો યુવાન પણ દાખલ થયો. તે પણ મુંબઇ જનાર હતો. ટ્રેન માર્ગ કાપવા લાગી. બન્ને ગ્રહસ્થોને પરસ્પર પિછાણ થવા લાગી. નવાં ગૃહસ્થનું નામ પણ લાલભાઇ હતું. તે જાતનો નાગર વાણીઓ હતો. અસલ વીશનગરનો રહીશ હતો, માબાપો ગુજરી ગયાં હતાં, અને પોતે આખા કુટુમ્બમાં પનોતાં પગલાનો જીવતો રહયો હતો. બચપણથી

તોફાની અને હરામી હતો. મુંબઇમાં થોડા માસ ગુજારતાં એ વાર
પોલીસમાં પકડાયો હતો. તે પછી એકદમ આફ્રિકાના દુર દેશાવરમાં
નીકળી ગયો હતો, ત્યાંથી થોડો ઘણો હાથ મારીને પછી કલકત્તામાં
આવીને રહ્યો હતો. તે થોડું ઘણું અંગ્રેજી જાણતો હતો, એટલે
ખાં સાહેબ બની ગયો હતો. બેરીસ્ટર તરીકે કલકત્તા જેવા
શહેરમાં આ શેઠ તો ઓળખાવા લાગ્યા. તેને ત્રાન્સવાલની સનંદ
છે, એવી તોપ મારતો; અને મમુંબીથી કલકત્તામાં આવીને તે
પોલીસ કોર્ટના કામમાં કેટલાક હરામીઓને કાયદાની સાચી-
મોટી સલાહ આપતો. શુભ ચોઘડીયાની સલાહ કોઇ વખત સફળ
નીવડતી; ને તેથી "ભપકા ભારી અને ખીસાં ખાલી" પ્રમાણે
ગુજરાન ચાલતું હતું. કલકત્તા જેવા મોટા શહેરમાં શોખીન
બાબુઓના સહવાસમાં આવવા લાગ્યો. બીજી તરફથી ગોહરજાન
અને મમીજાન વગેરેને ખટાવવા લાગ્યો. ધનવાનોના દીકરાઓ
જોડે ખાન-પાન અને રંગરાગમાં લાલભાઇ ગુંથાયા, દરમ્યાન એક
ઉલ્લુ હાથમાં આવી ગયો. તેનાથી હજાર બે હજારનો તડાકો પડતાં
એકદમ મુંબઈ તરફ ઉપડયો. સેકન્ડ કલાસની ટીકીટ લીધી, અને
બેરીસ્ટરના પોશાકમાં સજ થઇને મુનિમ જોડે બેઠો. ટ્રેન આગળ
ચાલી, એટલે વિવિધ વાતો થવા લાગી. ભોળો અને ભલો લાલ-
મોહનરાય આ ફાંકડા લાલભાઈની વાતોમાં અંજાઇ ગયો. અહીં
લાલભાઇ બેરીસ્ટર બની ગયો, અને મુનિમને બનાવવા લાગ્યો.
આ મુનીમ ભલા માણસનો સથવારો ઇચ્છતો હતો. આ શિયાળ
પેઠેમ કાગડાની વાટ જોતો હતો, એવામાં તેને લાયક શખ્સ મળી
ગયો. લાલમોહન ક્યાં જાય છે, કોને ત્યાં ઉતરનાર છે, જ્યાં
ઉતરવું છે, તે ગૃહસ્થ કોણ અને કેવા છે, તથા તેની જાત—ભાત

ને રહેણી કરણી કેવી છે, ઇત્યાદી સઘળું લાલભાઇએ જાણી લીધું. હવે લાલભાઇને જયારે મુનિમે પુછયું, ત્યારે તેણે પોતાનું ઠેકાણું વાલકેશ્વર ગંગાઘાટ આપ્યું; કેમકે લાલભાઇનું ઉતરવાનું ઠેકાણું ધર્મશાળા કે વીશી હતી. મુનીમ તો એમ સમજ્યો, કે કોઇના બંગલામાં ઉતરનાર હશે, પણ તે તો તોપ હતી! લાલમોહને આ નવા મિત્રની પિછાણથી એટલો લાભ માન્યો, કે મુંબઇમાં પોતાને ફરવા-હરવા લઇ જવામાં આ બેરીસ્ટરની મદદ કિંમતી થઇ પડશે. લાલભાઇ પણ એવીજ રાહ જોતા હતા. પારકા પૈસે દિવાળી કરવામાં મોજ માનતા હતા. લાલભાઇના મનમાં તો એટલે સુધી ઠસ્યું, કે નાગપુર છોડયા પછી પોતે બાબુ સાહેબનાજ ઉતારામાં ઉતરવાની તજવીજ કરવી; કારણ કે ખરચનો બચાવ થાય, અને લાગ ફાવે તો પાંચ—પચીસ હજારનો હાથ પણ મારી જવાય! આંધળાનો અલ્લાહ રખવાળ હતો. સૌ રસ્તાના સાથી! પંખીના મેળા પેઠેમ આજ મળ્યા, ને કાલ ગયા! કોની માનો બેરીસ્ટર, ને કોના બાપનો બાબુ! રસ્તે મળ્યા, ને પંથે પળ્યા! આંખની ઓળખાણ અને રાતનો વિસામો! લાલભાઇના ભાગ્યનો ઉદય થયો; તેને વણ તેડયાં વૈમાન આવ્યાં; બાબુ સાહેબ એકાએક ટ્રેનમાં સાફ પડી ગયા! લાલભાઇને તડાકો પડયો. બાબુસાહેબનાં ખીસામાંથી લક્ષ્મીપ્રસાદ ઉપરનો કાગળ સરી પડયો. લાલભાઇએ ચપળતાથી લઇ લીધો; અને તેનો પોતેજ ઉપયોગ કરવા ધાર્યો. બાબુ સાહેબની નાડ તપાસીને લાલભાઇએ સલાહ આપી, કે બે દિવસ નાગપુર ઉતરી જવું; મુંબઇમાં પોતે તેના આડતીયા લક્ષ્મીપ્રસાદને ખબર આપશે, કે બાબુ સાહેબ બે દિવસ નાગપુર તેના મિત્રને ત્યાં રોકાયા છે; માટે લેટ આવશે! આપ આવવાના હોય, ત્યારે તે ઠેકાણેથી તારથી મને ખબર કરવી. બાબુ

થઇને દીકરી તથા દોલત સાથે સાસુજીને પણ ઉઠાવી જાય, તેવો હતો !

અફસોસ ! ધનનો લોભ કેવાં નીચ કામ કરાવે છે ? લોભીને લાજ તો હોતીજ નથી, પણ તે પોતાની જીંદગી પ્રત્યે નજર કરતો નથી. એ પ્રકારનું રળેલું ધન કોણ જાણે ક્યાં વપરાશે, ને કોણ ભોગવશે, તેની ખબર નથી ; તે છતાં પાપી લોકો, પોતાનો ધર્મ તથા વિવેક એક ધનના યજ્ઞમાં બળિદાન રૂપે હોમી દે છે ! ! !... ... ... ... ... ...

અફલાતુન શેતાનોની કરામત કને ફરેસ્તા પણ ન્હાસતા ફરે છે. લાલબાઇની તોપનો ગોળો હવામાં ઉડવા લાગ્યો. લાલચુ લક્ષમી-પ્રસાદને ગોળ જેવો ગળ્યો લાગ્યો. તેઓ ગાડીમાં ઘેર ચાલ્યા લક્ષમીપ્રસાદે વાત ચર્ચાવી.

"આપનું મુબારક નામ ઘણા વખતથી સાંભળતા હતા !"

"યેસ, હું કેટલાંક વર્ષથી બાબુ સાહેબનીજ સરવીસમાં છું. શેઠની બહુ કૃપા છે.

"તમારા જેવા લાયકીવાળાપર કેમ કૃપા ન હોય ! તમને ગુજરાતીની સારી પ્રેકટીસ લાગે છે." બાબુ સમજીને કહ્યું.

"હું જાતેજ ગુજરાતી છું ; આપ કઇ જ્ઞાતિના ?" લાલબાઇએ તેમને હવે હવામાં ઉડતા કર્યા.

"હું વીશનગરો નાગર વાણીઓ છું. શું તમે નથી જાણતા ?"

"યેસ ! યેસ ! આઇ ફરગોટ ! અને હું પણ તમારીજ જ્ઞાતીનો છું ; તમારૂં વતન ?"

"મ્હારૂં અસલ વતન પાટણ, પણ હાલ વીસનગરમાં બાપદાદાની સ્થિતી છે !"—

મુનીમને સાંઢસામાં સપડાવા ધારતો હતો, પણ પોતે કેવો ઝકડાઈ ગયો છે, તેની તેને ખબર નહોતી.

ખિશ્વાસીકે દગનમેં, નહિ નિણતા હોય ;
કહો સુરતા તાસુ હાનિ, રહયો ગોવ જો સોય.

——:o:——

## પ્રકરણ ૨૮ મું.

### પરોણાની પરોણાગત!

લોભીયાં માણસો ધનની લાલચે, પોતાના દેહને સેવકના રૂપમાં મુકતાં તો ડરતા નથી ; પણ પોતાની વહુ—દીકરી કે ધર્મપત્ની કને સેવાં કરાવવામાં શરમાતા નથી! કોઇ પણ પ્રકારે સામા શખ્સ કનેથી સ્વાર્થ મેળવવો, એજ તેનો ધર્મ ને કર્મ હોય છે! ધન કને શરમ બાજુએ મુકે છે. જગતમાં એવા ધન-લોભીનો તોટો નથી. વળી ધનથી હરાયલો તો તે કરતાં પણ નીચ કામ કરે છે. ને દેખતી આંખે આંધળો બને છે. જો કે ઘણીકવાર એવા લોભીઓ ધોળે દહાડે લુટાઇ જાય છે. લક્ષ્મીપ્રસાદ તેવોજ લોભી હતો. અને તે એટલું સમજતો હતો, કે સ્ત્રીઓની શરમ વડે મનનું માનીતું કામ થાય છે ખરૂ! ને તેથી મુનીમને વશ કરવા માટે પોતાના નોકરો અને જાત ઉપરાંત ગુમાન શેઠાણી તથા લટકાળી લયલા પણ નખરાં કરતી કરતી નવા પરોણાને અંજ-વશે!!—લક્ષ્મીપ્રસાદને એટલોજ લોભ હતો, કે મુનીમ વશ થઇને કલકત્તાના વેપારની કુંચી બતાવે! પણ આ મુનીમ સાહેબ તો લક્ષ્મીપ્રસાદની દોલતનો દાટ વાળી દે, તેવો હતો. ઘર જમાઈ

" કાળે પાણીએ ! આફ્રિકાની મુસાફરી કરી ; ને ત્યાંના હવા પાણી પ્રતિકુળ થવાથી કલકતે આવ્યો ! "

" ત્યાં આવીને તરતજ બાબુ સાહેબને ત્યાં—

" ના, જી ! ત્યાં ન્યાય કોર્ટનું કામ કરવા લાગ્યો. બાબુ-સાહેબ શેઠજીને એક વેળા સોનેરી ટોળીવાળાએ ફસાવ્યા હતા ; વાત ખાનગી છે, હોં ! જો ભુલ્યા–ચુકયા કદી શેઠ કને વાત કહી દેતા ! " સો એ સો ટકા બાદ લાલભાઇ બોલ્યા.

" ના રે સાહેબ ! ખાનગી વાત કહી દેવાય ! "

" તેમાં મેં તેમને બચાવી લીધા. તે પછીથી મ્હારાપર વિશ્વાસ બેઠો. અને મને પોતાના ખાનગી સેક્રેટરીની જગ્યા આપી. દેશાવરમાં મુનિમ તરીકે મને ઓળખે છે, કેમકે મ્હારી સત્તા સર્વોપરી છે. "

" વાહવા ! ત્યારે તો અમારાં ધન્ય ભાગ્ય ! જો તમે અહિ પવિત્ર પગલાં ન કરત, તો અમે શું જાણત, કે અમારા જ્ઞાતિ-બન્ધુ આ હોદ્દાપર છે ? "

" હવે મ્હારો વિચાર મુંબઇમાંજ રહેવાનો છે. પ્રભુએ બે પૈસા આપ્યા છે. શેઠ તો છોડતા નથી, પણ કંઇક બહાનું કરીને-કાં તો સીકને બહાને રહી જવું છે. " મહારાજ કહાં ચલે, કે તેરે ઘેરહી ધામા ! "

" આ ઘર તમારૂં છે. તમારા જેવા કાબેલ માણસથી અમે પણ બે પૈસા ખાટીશું ; આપનાં બચ્ચાં–છોકરાં—

" બચ્ચાં—છોકરામાં સેવક પોતે ! "

" એમ કેમ વારૂ ? શું વીશનગરી ન્યાતમાં કન્યાની અછત પડી ? "

" ત્યારે હું તો વીસનગરનોજ રહીશ છું ! "

" શું કહો છો ! મ્હારા સમ ! " લક્ષ્મીપ્રસાદ ખુશી થઈ ગયા.

" તમારા સમ ! "

"ત્યારે તો આપણે એક ભાણે જમીશું ! તમારા વડીલશ્રી–"

" મ્હારા વડીલ ગોવીંદપ્રસાદ– "

" પેલા વડોદરામાં– "

" હા ; એજ ! " હાંક સુલ્લેમાન ગાલ્લી, અલ્લાહ સચ્ચા હય ! લાલભાઇએ અચ્છી તોપ ફોડી !

" તે તો અમારા દુરના સગા થાય ! " લક્ષ્મીપ્રસાદે સગપણ નિમિતે લાલભાઇને પોતાનો કર્યો.

" અલબત ! હું તો આપને તથા કુટુમ્બને સારી રીતે જાણું છું " લાલભાઇએ વજ્રલેપ લગાડયો.

" આપ કલકતે કયારે ગયા હતા ? ને બાબુ શેઠ જોડે કેમ સંબંધ બંધાયો, વારૂ ! "

" હું બચપણથી માબાપ વગરનો થઈ ગયો. "

" હા; તમારા પિતાને ગુજરી ગયે ઘણાં વર્ષ થયાં ! " માર તોપ, કોણ પુછે છે !

" અનાધાર હાલતે મુંબઇ આવ્યો ; પણ પતો ન લાગ્યો. "

" મુંબાઈમાં હુશીયારી કામ નથી આવતી ; જો વગ–વસીલો હોય, તો પછી ભલે કાળો અક્ષર કુટી મારે, પણ બાર મહિને બે હજાર કુટી કહાડે ! "

" એમજ છે ; આ શહેરમાં લોંડીયા લખેશરીયોનુંજ પ્રબળ લાગે છે. "

" પછી આપ કયાં પધાર્યા ? "

" કાળે પાણીએ ! આફ્રિકાની મુસાફરી કરી ; ને ત્યાંના હવા પાણી પ્રતિકુળ થવાથી કલકતે આવ્યો ! "

" ત્યાં આવીને તરતજ બાબુ સાહેબને ત્યાં—

" ના, જી ! ત્યાં ન્યાય કોર્ટનું કામ કરવા લાગ્યો. બાબુ-સાહેબ શેઠજીને એક વેળા સોનેરી ટોળીવાળાએ ફસાવ્યા હતા ; વાત ખાનગી છે, હોં ! જો ભુલ્યા-ચુકયા કદી શેઠ કને વાત કહી દેતા ! " સો એ સો ટકા બાદ લાલભાઇ બોલ્યા.

" ના રે સાહેબ ! ખાનગી વાત કહી દેવાય ! "

" તેમાં મેં તેમને બચાવી લીધા. તે પછીથી મ્હારાપર વિશ્વાસ બેઠો. અને મને પોતાના ખાનગી સેક્રેટરીની જગ્યા આપી. દેશાવરમાં મુનિમ તરીકે મને ઓળખે છે, કેમકે મ્હારી સત્તા સર્વોપરી છે. "

" વાહવા ! ત્યારે તો અમારાં ધન્ય ભાગ્ય ! જો તમે અહિ પવિત્ર પગલાં ન કરત, તો અમે શું જાણત, કે અમારા જ્ઞાતિ-બન્ધુ આ હોદ્દાપર છે ? "

" હવે મ્હારો વિચાર મુંબઈમાંજ રહેવાનો છે. પ્રભુએ બે પૈસા આપ્યા છે. શેઠ તો છોડતા નથી, પણ કંઈક બહાનું કરીને-કાં તો સીકને બહાને રહી જવું છે. " મહારાજ કહાં ચલે, કે તેરે ઘેરહી ધામા ! "

" આ ઘર તમારૂં છે. તમારા જેવા કાબેલ માણસથી અમે પણ બે પૈસા ખાટીશું ; આપનાં બચ્ચાં-છોકરાં—

" બચ્ચાં—છોકરામાં સેવક પોતે ! "

" એમ કેમ વારૂ ? શું વીશનગરી ન્યાતમાં કન્યાની અછત પડી ? "

" અને હવે પરણવાની રૂચી નથી. જો બચપણમાં અણસમજે
માબાપોએ વરાવી દીધો હોત, તો લાચાર હતો ; પણ હવે અહીં
જોગ મળશે, તો કોઇ લાયક ઘરની કેળવાયલી કન્યા પરણની ;
પણ તે મીયાં મહાદેવનો જોગ ક્યાંથી બને ?"

" ખરેખર ! લાયક વરને લાયક કન્યા, અને લાયક કન્યાને
લાયક વર નથી મળતા—મ્હારે બે બે દીકરીઓ છે, તે છતાં
સારો વર નથી મળતો !" લક્ષ્મીપ્રસાદે લાલચના કુવામાં પરોણાને
ઉતારવા માંડ્યો. એક કાંકરે બે પક્ષી ઉડાડવા માંડ્યાં !

" દૈવેચ્છા ! હાલ તો વિચાર નથી !" લાલભાઇએ લક્ષણ
દેખાડ્યું; લક્ષ્મીપ્રસાદને મન જાણે ઘર બેઠે ગંગા આવી—ધનવાન
જમાઇ લક્ષ્મી લઇને આવ્યો. વાહરે લક્ષ્મીબાઈ વાહ ! આ વાત
પુરી થતાં બંગલો આવ્યો. લાલભાઈ માટે બંગલાની સામે ન્હાની
બંગલી હતી, તેમાં તેને ઉતાર્યો; અને મનગમતી ગોઠવણ કરી આપી.
લક્ષ્મીપ્રસાદે ઘરમાં જઇને નવા પરોણાની વાત ગુમાનબાઇને કહી.
લચલાએ છુપી રીતે સાંભળી, અને સૌનાં મન મલકાવા લાગ્યાં.—
લાલભાઇ માટે ગરમ પાણી—અત્તર—ગુલાબ ને સાબુઓ, કેસરીયાં
દુધ, બરાસ—કસ્તુરીનાં પાન—બીડાં, વાળા—પાંદડીની ટટ્ટીઓ,
ગુલાબ—મોગરાની રકાબીઓ, સોડા—લેમન—આઇસક્રીમ— અને બીજાં
પીણાં, મુખવાસ મેવા, તથા રફતે—રફતે નાટકો, નાચ, રામાશ્રાદ્ધ
રેકર્ડની ખાસ ખરીદી, મેસર્સ રામચંદ્ર બ્રધર્સને પડેલો તડાકો !
આ રીતે તરેહવાર પરોણાગત થવા માંડી ! ઘરમાં કંસાર કર્યો;
લક્ષ્મીપ્રસાદ અને લાલભાઇ જમવા બેઠા. ગુમાન શેઠાણીનો ઠણકો,
ને લચલાની છટા જોઇને લાલભાઇ અંજાઈ ગયા. લાલ લટકાળાને
જોઇને શેઠાણી તો ઘાયલ થઇ ગયાં. જેમ બને તેમ તેઓને વશ
કરવા કલ્પના કરી. લક્ષ્મીપ્રસાદ તથા ગુમાનને ચટપટ થઈ, કે

એ રીતે લક્ષ્મીપ્રસાદનું તન–ધન લાલભાઇ લુટવા બેઠા. બગીચાના ચોગાનમાં લક્ષ્મીપ્રસાદનું કુટુમ્બ અને લાલભાઈ લટકાળા ટહાડા- પોરના તડાકા મારવા બેઠા. લક્ષ્મીપ્રસાદના મનમાં ચટપટ એ હતી કે કોઈ પણ પ્રકારે બાબુજીના મુનિમને ચળિત કરવા; તેનું સ્વધન અને અનુભવનો વેપાર લુટી લેવો; તથા જો અનુકુળતા જણાય, તો પોતાની દીકરી લયલાને મનગમતો વર મેળવી દેવો; એટલુંજ નહિ, પણ ઘર જમાઇ બનાવીને ગરદન મારવો! આ પાપી અને અઘટિત ઇચ્છાના પવનમાં લક્ષ્મીપ્રસાદ હવાઇ કિલ્લા બાંધતો હતો; તે પ્રસંગે લાલભાઇ જુદીજ કલ્પના કરતો હતો. લક્ષ્મીપ્રસાદના ધન કરતાં તેની લટકાળી લયલા અને હણકાબાજ ગુમાનસુંદરીને સપડાવવાની અચ્છી તક સાંધતો હતો. વાણીની ગુલછડી ફેંકતો હતો. વાણી વડે કામ–કટાક્ષનાં તીર ઉછાળતો હતો–ગેડીદડાની રમત રમતો હતો, પ્રેમના પોશાકો બદલતો હતો, તોપ ને તડાકાનાં માન મેળવતો હતો, અને જીભને જે ભાવે તેવાં વાણીનાં પકવાન પીરસતો હતો, લોભી લક્ષ્મીપ્રસાદનુ કુટુમ્બ તેને ભાવથી સ્વિકાર કરતું હતું. દુધના દેખાવનું ઝેર પીને મરવાનું હતું. મણીધરનાં માથાની અણીપર મોહી પડેલું કુટુમ્બ કાળી- નાગની ચળકતી ચામડીને પિછાણવા નબળું બન્યું હતું; માત્ર મણી મેળવવા લલચાયું હતું.

"મીસ લયલા? તમારી પ્રેકટીસ કેસ કેવી ચાલે છે?" લાલભાઇએ ફુલદડો ફેંકયો.

"અંગ્રેજી સેકન્ડ બુક ચાલે છે!" શરમાળ મુખડે લયલા બાનુ બોલ્યાં.

"સેકન્ડ લેંગવેજ કઈ છે?" લાલભાઇની જાણે બલા, કે કયા સ્ટેન્ડર્ડમાં સેકન્ડ લેંગ્વેજ લેવાય! અંગ્રેજી અદ્ધર શીખેલા!

“ફ્રેન્ચ !”

“મને તો લેટીન વધારે સહેલી લાગે છે.”

“યેસ ; કેટલાક વોલન્ટીયર સબજેક્ટ તરીકે લ્હે છે.”

લાલભાઇ તો જાણે પ્રોફેસર ઓફ ધી ઇંગ્લીશ !

“મ્યુઝીકમાં ?”

“પીયાનો શીખવવા મડમ રાખી છે !” શેઠ વચમાં
બોલ્યા.

“ઉસ્તાદજી સુંદર સતાર પણ શીખવે છે !” શેઠાણીએ
ટહુકો કર્યો.

“મને તો સતાર વધારે પસંદ છે ! દેશી ગાયનોમાં દેશી
વાજીંત્ર લાયક છે !”

“તમે સ્વદેશી ચળવળમાં સારો ભાગ લેતા લાગો છો !”

“હા ; બેંગાલમાં થોડો સમય ગાળ્યો, એટલે—

“બેંગાલી બાબુ બની ગયા ! વારૂ ; તમારા ખાસ અનુભવનો
લાભ અમને મળશે ?” શેઠાણી બોલ્યાં—

“મ્હારો કેટલોક અનુભવ ઝવેરાતનો છે, હું ટ્રાન્સવાલમાં—

“શું તમે આફ્રિકા જઇ આવ્યા છો ?” ગુમાનબાઇને
નવાઇ લાગી !

“અલબત્ત ! આફ્રિકામાં તો મને બેરીસ્ટર તરીકે સનંદ
પણ હતી ; પરંતુ દેશીઓ તરફ સુગ ધરાવનારા કેટલાક ત્યાંના
અંગ્રેજો સાથે તકરાર થતાં મેં એ ધંધોજ છોડી દીધો !...

“ત્યારે તમે મી૦ ગાંધી બેરીસ્ટર—”

“ઓ ! મી૦ ગાંધી ! એ કાઠીયાવાડી હીન્દના ! સ્વદેશ
હિતમાં મોખરે ઉભા રહેનારા ગ્રહસ્થ છે. તેમને હું સારી પેઠે

ઓળખું છું ! ” માત્ર લાલભાઇને મી૦ ગાંધી ઓળખતા નથી ! ! ... ... ...

“ ત્યારે તો ધારાશાસ્ત્રી ને ઝવેરી બન્ને કામમાં આપ કુશળ ! ! ” શેઠાણી હસીને બોલ્યાં.

“ ત્યારે કોટન બીઝનેસ સંબંધી તમારો શું વિચાર ? ”

“ ખરૂં પુછો, તો આપણા દેશી વેપારનો સઘળો આધાર વિલાયત ઉપર છે ; અને કોટન માટે તો અમેરિકનોએ એકહથ્થી મારકીટ કરસા માંડી છે ! મ્હારૂં માનો, તો પેરીસ પધારો. મોતી પન્તા ને હીરાનો વેપાર કરો. કોટનમાં મળી મળીને શું મળવાનું છે ? જો આપણા દેશીઓને છકકાં પડે, તો ઝવેરાતમાં ! અમારા બાબુ શેઠ પણ હવે એજ લાઇન લેવાના છે. અહીંથી જઇને હું પોતેજ પેરીસ જવાનો છું ; શેઠ કહે છે, કે ભાગમાં ધંધો કરો ! મેં કહ્યું કે, એક વખત હું મારકીટ જોઇ આવું, પછી વાત ! પૈસાનું કામ મોટું છે. હું કંઈ લખપતી નથી ; જો ધનવંત તે ધંધપર ધ્યાન આપે, તો સાચા હીરાની ખાણ ખરીદે ! ”

“ ખરી વાત છે, અમારી ઓફીસના જહોન સાહેબ પણ ત્રાન્સવાલની હીરાની ખાણો તરફ વળ્યા છે ! ”

“ જોયું કની; મ્હારો અનુભવ હવે તમારી સમજણમાં આવશે ! ” લાલભાઇને પુષ્ટી મળી.

“ અમે પણ એક મુનીમને ત્યાં મોકલ્યો છે. ”

“ પણ જંગલી લોકોમાં કાપડ વેચવા ! ” ગુમાન શેઠાણીએ નાક ચડાવીને કહ્યું.

“ જંગલીયોજ સોનાની રેતી આપે છે. ” શેઠ બોલ્યા.

“ એ વખત ગયા ! હવે સરકારી જાપતો બેસી ગયો છે. મેં ઘણી તજવીજ કરેલી, પણ વૃથા ગઈ ! હવે પેરીસ કે ઇંગ્લંડ

જવું છે ! મ્હારે તો એટલું સારૂં છે, કે કોઈ પ્રકારની પાછળ જંજાળ નથી ! ”

“ એમ કંઈ ચાલશે ? હવે તો તમારે પરણીનેજ જવું પડશે ! ” ગુમાને ગોળી ચડાવી ! બંદુક તાકી !

“ તમે જબરદસ્તીથી પરણાવો, તો ભલે ! ”

“ પરણવું એ એક જાતની સ્વતંત્રતા ગુમાવવા બરાબર છે ! ” લયલા હસીને બોલી.

“ હીયર ! હીયર ! હીયર ! ખરૂં બોલ્યાં, મીસ લયલા ! ” લાલભાઇએ સાક્ષી પુરી-રેવડીવાલાનો સાક્ષી ગંડેરીવાલો.

“ અંગ્રેજીએ અંગ્રેજી મળ્યાં, એટલે બસ ! ” ગુમાને હસતાં હસતાં કહ્યું—

“ એજ્યુકેટેડ યુવાન તો એમજ ધારે ! જ્યાં સુધી લાયક જોડું ન સંધાય, અને સ્ત્રીને સંભાળી શકવાને, તથા ગૃહસ્થાશ્રમને દીપાવવા જેટલી શકતી ન થાય, ત્યાં સુધી પરણવુંજ ખોટું ! કેમ ન બોલ્યાં, મીસ લયલા ! ”

“ યેસ ! હું તમારા વિચાર પસંદ કરૂં છું ! ”

“ ત્યારે તું કુંવારી રહેજે ! ” ગુમાને રીસ કરી.

“ અલબત, લાયક વર ન મળે, ત્યાં સુધી તમારે પણ આગ્રહ કરવો ન જોઇએ ! ”

“ તમારા કરતાં બીજો લાયક વર— ”

ગુમાન શેઠાણીએ હણકાથી કહ્યું-લાલભાઈ હસવા લાગ્યા. લયલા શરમાઇને નીચું જોવા લાગી—

“ લાલભાઇને આ વખતે નાથી દેવા છે ! ”

“ તો હું તમારા આગ્રહને તાબે છું, પણ—

“ વખત પોતાનું કામ કરશે ! ” લાલભાઇ બોલ્યા.

" હવે તો નિદ્રા આવે છે ! " લયલા બોલી, અને ઘડિયાળમાં બારનો ટકોરો થયો.

" લાલભાઇ પણ થાકેલા છે, એમને સુવા દો ! "

" હા, પણ એક વાત કરવી રહી ગઇ છે. અમારો બીજો એક મુનીમ અત્રે આવવાનો છે. તે નાગપુરથી આવનાર છે; ને તેને પણ કદાચ—લાલભાઇએ અધુરૂં પુરૂં કર્યું.

" ઉતરવાની તજવીજ કરવી પડશે ! "

" હા, પણ સાધારણ જગ્યા હોય, તો, બસ છે ! "

" મણીભાઇવાળા ઘરમાં જગ્યા ખાલી છે ! "

" વાહવા ! ત્યારે તો ત્યાં ઉતારીશું ! " ટહાડે પાણીએ ખસ ગઇ, લાલભાઇની ફતેહ થઇ.

" આપનો દરજ્જો મોટો છે, માટે તેમને વધારે તાજીમ કરવાની જરૂર નથી. એક મહેતાજીને સોંપી દેજો— "

" એમજ ! પણ આપને શરમાવું નહિ, હોં ! "

" તમે તથા બાઇ વગેરે એટલાં તો ભલાં છે, કે જેની હદ નહિ. મને એમ લાગતુંજ નથી, કે હું પર ઘેર છું. "

" ને તમારે કલ્પના પણ કરવી નહિ ! અમે તમારા છીએ ! " ગુમાને આંખના ઇસારાથી લાલભાઇને ચેતવી દીધા. વ્યભિચારી, વિષયી, ઠગારો, ને ધુતારો લાલભાઇ માત્ર શેઠાણીના ફરકાયલા હોઠ; ને અણીયાળી આંખના ઇશારાનીજ રાહ જોતો હતો. તે હવે સમજી ગયો, કે શેઠાણી ડાગલી છંડ થયાં છે.

" થેંક્યુ ! ! તમારો મોટો ઉપકાર થયો ! એક્સક્યુઝ, મીસ લયલા ! મ્હારે ખાતર તમને ઉજાગરો નોતો ..." — લાલભાઇએ તેણીનું દીલ પણ તપાસ્યું !

વાતો ગમી ; ને લક્ષ્મીપ્રસાદની નબળાઈ પણ લક્ષમાં આવી ગઇ ! લુચ્ચાનો પીર અને ચોરનો ભાઈ ઘરની ચોર ઘરમાં પેઠો–દંભથી દુનિયાને ઠગી ખાનારો લાલભાઇ આ ગર્ભશ્રીમંત ગ્રહસ્થનાં ઘરમાં પેસીને લાજ–આબરૂથી તથા ધન–માલથી તેઓને પાયમાલ કરવાની પ્રેરણા કરવા લાગ્યો. તેમાં દોષ માત્ર લક્ષ્મીપ્રસાદનો હતો–ધનના લોભમાં તણાઇને સર્વે વાતે સત્યાનાશ વાળતો હતો. ભાવી ટળવાનું ન હતું, જે માર્ગે ધન સંપાદન કર્યું, તેજ માર્ગે જવું જોઇએ ; પાણીનો કુંભ ભરેલો રહે, તો લાંબે કાળે જંતુ પડે ; અને ઉભરાઇ જાય, તો માર્ગમાં વહેતો થાય ! કુદરતના નિયમને કોઈ રોકી શકવાનું નથી. હજાર ડહાપણ કરે, લાખ ચતુરાઈ કરે, પણ દેવું તો તમાચો મારીને ભરવુંજ પડે ! નાદાર થઇને નાણાં આ દરબારમાં ડુબાવે, પણ કુદરતના દરબારમાં તો દીકરાનો બાપ થઇને હર્ષથી દેવું ભરે ! જગત એથીજ માયામાં આંધળું થઇને ભવાટવીમાં ફરે છે ; જો પોતે પોતાને જાણે, તો આંધળી કામળી ઓઢીને દેખતી આંખે દીવો લઇ કાયા–કુપનો આશરો શા માટે લહે !—

લક્ષ્મીપ્રસાદ પ્રભાતમાં ઉઠ્યો, કે તેમને એક તાર મળ્યો. ખાનદેશ તરફ આકોલા શહેરમાં રૂની ખરીદ કરેલી ગાંસડીઓમાં આગ લાગી હતી–વીમો તો ઉતરાવેલો હતો, પણ નુકશાન બતાવીને નાણાં મેળવવા માટે ત્યાં જવું જોઇએ. શેઠ ઉતાવળા ઉતાવળા ગુમાન કને આવ્યા ; અને તારની હકીકત કહેવા લાગ્યા.

"આકોલામાં આપણા રૂના જથ્થામાં આગ લાગી ; મ્હારે હમણાંજ ઉપડી જવાનું છે."

"અફસોસ ! આપણી દશા કેવી બેઠી ?"

“ઘણીજ સરસ સમજવી. અમેરિકામાં રૂના ભાવ બેસી ગયા છે-વિલાયતનું બજાર મંદ છે. મુંબઇની મીલોમાં ઉઠાવ થોડો છે. હાલ જ્યારે દશ દશ ટકા ઉતરી ગયા છે, ત્યારે આપણા જથ્થાની આગ લાભકારક છે; પણ ધીમો છે, એટલે તો છક્કા સમજવાં; માત્ર હવે નવા પરોણાને પડખામાં સેવાતો છે.”

“તે કામ મ્હારૂં છે. એમને મળવાનું કામ હું કરીશ; તમે તેની ચિન્તા ન કરશો-હું એ કામ પાર પાડીશ. તમે આવો ત્યાં સપડાઇ જાય, તો પછી વાંધો છે?”

“ના; ત્હારી ચતુરાઈની મને ખાત્રી છે. જો તે ધણી આપણા કબજામાં આવી જાય, તો મજા પડે! વેપારમાં સલાહ ને સહાયતા તો મળે, ત્યારની વાત; પણ હાલ તેની કને નાણાંની રકમ છે, તે ચડાવી લ્હેવાય-એ રકમ આપણા સ્વાધીનમાં આવી, એટલે તે સદાનો બંધાયલો રહેશે-અને બન્ધનમાં પડ્યા પછી વેપાર લડાવવો ઠીક થઇ પડશે!!”

“અલબત તમારી મરજી મુજબ થાય, તો બહુજ સારૂં. એ માણસ ભલો ને મળતાવડો લાગે છે. કોણ જાણે કયા સંસ્કારે પણ આપણી સાથે તો લીંબુના રસની પેઠે ભળી ગયો છે, વિદ્વાન છે, ધનવાન છે, ગુણવાન ને રૂપવાન છે, તથાપિ અંશભર ગર્વ નથી; મને તેનું મોં ને વાણીની મીઠાસ એવી ગમે છે કે—

“પણ તેને વશ કરવા બદલે રખે તું વશ—” શેઠ હસી પડ્યા.

“જાઓ, ત્યારે અમે અળગાં રહીશું.” ગુમાને રીસ ચડાવી.

“વાહ! એટલીજ વાત ને એટલીજ વારમાં મંડાઇ ઉઠ્યાં!”

“તમારે તમારા પીંડનો પણ ભરૂસો નથી—એક તો સાંજ સુધીને લટપટ કરીએ, તેમાં તમારો ટહુકો સાંભળવો! એ તો જોવાં હોય તેવાં દેખે!”

"વારૂ ! હવે નહિ કહુ; એ તો હું માત્ર હસું છું; ત્હારો મને પાકો ભરૂસો છે. વિવેકમાં રહેજે, પાણી કળાવાં ન દઇશ, ને તેને ઓછું આવવા ન દઇશ !"

"ચિન્તા નહિ–પુરૂષને રમાડી લેવો, એ સ્ત્રીને મન હાંસુ છે!"

"ત્યારે હવે એ કામનો જોખમ તમને સોંપું છુ, અને હું રવાના થઉં છું ! તેમને તમે કહેજો કે એકદમ ઉતાવળા આકોલે ઉપડી જવાંથી રૂબરૂ મળાયું નથી, માટે ક્ષમા કરજો ! હું હવે રવાના થાઉં છું !

"વારૂ, ફતેહ કરો" ગુમાને ફતેહનો ડંકો વગાડયો—અને લોભી લક્ષ્મીપ્રસાદ આકોલા તરફ રવાના થયો.

"ગુમાનના મનની ઉછળેલી રગોમાં નવું જોર આવ્યું, શેઠની નિર્દોષ પરવાનગી મળી. સ્વતંત્રતાથી લાલભાઇ સાથે વર્તવાનો હુકમ લીધો. શેઠ જ્યારે ભાનુમતીના પ્રેમમાં લપટાઇ રહેતા હતા, તો તેને આ લાલ સાથે શા માટે નહિ ગમે ! ગુમાનનો કામ આજ રાતની લ્હેરો લેવા ઉછળ્યો ! લક્ષ્મીપ્રસાદની નબળાઇએ પોતાની ઉચ્છ્રંખળ સ્ત્રીને આડે માર્ગે ઉતારી: અફસોસ ! ચોરને ઘેર ચોર પરોણો આવ્યો ! કુસંગી બન્યાં ! ગુલાબને લીધે પ્રેમીને કાંટા વ્હાલા લાગે છે, તેમ ધનને લીધે ધનવાનો પુજાય છે; અગર જો મોટા માણસના દેખાવડા બંગલામાં નજર ફેરીએ, તો ચળકતા દેખાવ કરતાં ભીતરની કાળી રેષાઓ બહુ જણાશે ! હવશના ભોગી, કામ–વિલાસી લોકોનો એ કામરૂદેશ લાગશે ! મનગમતું ખાવા–પીવાનું અને અયાસી જીંદગીના પુરૂષો જ્યારે નબળા પડી જાય છે, ત્યારે મસ્તાન શેઠાણીઓ કામ–લતાના ભારથી દબાઇ જાય છે; અને જ્યારે કામાંધ બની જાય છે, પછી મન તૃપ્ત કરવા આંધળે માર્ગ ચાલી જાય છે.

**जन्मांधः नैव पश्यंति कामांधो नैव पश्यति.**

જનમનો આંધળો તો કશું જોઈ શકતો નથી, પણ કામાંધી તો કશુંએ જોઈ શકતો નથી—

લક્ષ્મીપ્રસાદની ગેરહાજરીમાં નિર્ભય ચોરો કેવા પ્રકારની ફગબાજી રમે છે, એ જોવાતો પ્રસંગ હવે નિકટ આવે છે. એક તરફ ગુમાનપર કામદેવ જોર ચલાવી રહેલો છે; ત્યારે પ્રેમાંગના લયલાની ઉછળતી ઉમેદ શું કરે છે તે જોઇએ!

---

# પ્રકરણ ૩૧ મું.

---

## કામની ધુનમાં કામનીઓ—મુરલીનો નાદ કે કામનો!

"મોહી રહી છું ત્હારી મુરલીએ, મોરારી, હું તો!"

કામ–વ્યાકુળી–વિરહીણી ગુમાન અકળાવા લાગી. ગ્રિષ્મના ઉકળાટથી જમીન તપતી હોય, તેમ ગુમાનનું શરીર, કામજ્વરથી તપવા લાગ્યું. કાકનો અંધાપો, ધર્મમર્યાદા જોઇ શકતો ન હતો. કામનો વેગ, પથ્થરના પહાડો તોડી શકવા સમર્થ હતો. અંધારી રાત્રે ઘાતકી પશુના વનમાં ઝેરી સાપના દરમાં જવાને ગુમાન વિરહીણી સમર્થ હતી. ગુમાન કંઇ દબાય તેવી ન હતી, તે નીડર હતી; છતાં પોતાની ઇજત પ્રદેશી પરોણાના હાથમાં લુંટાવા દેવાને લગાર સંકોચાતી હતી! કોઇપણ બ્હાનું મળે, કોઇપણ રીતે તે પેલો લલચાવે, અને કોઇ પણ રીતે એકાન્ત મળે, તે તક જોતી હતી; લાલભાઈ પણ એજ ઝંખના કરતો આમ તેમ ફરતો હતો. એક આંખ કાકમાં અને બીજી વિવેકમાં રહી હતી. જ્યાંસુધી મર્યાદાનો

ભંગ થયો ન હતો, ત્યાં સુધીજ ભય હતો. ધર્મ ટકી રહેલો હતો. વિવેક છુટી ગયો, તે સાથે ધર્મ પણ ઉડી ગયો જાણવો.

ગુમાનની વ્યાકુળતા હરવાની તેને તક મળી, પણ લાલભાઈને ઉમદા તક મળી. લયલાએ પોતાના ભાવી-પ્રેમીને ખેંચવાનો યત્ન કર્યો. એક તરફ મા અવળા માર્ગે, નીતિભ્રષ્ટ બનીને પરપુરૂષ જોડે વ્યભિચાર કરવાની આકળી ઉલટમાં તત્પર થઇ રહી હતી; ત્યારે બીજી તરફ સુકુમાર બાળા, માયાના શબ્દ-મંત્રપર નાચતી કુદતી, લાલભાઇને ભવિષ્યનો ભરથાર માનીને, તેને પોતાની ચતુરાઈ વડે છેતરવા નહિ, પણ અસર કરવા તલ્પતી હતી!......

...........ભાગ્ય-મદારી શું શું નાચ નચાવે છે! રઘુ-રંગારી શા શા રંગ ઉડાડે છે! લાલભાઇ કોણ અને કયાં પડેલો! લક્ષ્મીપ્રસાદ કોણ ને કેવો ગૃહસ્થ! ગુમાનની ગુમાની કયાં! લયલાના લાડ કયાં! એક અજબ જાતના જાદુગરે આ કુટુમ્બને એક તકે કબજે કરી લીધું! લાલભાઈ તો નિમિત્ત માત્ર હતો; પુર્વના સંસ્કાર સામે આવીને ઉભા રહ્યા! સુમનું ધન સખી ખાય, એ કહેવત ખરી ઠરી. લક્ષ્મીપ્રસાદે જ્યારે પારકાનું ધન ઓળવ્યું; ને મિત્રને દગો દઇને, તેની સ્ત્રીને ભ્રષ્ટ કરવા યત્ન કર્યો; પણ કુદરતે તેનેજ હાથે પોતાની સ્ત્રીને વંઠાવવાનો અને ધન લુટાવવાનો, અરે એટલુંજ નહિ, પણ પોતાની પુત્રીનું ભાવી બગાડવાનો, તથા પોતાની ઇજ્જત ઉપર પાણી ફેરવવાનો પ્રસંગ આપ્યો! એક પાઇ ગરીબને આપવામાં ધનવાનો કંજુસાઈ કરે છે; એ પૈસા ધર્માદામાં નાખવાને ધનીકો મોં ફેરવે છે; જો રંક કે અનાથ આશરો માંગવા આવે છે, તો તેને હડધુત કરીને બહાર કહાડે છે; પણ લાલભાઈ જેવા લક્કડબાજ ફક્કડ બનીને ઘરમાં ઘુસી જાય છે, તેને પોતાનું સર્વસ્વ લુટાવી દે છે! કળિનો જમાનો

અને લોભનો વહેવાર–વહેળોજ એવો નિર્માલ્ય છે !............
વાંચનાર ? કુદરત શું શું બાજી રમે છે ! માણસ કેવી રીતે ભુલે
છે? ચડતી–પડતીના ચમકારામાં ડાહ્યાનું ડહાપણ ક્યાં ડોળાઈ જાય
છે ! ધન, ધરા ને ધરૂણીનો કેવો ઉપયોગ થાય છે, તે
જોવાને આ પ્રસંગ અનુકુળ થઇ પડયો છે ! અફસોસ ! ઇશ્ક
દિવાનો છે !

લાલચુ રસોઇયાના ભરૂંસાપર લાલભાઈ તાગડધિન્ના કરવા
બેઠા હતા; જ્યારે શેઠાણીની મુલાકાત મળી શકી નહિ, ત્યારે
સતારના તારપર દિલનો તાર ખેંચાયો ! લયલાએ બહાનુ આપ્યું,
ને લાલભાઇ ધીમે ધીમે બાગમાં ફરતા ફરતા, લયલાના અભ્યાસ
ગૃહ તરફ ગયા. લયલાએ ગાયન શરૂ કર્યું—

“શાબાશ ! મીરાંદે નાદ !” લાલભાઇએ હસતે મુખડે કહ્યું ;
લયલા ચમકી અને પાછળ જોયું ; લાલભાઈ હસી પડયા, ને
લયલા શરમાઈ ગઇ; તારપરની આંગળી ઉડી ગઈ. સતાર એક
તરફ પડી ગયો. કોમળાંગી કુમારી અનુકંપવા લાગી. વ્હાલાને
ખેંચતાં તો આતુર બની, પણ એકાંતમાં મળતાં ભય લાગ્યો.

“ તમારા એકાન્ત રાગમાં મ્હારી હાજરી પ્રતિકુળ તો નથી
થઇ કે ? ”

“ ના–જી ! ” લયલાએ શરમાતે મુખડે નીચું જોઇને કહ્યું.

“ જોગન શા માટે બનવું પડે છે ? ”

“ **એ તો ગીતની કડીઓ** છે ! ” લયલાએ હોઠપર
આંગળી રાખીને આડી નજરે જવાબ દીધો.

“ અહા ! પેલું મદાલસા ને રૂતુધ્વજનુ પિકચર કેવું સુંદર
છે ? મદાલસા જાણે તમારી પેઠે શરમાઈ ગઈ છે. ”

"અને રૂતુધ્વજ તેને મનાવે છે!" લયલાએ હસતાં હસતાં કહ્યું.

"હવે તમને કોણ મનાવે?"

"જે નજીક હોય, તે!"

"આ કોમળ કર ઝાલવાને કોણ સમર્થ થશે!" લાલભાઇએ લયલાનો હાથ પકડયો. લયલા શરમાઈ ગઇ. એટલુંજ બોલી,

"જુઓ મ્હારી બા આ તરફ આવતાં જણાય છે!" લયલાએ બારી તરફ નજર કરીને કહ્યું.

"તેમને શક તો નહિ જાય!"

"કદાચ—

"ચિન્તા નહિ! પણ પ્રદર્શન જોવા આવશો?"

"હું બાને પુછીને આવીશ—ઓ આવ્યાં!"

"હું આ પાછલે દાદરથી જાઉં, તો!"

"હા એમજ, પધારો! બા જો રજા આપશે, તો!"

"હું તમારા માટે રજા મેળવવા રામાને મોકલું તો?"

"હા, એ સૌથી સારૂં. પધારો!" લયલા, દાદર સુધી લાલાને મુકવા ગઇ. ગુમાન ~~પાછલ~~થી ઉપર આવી.

"કેમ બહેન, શું કરો છો?"

"જરા સંગીતનો અભ્યાસ કરતી હતી."

"મને તો કંઇક સંભળાવ! આપણા મહેમાનને સંભળાવ્યું?"

"હા,"—લયલા શરમાઈ ગઇ. નીચું જોઇ રહી. એવામાં રામે આવીને પુછ્યું.

"પાહુણા મનતેસ કે ધાકટી બાઇલા પ્રદર્શન બગાયલા સાઝી સંગતી પાંઠવા."

"કેમ લયલા? 'તને એમની સાથે જવા ગમે છે?"

"તમે કહો, તો જાઉં !" તેણીએ શરમાતે શબ્દે ઇચ્છા બતાવી.

"વારૂ, ત્યારે જા; કપડાં પહેરી લ્હે !" ગુમાને રજા આપી.

"રામા ગાડી જલદી જોડાવ !" લયલાએ રામાને હુકમ કર્યો.

"શેઠલા સાંગ, કે બાઇ કપડાં બદલુન યેતે; તુમ્હી તૈયાર હો !"

"બરા ! દોગીલા સાંગતો!" રામો નીચે ગયો. ને લયલા સતાર બાજુએ મુકીને ઉભી થઇ. ગુમાન પણ તે સાથેજ ઉઠી.

"લયલા ? તને નવા મહેમાન જોડે પરણાવીયે, તો ગમે કે ?

"મને શું શરમાવો છો, બા ? હું શું જાણું! મને ન કહેશો!" લયલાએ હસતે મુખડે, ને શરમાતી જીભે આડું જોઇને કહ્યું.

"વારૂ ત્યારે હમણાં તો જા. પછી જોઇશું !" એટલું કહીને ગુમાન નીચે ઉતરી. લયલા કપડાં બદલવા લાગી. લાલભાઇ નીચે આવ્યા. ગુમાન અને લાલભાઈની દ્રષ્ટી એક થઇ. દીલ પણ દબાવા લાગ્યું.

"માફ કરજો; ઘરના વ્યવસાઇથી તમારી ખબર આજે લઈ શકી નથી !" ગુમાને ટહુકો કર્યો.

"ચિન્તા નહિ, જ્યારે નિવૃતિ મળે ત્યારે પધારજો."

"દિવસે તો લોકોની આવ-જાવ હોય, એટલે નિરાંતે બેસાય કે વાત કયાંથી થાય ! રાત્રે નિરાંત મળે; આજે રાતે તો હું જરૂર આવીશ. તમારી વાણી સાંભળવાનું મને બહુ ગમે છે."

"તમારી મહેરબાની !" લાલભાઇએ લટકું કર્યું, વિવેક કર્યો.

"બાઇ, ગાડી તૈયાર આહે ! કોઈ પોયરા ભેટાયલા આલા આહે !"

" અને ૠતુધ્વજ તેને મનાવે છે ! " લયલાએ હસતાં હસતાં કહ્યું.

" હવે તમને કોણ મનાવે ? "

" જે નજીક હોય, તે ! "

" આ કોમળ કર ઝાલવાને કોણ સમર્થ થશે ! " લાલભાઇએ લયલાનો હાથ પકડયો. લયલા શરમાઇ ગઇ. એટલુંજ બોલી,

"જુઓ મ્હારી બા આ તરફ આવતાં જણાય છે ! " લયલાએ બારી તરફ નજર કરીને કહ્યું.

" તેમને શક તો નહિ જાય ! "

" કદાચ—

" ચિન્તા નહિ ! પણ પ્રદર્શન જોવા આવશો ? "

" હું બાને પુછીને આવીશ—ઓ આવ્યાં ! "

" હું આ પાછલે દાદરથી જાઉં, તો ! "

" હા એમજ, પધારો ! બા જો રજા આપશે, તો ! "

" હું તમારા માટે રજા મેળવવા રામાને મોકલું તો ? "

" હા, એ સૌથી સારૂં. પધારો ! " લયલા, દાદર સુધી લાલાને મુકવા ગઇ. ગુમાન ~~પાછલ~~થી ઉપર આવી.

" કેમ બહેન, શું કરો છો ? "

" જરા સંગીતનો અભ્યાસ કરતી હતી. "

" મને તો કંઇક સંભળાવ! આપણા મહેમાનને સંભળાવ્યું ?"

" હા, "—લયલા શરમાઇ ગઇ. નીચું જોઇ રહી. એવામાં રામે આવીને પુછયું.

" પાહુણા મનતેસ કે ધાકટી બાઇલા પ્રદર્શન બગાયલા માઝી સંગતી પાઠવા. "

" કેમ લયલા ? 'તને એમની સાથે જવા ગમે છે ? "

આહા ! પિંગલા રાણી ? ત્હારા જોબનની લર એક અશ્વપાળની પાનીપર ચુંથાઇ ગઇ ! મહાન રાજા ભરથરી ત્હારૂં પ્રાયશ્ચિત ધોવાને વેરાગી બન્યા ! એ શુમાની શુમાન ! અરધી રાતે, પીયુની ગેરહાજરીમાં, ઇશ્કની અંધી બનીને તું આજે ક્યાં જવાની છું ! મદનના વિમાનમાં બેસીને ભોગી ભ્રમરના કાળા રંગને લુટવા કે ત્હારા પતિવ્રત-કુસુમને લુટાવા ! અફસોસ !!..........

——:o:——

## પ્રકરણ ૩૨ મું.

### ચંદ્ર-કળાનો સ્વપ્ન-વિલાસ ! ઓખા ને અનિરૂદ્ધ !

"પ્રીત જહાં પરદા નહિ, પરદા જહાં નહિ પ્રીત;
પ્રીત જહાં પરદા રહા, સોહી પ્રીત વિપરીત !
જાત પાન ફુલકે જડે, રહે ન પાવે નેમ :
રહે નિરંતર એક રસ, પુરણ સોહી પ્રેમ."

* * * *

પિયુ ઘેલી પોપટડીઓના મુગ્ધ-પરાગની લ્હેરો લેતા શુક પંખીઓ ભાગ્યવંત ગણાવા જોઇએ. કુસુમાવતીના સ્વપ્નામાં રમી ગયેલો મેવાડ કુમાર માધવરાજ, ગુણવંતીના સ્વપ્નામાં સીંચાયેલો જયન્તિલાલ અને ઉષાના સ્વપ્નામાં રમણ કરતો અનિરૂદ્ધ પેઠેમ આપણી વાર્તાની નાયિકા ચંદ્ર-કળા પોતાના હૃદય-પ્રેમના કીરણો પીયુની ચોમેર ફેંકતી હતી. પોતે નિદ્રાધીન હતી, પણ મન-વિલાસની રોશની ચમકતી હતી-સવિતાપ્રસાદને સ્વપ્નામાં જોતી હતી. વ્હાલાની વધાઇ દેનારને દક્ષણા દેતી હતી-વિરહી તાપને શયન

"બરા, બસાયલા સાંગ ! સવિતાપ્રસાદલા બોલવીલા આહે ! તેચ અસેલ !" રામો ગયો.

"સવિતાપ્રસાદ કોણ ?" લાલે પુછ્યું.

"અમારે સાથે પડેલો છોકરો છે ! શું કરીએ, નામ મોટાં ને ખર્ચ પણ મોટા ! ગળે પડેલાને નિભાવ્યા વગર છુટકો છે?"

"તમારા ઘરનો વહિવટ એક ગર્ભ શ્રીમંત જેવો છે !"

"અલબત; હજી તો મેં હાથ સંકોર્યો છે."

"મ્હારા જેવાને તો ભારે પડી જાય ! એક લાખનું વ્યાજ તો આટાલુણમાં તણાઈ જાય !" લાલભાઇએ ગોળો ફેંક્યો.

"તમારાં ભાગ્ય મોટાં છે. પ્રભુ કરશે, તો હવે તમારૂં અન્નજળ અહીંજ—

"તમે તો મને કાચા સુતરને તાંતણે બાંધી લ્હો છો !"

"એક બીજાની લ્હેણા-દેણી ! તમારી જીભે અમને ઝકડી લીધાં છે." ગુમાને ગળતર કરી-કળતર કરી !

પરસ્પર મસ્કાર્ીકેશન ચાલે છે, ત્યાં લયલા હણકો કરીને નીચે આવી. ગાડી દરવાજામાં ઉભી હતી, એક બીજા નમીને છુટાં પડયાં. ગુમાન આ નવલ જોડલાંને જોઇ રહી.

વાંચનાર ? લક્ષ્મીપ્રસાદનો સંસારનો વિષ-કુંભ જોતાં પહેલાં અને અધર્મ કર્મવાદીનો અંત સાંભળ્યાં પહેલાં, સત્યના વિમાનપર ચડેલા, હક્કદારના લુટાતા હક્ક તરફ નજર કરીએ ; સત્ય પ્રેમી ચંદ્રકળા અને ચવિતાપ્રસાદના સાચા સ્નેહનાં જળ-બિન્દુની શિતળ લ્હેરો જોઇએ. બન્ધનવશ કુમારિકાનો વિજળીક વેગ, ને નિર્ધનતાની સાંકળથી ઝકડાયલાનો સાત્વિક તાર કયા પ્રકારે એકત્ર થાય છે, તે પણ જોઇએ.

તાપરૂપ થઈ પડયો હતો. સુર્ય નહિ પણ કાન્તિ, કમળ નહિ પણ કાંટો આપરૂપ થઈ પડયો હતો. હઠીલી બાળાએ મનસ્વી હઠની બાજી બીછાવી રાખી હતી—પ્રેમનાં સોગઠાં મુકી રાખ્યાં હતાં, ભવિષ્યનો દાવ ચલાવવાનો હતો. પિયુડો સ્વપ્નામાં સોગઠાંબાજી રમવા આવ્યો હતો. હાથમાં પ્રીતના પાસા હ્હે, તે પહેલાં બાજી રમવા નિશ્ચય થઇ બેસવાના કોલકરાર થતા હતા. દિલશેર પેલી દિલારામનું દીલ તપાસતો હતો. કોમળ હ્રદયની પણ કઠોર હિમ્મતની અબળાનું પ્રબળ જોતો હતો. પોલાદ જેવા પોચા મનની પણ તરવારની ધાર જેવી તીક્ષ્ણ પ્રેમની પુતળીરૂપ મ્યાન તપાસતો હતો—અંતર ઉઘાડીને જોતો હતો, પ્રેમ—અત્તરના પુમડાં સુંઘવા માટે નાજુક અંતર—દાબડી ઉઘાડતો હતો.

> જો બિગરેકી કોઈ આદત તો મયેં ઉસકો સુધારૂંગી,
> મગર રાહે મહુબ્બતસેં કભી હિમ્મત ન હારૂંગી !”
>
> “ તાલીબ. ”

ચંદ્ર-કળાએ સ્વપ્નામાં પોતાના પ્રિતમ જોડે આ કોલકરાર કર્યો—સવિતાપ્રસાદ ઘર તરફ ફર્યો-ચોર પેઠેમ બંગુલાની પાછળના બગીચામાં, બારી વાટે કુદી પડયો; ચંદ્ર-કળા પાછળ દોડી ઘડીભર રોકયો. પ્રેમનું ચુંબન પ્રીતમ—પાતલીયાને લેવા દેવા રોકયો.

આહ! ખરેખર એમજ થયું; સ્વપ્ન ઘેલી રાધાજી જાણે પ્રભુજીને પકડવા દોડયા હોય, પ્રભુજી સાક્ષાત્કાર પધાર્યા હોય, તેમ તેઓ ઉઠયાં; સ્પ્નાના સંભ્રમમાં ઉઠયાં; ને નજર ઉઘાડી તો ખરેખર પ્રભુજી પાયા ! એજ રીતે ચંદ્રકળાને પણ થયું. પલંગપરથી ઉઠીને બારી કને આવતાં સામે સવિતાપ્રસાદને છુપાતો લપાતો જોયો, આહા ! શું ખરે સવિતાપ્રસાદ હતો ! હા, તેમાં નવાઈ શું ? સવિતાના અંતરમાં પણ કળા રમતી હતી. તેને

ખેંચી લાવ્યો હતો. માતાની ઉતરક્રિયા પુરી કરી; અને હું પ્રિયાના પ્રેમની પુર્ણાહુતીનો યજ્ઞ પુરો કરવો હતો. આજે નિર્ભય તો ન હતો, પણ કંઇ નિર્ભય હતો. લક્ષ્મીપ્રસાદ અને શેઠાણીને જે વાતચીત થઇ હતી, તે પ્રમાણે સવિતાને શેઠાણીએ બોલાવ્યો હતો. સાનુમતીનો વિવાહ પોતાના ભાઈ વેરે કરાવવો, ને ચંદ્રકળાને આ કંગાળ વર વરાવવાનો સંકેત કરેલો, તે પ્રમાણે મહેતાજી સંદેશો લઇ ગયો હતો; ને તે કારણસર સવિતા તક સાધીને આવ્યો હતો. પચાસ રૂપિયાની સહાયતાની પહોંચ ને પ્રેમનું લખત કરી દેવા આવ્યો હતો.

—:o:—

## પ્રકરણ ૩૩ સું.

### પ્રેમ-ડાળે બેઠેલું પંખી-જોડલું !

અફીણના ખાનારને આ અમૃત-કુંડની કશી ખબર નથી. પ્રેમના પાન પીનારાને ધન્ય છે! અંતરના એક તારથી સંધાયલાં જોડલાંના સ્નેહની શી વાત કરીએ! સુવામાં, ખાવામાં, ગાવામાં, ન્હાવામાં, પીવામાં, પોતાનું થાવામાં અને સઘળા દાવામાં મ્હારો પીયુડો—

અગર—

લિખત કલમ સુરત હરફ, યહી પ્રેમકા મુલ;
જો બિછરત સુધ નહિ, ઈસેક મુખમેં ધુલ.
ચંદા બિન કયા ચંદની, મોતી બિન કયા હાર!
કાજલ બિન કયા કામિની, પ્રિતમ બિન કયા નાર!

'મુખ લગે મદિરા પિયે, સબ કાહુ સુધ હોય ;
પ્રેમ સુધારસ જીન પિયો, તિન ન રહે સુધ કોય–

સવિતાને જોઈ ચંદ્રકળા ચમકી ! રખે પિતાજી કે ગુમાન તેને જુએ, ને હડધુત કરીને બહાર કહાડે ! એક વેળા અજાણ્યું અપમાન સહી લીધું, આ વેળા સહન નહિ થાય ! ચંદ્રકળા એકદમ બારીમાંથી કુદી પડી, અને હાથના ઇશારાથી સવિતાને પોતાની પાછળ પાછળ મહેલમાં ઘસડી ગઈ; જ્યાં કુંજમંડપનો એકાન્તવાસ હતો, જ્યાં માત્ર ચંદ્રની કળાનું કીરણ પહોંચી શકે, ત્યાં જઇને ચોર પેઠેમ ઉભાં રહ્યાં; આમ તેમ સવિતાપ્રસાદ ભયથી ડરતો જોતો હતો—ચંદ્રકળા તેને હૃદયથી શાન્તિ આપતી હતી, " ભય પામશો નહિ, વખત અનુકુળ છે ! "

"ચંદ્રની ખીલી રહી, પણ રાત છે !"

બન્ને પ્રેમીઓ સમસ્યામાં બોલ્યાં–ચંદ્રકળાએ પોતાના વ્હાલાનો હાથ પકડ્યો—

"તમે ચોર રૂપે આવ્યા છો—કહો, મ્હારૂં કહેવું કબુલ કરશો, કે ચોર ઠરશો ? " ચંદ્રકળાનાં આ કઠણ વેણ સાંભળીને જુવાન સવિતા ગભરાઇ ગયો.

"મ્હારી કને શું કબુલ કરાવો છો ? તમારા પિતાજીએ સુખનાં સાધનમાં જે ધન હતું તે લઇ લીધું; અમે તો ધોળે દહાડે લુટાણા, હવે તમે વધારે શું કબુલાત કરાવા માગો છો ? ખુલાસ થઇને તો રૂવા દીયે, હજી કંઈ ખત કરાવી લેવું છે ? સવિતા નમ્રસ્વરે બોલ્યો.

"સુખનું સાધન તમે કોને ગણો છો ? "
"જે મનને ગમે તેને !"
"ધન કરતાં મન વધારે છે ? '

ખેંચી લાવ્યો હતો. માતાની ઉત:ક્રિયા પુરી કરી ; અને હવે પ્રિયાના પ્રેમની પુર્ણાહુતીનો યજ્ઞ પુરો કરવો હતો. આજે નિર્ભય તો ન હતો, પણ કંઇ નિર્ભય હતો. લક્ષ્મીપ્રસાદ અને શેઠાણીને જે વાતચીત થઈ હતી, તે પ્રમાણે સવિતાને શેઠાણીએ બોલાવ્યો હતો. સાનુમતીનો વિવાહ પોતાના ભાઈ વેરે કરાવવો, ને ચંદ્રકળાને આ કંગાળ વર વરાવવાનો સંકેત કરેલો, તે પ્રમાણે મહેતાજી સંદેશો લઈ ગયો હતો; ને તે કારણસર સવિતા તક સાધીને આવ્યો હતો. પચાસ રૂપિયાની સહાયતાની પહોંચ ને પ્રેમનું લખત કરી દેવા આવ્યો હતો.

——:o:——

## પ્રકરણ ૩૩ મું.

### પ્રેમ-ડાળે બેઠેલું પંખી-જોડલું !

અફીણના ખાનારને આ અમૃત-કુંડની કશી ખબર નથી. પ્રેમના પાન પીનારાને ધન્ય છે ! અંતરના એક તારથી સંધાયલાં જોડલાંના સ્નેહની શી વાત કરીએ ! સુવામાં, ખાવામાં, ગાવામાં, ન્હાવામાં, પીવામાં, પોતાનું થાવામાં અને સઘળા દાવામાં મ્હારો પીયુડો—

અગર—

લિખત કલમ સુરત હરફ, યહી પ્રેમકા મુલ;
જો બિછરત સુંફ નહિ, ઇસકે મુખમેં ધુલ.
ચંદા બિન ક્યા ચંદની, મોતી બિન ક્યા હાર!
કાજલ બિન ક્યા કામિની, પ્રિતમ બિન ક્યા નાર!

હારતા નથી. વાદીયોને સાપના ડંખનો ભય હોય છે, તોપણ તેથી તે ડરતા નથી."

"મ્હારી હા, તો તમારી ના થશે ?"

"ના, મ્હારી પણ હા, કહો પછી ?"

"પછી શું વટલાવશો ?–"

"હા; મારીને, જબરદસ્તીથી, પણ તે માર ખાધા પછી તમે કહેશો, કે તે તો ગુલછડીની દડીનો માર હતો."

"એમ! એ તો અદ્દભુત વાત! વારૂ, ઝટ કરો, કહો, મને-

"ઉતાવળા ન થાઓ; અધીરા ન થાઓ–હજી પ્રેમનાં પગથીયાં પર થાકી જાઓ છો, તો સાગર તરવા પડશે, ને ગિરિવર ચડવ પડશે, ત્યાં શું થશે ?"

"જો વટલીશ, તો પ્રદેશ–ગમનને યાત્રાધામ ગણીશ!"

"ત્યારે તમે વટલવા ખુશી છો ?"

"હા; હવે કંઈ છે!" સવિતા હજી પણ ચંદ્રકળાની સમસ્યા કે ચાતુરીને પરિપુર્ણ પારખી શક્યો નહિ; તે તો હજી વિનોદ કે વિતંડાવાદ સમજે છે !–"

"જો બ્હીશો નહિ હોં !" સવિતાપ્રસાદ ચમક્યો–" જુઓ !" ચંદ્રકળાએ બે હાથ પકડયા ; ને અધર ચુંબન કરી લીધું !!

"ધન એ સંસાર વ્યવહારના સુખનું સાધન છે!"

"પ્રેમીઓ ધનવડે પ્રેમને છેહ દે છે?"

"ના-પણ-

"જંગલમાં વસનારાં અખંડ પ્રેમીઓ પેલા મહેલને માનીતો કરે છે?"

"ના-પણ"

"એક હાથમાં તલવાર લઇને મિષ્ટાન ખવરાવનાર વ્હાલો લાગશે, કે હોંસે હોંસે હેતના કડકા પીરૂસનાર?"

"મને તો કશી ખબર નથી—"

"વારૂ, ત્યારે હું કહું તે હા કહો!"

"મારીને મુસલમાન કરશો?"

"દેહની અંદર મળ છે, અંત:કરણમાં નહિ; સમુદ્રની અંદર મેલ છે, ખુદ સમુદ્ર પોતાનામાં નહિ; ચંદ્રના ધાબામાં કાળાશ છે, ખુદ ચંદ્ર કીરણમાં નહિ! ગુલાબના પાનમાં કાંટા છે, ખુદ કળીમાં નહિ! મારીને મુસલમાન કરાવનાર દુર નથી, સમજણમાં ભેદ છે; કહો-હવે હા કહો!"

"મને તમારા ભાવથી ભરેલી નોટ તો મળી છે!"

"હવે હું આપું, તે સ્વીકારો!"

"તમારા ઉપકારમાં દબાયલો રાખવાથી તમને મજા પડશે!"

"હા, હું તેમાંજ આનંદ માનીશ!"

"મને ઉપકારમાં દાબવા જતાં રખે તમે દબાઇ ન જાઓ!"

"પ્રીતમને ખાતર દબાવામાં આપદા થતી નથી!"

"રૂદન આવશે, પસ્તાવું પડશે."

"પ્રેમની કોથળીમાં રૂદન પ્રથમથીજ સમાઇ જશે!"

"પ્રયત્નને નિષ્ફળતાનો ભય હોય છે, તે છતાં પ્રયત્ન-વાદીઓ

"બાળા ? આપણા સ્નેહ વચ્ચે સાગર છે, હોં !"

"વીજળીનો તાર તો પથ્થર પણ ફાડી શકે છે."

"દુઃખના દર્દને વ્હોરી લેવામાં સાર શું ?"

"સુખ તો શામળીયાના હાથમાં રહેલું છે. પ્રભુને ગમે છે, તે કરીએ છીયે."

"હું રંક છું; અનાથ છું, નિર્ધન છું."

"મને તમારા હૃદય-મંદિરમાં ઝુલતા વૈભવો ગમે છે."

"પરંતુ તે તમે મેળવી કેમ શકશો ?"

"મ્હારી સ્વેચ્છાથી ! જો તમે મને ધન ગણતા હોય, તો હું મેળવી શકીશ."

"તમને મ્હારા નિર્ધન ઘરમાં લઇ જઇને શું નિસાસાની નદી ચલાવું? તમે મને શી આશાએ ચાહો છો ?"

"તમે રંક છો, તેથી !"

"રંકમાં શું ગુણ હોય !"

"તેનામાં દયા-મયા ને શુદ્ધ ભાવના !"

"તેથી સુખ શું ?"

"ધનવંતોની મગરૂરી અને ઉડતાં દીલ કરતાં, તથા તેની પ્રભુ પ્રત્યે કૃતઘ્નતા, ને જન પ્રત્યે તિરસ્કાર ભાવ કરતાં, ધનના ચળકતા પણ ખોટા વૈભવો કરતાં, રંકના પ્રભુમય હૃદય, ને પવિત્ર ઝુપડીનો આનંદ મને બહુ ગમે છે. મીરાંને મહેલ કાં ન ગમ્યા?"

"તેણે તો અચળ સુખ પ્રાપ્ત કર્યું."

"આ જગતમાં જેણે પ્રેમનું અખંડ સુખ મેળવ્યું, તેણે વૈકુંઠ મેળવ્યું જાણવું—ધન કરતાં મનની શાન્તિ અલૌકિક છે. હવે વિનોદની ઘડી વહી જશે, માટે રજા લઉં છું. પોપટજી ?

"આજે મ્હારૂં શરીર અપવિત્ર થયું છે; પાણી ગૃહણ થશે, તે દહાડે હું સ્નાન કરીશ, ત્યારેજ તે પવિત્ર થશે, ત્યાં સુધી દોષ તમારે શીર છે.

"આપણાં પાણીગૃહણ થશે? હા: હા: હા: નેવનાં પાણી મોભે ચડશે?" સવિતાપ્રસાદે વિસ્મય થઇને કહ્યું.

"ત્યારે શું અધર ચુંબનનો મહિમા માત્ર ભટકતા ભમરા પેઠે ગવાશે? શું આ પવિત્ર પતિવ્રત–ધન ઉડતાં પંખીઓ ઉપાડી જશે! રવિરાજ! રજનીકાન્ત? હવે તો તમે મ્હારા, ને હું તમારી" કળાએ સવિતાના બે હાથ પકડયા; ને ફરીને ચુંબન કરવા ગઇ તેવીજ બારીમાં સીતા દાસી નજરે પડી! આહા! "**चक्रवाक मधुके आमन्त्र यस्व सहचरा उपस्थिता रजनी.**"

"હે ચક્રવાકી? સાંજ પડવા આવી, હવે ત્હારા પ્રેમીને છોડી દે!" એવો ધ્વની ગૌતમી નામની સ્ત્રીએ શકુન્તલા ને દુષ્યન્તના મેળાપ સમયે કુંજમંડપમાં કર્યો હતો; તેવોજ આ વેળા ધ્વની થયો. સીતાએ જ્યારે કળા બહેનને ઓરડામાં ન જોયાં, ત્યારે ચમકીને બારીમાંથી જોયું; ખરે, તેને નવાઇ લાગી. સવિતા કયાંથી! ચંદ્રકળા કયાં–કેવી સ્થિતીમાં! ન્હાની બાળાની કેવી હિમ્મત! ખરે સીતા શરમાઈ ગઈ, જાણે પોતે કશું જોયું નથી, એમ મોં ફેરવીને અંદર ચાલી ગઈ; ચંદ્રકળાને લાગ્યું, કે રખે સીતા શોર બંકાર કરે! પોતાને ન જોવાથી શોધ કરતી બરાડની ફરે! એ ભયે પ્રીતમથી છુટી પડી; પણ જતાં જતાં એટલું બોલી–જરાવાર થંભી–

"હવે હું તમારીજ છું: નિર્ભયપણે મને પત્રથી દર્શન દેજો –મ્હારી દાસી વિશ્વાસુ છે."

"ના, ના! મોટાનાં વેણ તે તો આંધળાનાં નેણ જેવાં—અરે, બિલાડીનાં નેણ જેવાં ચળકતાં હોય; મોટા કહે, તે વિચારીનેજ કહે!"

"તે દહાડે તેમની પ્રકૃત્તિ સારીજ ન્હોતી; ઓફીસમાંથી ઠપકાનો ટેલીફોન આવ્યો, ને તું સામે આવ્યો!"

"મને પણ એમજ લાગ્યું!" સવિતાએ વાત વાળી દીધી.

"પાછળથી તો તે બહુ પસ્તાયા!"

"આકળાપણામાં કરેલાં કામો પાછળથી પસ્તાવારૂપ થઇ પડે છે. એ પસ્તાવો પોતાથી થતો નથી. કુદરત કહો, કે અંદરનો સાક્ષી આત્મા કહો, પણ તે વડે પશ્ચાતાપ થાય છે."

"મ્હને તો ત્હારી તરફ બહુ દયા આવે છે–ભાનુ બહેન જોડે મ્હારે તો એવો ભાવ હતો, કે હવે મને બહુ સાલે છે!" ગુમાને ઢોંગ કર્યો. આંસુ વગરના આંસુ લુછવા બેઠી. હૃદયનો દાઝેલો સવિતા સમજી ગયો.

"ભાવીમાં હોય તે થાય; પણ મને શું હુકમ છે?"

"ભાઈ? તને દીકરો ગણીએ, કે જે ગણીએ તે તું! હવે તમે એકલાં થઇ ગયાં, તું તો જાણે ઠીક પણ સાનુ બહેન જુવાન છે, તેને ઠેકાણે પાડવી પડશે. તું બાળક છું, ને વળી ત્હારે બીજી કોઈની ઓથ નથી!

"હા; સૌને પ્રભુની ઓથ સાચી?"

"જો ત્હારી મરજી હોય. તો સાનુમતીનો વિવાહ મેળવી દઈએ, ને પછી તું ત્હારે અમારે ત્યાં રહે, ત્હારૂં મનગમતું થશે."

"વારૂ, પણ મ્હારા લક્ષ્મીપ્રસાદ કાકાને તમે પુછ્યું છે?"

"ત્હારે કાકા—કાકીની પંચાત નહિ; હું કહું તે વિધાતાના લેખ!"

"નમું છું; મહાદેવી ! લક્ષ્મીરૂપ ? તમને નમું છું. "

"સવિતાએ આ હૃદય–ગામિનીને અંતરસ : નમસ્કાર કર્યા ; દુ:ખમાં આ એક દિલાસો મળ્યો ; દર્દમાં આ દવા મળી–ચંદ્રકળા બારી વાટે ઓરડામાં ગઈ, સવિતા દરવાજા વાટે ગુમાનના દિવાન–ખાના તરફ ગયો—"

---

## પ્રકરણ ૩૪ મું.

---

### મીઠા ઝેરના લાડુ ! ?

નાગને હણવાને કીડિઓ સમર્થ છે ! મોટા કુહાડાને તોડવાને છીણી સમર્થ છે ! મોટાનાં ગુમાન છેદવાને રંકની હિમ્મત સમર્થ છે. ગુમાનનું ગુમાન તોડવાને આશાની છીણી બસ છે. સવિતા બંગલાના ચોકમાં આવ્યો ; અને ગુમાનની નજર પડી ; તેણી તરત બહાર દોડી આવી. સીતા ઘાટણ તે તરફ જતી હતી, તેણી ગુમાનને જોઇને ત્યાં થંભી ગઇ. એક તરફ છુપાઈ ગઇ. કુદરતેજ એ સંજોગ મેળવી દીધો. શાન્તિના સમાચાર આપનારી બાઇને અણધારી તક મળી ગઇ. ગુમાનના ઉદ્દગાર અને સવિતાના જવાબો સાંભળવા ઉભી રહી.—

"સવિતાપ્રસાદ કે ? આવ, ભાઇ ! બેસ. ગુમાને, સવિતાને આવકાર આપ્યો. તે બાંકપર બેઠો. ગુમાન સામે પડેલી આરામ ખુરશીપર બેઠી.—

"મ્હારી બાતો બિચારાં" સવિતા નીચું જોઇ રહયો.

"મ્હારા કાકાજીએ તને તે દહાડે વધતું–ઘટતું કહ્યું, તેથી તને ગુસ્સો તો આવ્યો હશે !"

"સાનુ બ્હેનને પુછીને જવાબ આપીશ !"

"જો, તને ખુલ્લે ખુલ્લું કહું છું; ત્હારા પિતાજીએ જીવતાંજ કહેલું છે, કે સાનુ અને સવિતા તમને ભળે છે. તેનો વિવાહ તમારે કરવો. મ્હારાં મ્હોટાં બ્હેન ચંદ્રાવળીએ અવશાન કાળે માગી લીધું છે, કે ચંદ્રકળા તો સવિતાનેજ વરાવવી; તો તે કામ અમે તત્કાળ કરવા માગીએ છીયે !" ગુમાને ફેસલો સંભળાવી દીધો. આહા ! સુકાયલા સરોવરનાં કમળની દાંડી પ્રફુલ્લિત થઇ આનંદનો ઉભરો આવ્યો; પણ દુધના ઉછાળા પેઠેમ તરત ઢળી ગયો !—સાનુ તો વરી ચુકી છે !

"વારૂ; તમારે આધારે અમારૂં જીવતર છે—"

"હવે કેવો ડાહ્યો લાગેછ ? ત્હારા કાકા બહારગામ ગયા છે, તે બે ચાર દિવસમાં આવશે, એટલે તને ફરીને બોલાવીશું. હાલ ક્યાં રહો છો !"

"હજી તો ધર્મશાળામાં છીયે."

"તો આપણે ત્યાં આવો !"

"હું આવતો જતો રહીશ."

"જુવાન છોકરીને એકાન્ત ઘરમાં રહેવા ન દઇશ !"

"વારૂ ! હું જાઉં છું." સવિતા નમીને ચાલ્યો. ગુમાનના ગાનમાં સવિતાની ધામી વાતે ચટપટ ઉભી કરી. જેમ બને તેમ ચંદ્રકળા, સવિતાને ગળે ઓળગી દેવી; અને તે પછી સાનુને સપડાવીને ભાઇને વરાવી દેવી. ચંદ્રકળા વરી, એટલે ધામધુમથી લપલાનાં લગ્ન કરી દેવાં !" ગુમાને પોતાનાં મન જોડે ઠરાવ કર્યો, અને અંદર ગઇ. સીતાએ આ સઘળી વાતો સાંભળી, ને દોડી દોડી ચંદ્રકળાનેજ વધામણી દેવા ગઇ. આશાનાં બરફનાં માળીયાં બાંધવાથી શું ? રેતીની જમીનમાં બંગલા બાંધવાથી શું ? પાણીની

" તો પ્રભુ જાણે. "

" જો તેનો વિવાહ નક્કી ન થાય, તો આપણને–

" કદાચ વિઘ્ન આવે ! "

" તો કંઇક જુક્તિ કરવી જોઇએ.

" હા; સવિતાપ્રસાદને સમજાવવા, કે સાનુમતીનાં લગ્ન ડૉક્ટર સાથે કરવાં હોય, ને ગુમાનબાના ભાઈ જોડે વરાવવી ન હોય, તો ભલે; પણ ગુમાનને આશાના પડમાં લપટાવી દેવી ; કે જ્યાં સુધી આપણા લગ્ન ન થાય, ત્યાં સુધી સાનુ બહેનનાં વિવાહની વાત બહાર ન પાડવી. "

" હા; હાલ તો એ સંદેશો તું પહોંચાડી દે ; પિતાજી આવે તે દરમ્યાન પોપટજીને પઢાવી દે; પછી વળી પ્રભુ કરે, તે ખરૂં !"

" હા, આગે આગે ગોરખ જાગે ! પણ લલુ બહેનનું સાંભળ્યું ? "

" ના; વળી તેનું કંઇ નવું તોફાન છે કે ! "

" હા; પેલા નવા પરોણા જોડે–

" મને તો એનું મ્હોં જોવુંયે ગમતું નથી. "

" ગુમાનબા ચાળા ચુંથે છે, હાં ! "

" ભલે, કરે તે ભરે ! આપણે તેને મોં દેખાડવું નહિ, ને તેનું મોં જોવું નહિ ! એ તો કર્યાં કર્મ ભોગવે, તોજ સારૂં ! બીજાનાં ઘર લુટનાર પોતેજ લુટાશે. મને તો આ પરોણો કોઇ ઝંદી જેવો લાગે છે; રહ્યા બાણુ નકટો !" ચંદ્રકળાએ ગુસ્સો કર્યો, અને ધીમે ધીમે વાતો કરતાં બન્ને જણ બગીચામાં ફરવા ગયાં ! મન શાન્ત કરવા ગયા !

———:o:——

"બાઈ? તમે સુઇ ગયાં, તે પછી આ નાટક બન્યો–"

"હા ! હા! હવે ત્હારે દંડ કરવો છે? મ્હારો માનીતો હતો, અને હું તેને મળી, તેમાં ચોરી શી કરી?" ચંદાએ ભુલ કરી.

"કોને મળ્યાં, શેની ચોરી ?"

"હવે અજાણી શાને થાય છે! આ સવિતાપ્રસાદને તેં આવેલા જોયા; ને હું તેને મળી–

"ત્યારેજ આજે રંગમાં છો, બહેન ! મેં જાણ્યું, કે આજે તે કંઈ કુમુદિનીનો ચંદ્ર આવ્યો! પણ ના; કમળને ખિલાવવા સવિતા આવ્યો હશે! વારૂ, નક્કી થઇ ગયું કની!"

"હા હા; જા–ત્હારે કહેવું હોય, તેને કહી દે!"

"હું શું હવે કહીશ! કુદરતેજ કહી દીધું!"

"હં! સવિતાપ્રસાદને ગુમાને કેમ બોલાવ્યા હતા?"

"હવે નહિ કહું! તમે મ્હારી વાત માનતાં નથી!"

"માનીશ, માનીશ! કહે, તેં કંઈ જાણ્યું–સાંભળ્યું?"

"હા, મેં બધું જાણ્યું ને સાંભળ્યું–ગમે તે કારણ હોય, પણ તમારૂં ભાગ્ય જાગ્યું છે. બહેન? કદાચ તમારા સ્વપ્નામાં સવિતાપ્રસાદ રમતાં હશે, ને અહીં પિતા તથા શેઠાણીને કુદરતે સુચના કરી હશે. તેમણે વરાવવાનો ઠરાવ કર્યો છે.

"મ્હારા સમ! મશ્કરી તો નથી કરતી?"

"પુનેમનો ચંદ્ર કંઈ છુપો રહેવાનો છે!"

"એમ થવાનું કંઇ કારણ?"

"ગુમાનબાના ભાઇ જોડે સાનુમતીને વરાવવી છે."

"પણ તે બહેનનો વિવાહ તો નવનીત ડાકટર જોડે થવાનો મેં સાંભળ્યો છે! ભાનુ કાકી જીવતાંજ એકવાર વાત કરી હતી."

# પ્રકરણ ૩૬ મું.

---

## મુંબઈના પ્રદર્શનમાં નીલમ અને માણેક.

હિન્દના નામાંકિત પારીસરૂપ મુંબઇ નગરીમાં ભરાયલા હિન્દી હુન્નરના પ્રદર્શનમાં તરેહવાર વસ્તુઓ એકઠી થઇ હતી; તેમાં ખાસ કરીને ઝવેરાતનો સ્ટોલ વધારે ધ્યાન ખેંચી રહેલો હતો.

આપણા નામધારી બેરીસ્ટર સાહેબ લાલભાઈ પણ પેલી નિર્દોષ ને નાદાન લયલાને લઇને પધાર્યા. નીલમ અને માણેકનાં લટકાળાં છોકરાંઓ તો આ હસતાં-રમતાં જોડલાંને જોઇને હસવા લાગ્યાં; કેમકે તેણે હિન્દુ સુધારાની હદ કુદાવી હતી-હાથમાં હાથ લીધો હતો-હોઠમાં નહિ. પણ ખડખડ હસવાનો ભાગ ભજવતાં હતાં.

"મીસ લયલા ? આ પ્રદર્શનમાંથી તમને શું ગમે છે ?"

"મને માત્ર તમારો સથવારો-"

"શું તમે મને ચાહો છો ?"

"તે તમારા હૃદયને પુછો."

"થેંક્યુ ! ત્યારે શું આપણાં દીલ એકત્ર થયાં ગણીશું !"

"તે તમે જાણો."

"તમને એવું સાંભળવું ગમે છે કની !"

"હું તેનો જવાબ આપી શકતી નથી."

"શકુન્તલા તો તમે વાંચ્યું હશે."

"હા ઘણીજ સારી રીતે"-

"પેલી 'નીલમ-માણેક' ની વાર્તા વાંચી છે કે ?"

વીંટીઓ બતાવવાની હતી; ખોટી આપવાની હતી-ખોટી પહેલાંથીજ લઈ રાખી હતી—ખરી હમણાં ખરીદી હતી-આમ તેમ ફરીને સમુદ્ર કાંઠાની લહેરોયે લીધી; જુવાન પ્રેમાંગનાનો પ્રેમ-સ્વાદ ચાખ્યો! લગ્નનું પ્રોમીસ થયું! આજથી સ્નેહ સમાગમ શરૂ થયો! મુર્ખ કહો, કે સુધરેલાં કહો, પણ જે માબાપો સુધારાની નકલ કરીને બગાડાનું સ્વરૂપ બાળકોને આપે છે, તે માબાપો ખરેખર જુવાન કન્યાના ધર્મનો લોપ કરાવનાર પાતકી છે! જુવાન ને કુંવારી કન્યાને, એકાન્તમાં ફરવા હરવા દઇને, તેની પરની દેખરેખ તજી, નાદાનના ભરૂસાપર ભમતાં કરે છે, એવા માબાપો ઠપકાને પાત્ર છે! જો નાદાન કન્યા ભુલી પડી, તો તેના ધર્મને શ્રાપ લાગે છે!! જો નકલી સુધારો આ સ્વરૂપ આપતો હોય, જો સુધરેલી કેળવણી આ પ્રકારની છુટ મેળવીને હવસ, તથા ઇશ્કને આગળ પાડતી હોય, મગજને દ્રઢ કરવા બદલે નબળું બનાવતી હોય, તો તે શ્રાપ પાત્ર ગણાવો જોઇએ. કાચી કેળવણીનાં બીજ રોપીને, ખાત્રીલાયક ફળ મેળવવાનો મિથ્યા યત્ન ખરેખર માબાપની કુળવંતી કન્યાને લાંછન લગાડનારો નીવડે છે. જે જાતનો સુધારો ઈતર પ્રદેશમાં સ્વતંત્રતા ભોગવે છે, તેવાં દ્રઢ મગજ ને પ્રેમાળ લાગણી જો કે આપણા દેશીઓમાં નથી, તે છતાં તે દેશના સુધારાની નકલ કરે છે, તે અંતે કહેવાતા 'જાહદ્દીન જગડા' ના નાટકને આભારી નીવડે છે। લક્ષ્મીપ્રસાદે તો જો કે પોતાની બુદ્ધિને આડે માર્ગે ઉતારી છે, તો પણ કન્યાને સુધારાનાં પંથમાં પ્રસાર કરાવતાં, કેવું ફળ પ્રાપ્ત કરે છે, તે હવે જોઇએ. નીલમ અને માણેકનો સંગીન સ્ત્રી સંસાર, એ તો સાચા સુધારાની ગરજ સારે છે.

---

# પ્રકરણ ૩૭ મું.

## ઝાકળનું પાણી ! ગુમાનની સદન-નહાણી !

મેરા મન તોપે રહ્યો, તેરા મન મુજ માંહિ ;
દોનું વ્યાકુલ બિન મીલે, ચેન શરીરકી નાહિ—
બિરહી લોચનમેં રહત, તિય બિન નીર ગંભીર ;
મીન રહત સબ નીરમેં, ઇત મીનનમેં નીર—

કોટામાં વેલી પડી ; કહો, એ પ્રીત કેવી ? કીચ્ચડમાં કમળ પડ્યું ; કહો, એ પ્રીત કેવી ? મોહિનીના વિમાનમાં બેસીને કામિની પરનર જોડે સંગ કરવા ચાલી; કહો, એ પ્રીત કેવી ? પુરૂરવા રાજાએ ઉર્વશીનો છેડો પકડવા જતાં, કામના અંધાપાએ પોતાનાં વસ્ત્ર નીકળી પડ્યાં, ને નગ્ન થઈ ગયો, તેનું ભાન રહ્યું નહિ ! યયાતિ રાજાએ, કામ તૃપ્ત કરવા અર્થે પુત્રનું આયુષ્ય લીધું ; અનંગ રંગમાં રમનારાંનો અંધાપો, ધર્મ કે વિવેક સમજતો નથી સુખ કે દુઃખ માનતો નથી ; પરિણામની કલ્પના કરતો નથી— જેને ગુમાન જેવી શેઠાણીનું પરપુરૂષ—પરોણાની પ્રત્યે ભાન ગુમાઈ જાય, તો લાલભાઈને શો દોષ દઈએ ?—

અહા ! જગતમાં સ્ત્રીઓનો દરજ્જો, ઇશ્વરના દરબારમાં પણ ઓટો લેખાયો છતાં, સ્ત્રીઓ પોતે કાં નહિ સમજતી હોય ?—

પતિવ્રતપણું ભુલી જનારી પ્રેમદાને આ ઉપદેશનો એક મંત્ર, તેના પવિત્ર કાનમાં નાખીએ ; જન્મતાં વારજ જે કાન વડે, સઘળા એ બચ્ચાની માતા જગતનું સુખ-દુઃખ શ્રવણ કરે છે, ને જે કાન એક આવગનો કરતાં કાન, જે પહેલું કામ કરે છે,

જ્ઞાનને ગળામાં ઉતારીને ભવનું ભાન કરાવે છે, તેમાં જગતની માયાનું બહેરપણ પેસી ગયું હોય, તો તેને મંત્રની ભુંગળી લગાડી દઇએ. ભવ ભુતિનો મંત્ર ભણાવીએ—

**यथा पुतस्मंन्यो निधिरपि पवित्रस्य महसः ।**
**पतिस्ते साधुनामपि खलु गुरुणां गुरुतमः ॥**
**त्रिलोकी मङगल्याम वनित लर्लोलेन शिरसा ।**
**जगद्वन्द्यो देविप्रसमु सिव वन्दे भगवतीम् ॥**

" ત્હારો સ્વામી, મહાત્મા સાધુના પવિત્ર પ્રકાશનો સિન્ધુ છે; તે પણ ત્હારા પતિવ્રતથી પવિત્ર છે. (સાવિત્રી વડે સત્યવાનનું પુન્ય પ્રકાશ્યું હતું.) ત્રિલોકની મંગળકારી જગતની પુન્યકારી, ભગવતી દેવી ; તને પૃથ્વીપર માથું મુકીને જગત નમે છે ! "

"માન રૂપાન બિમાનસેં યાન, સુજાન મહાન શ્રીમાન કુમારી,
જોબનમે છનમેં છનમેં, તનમેં મનમે અતી મેન પ્રજારી ;
અંત પ્રયંત નકંત મિલ્યો, પર કંત હુંયે નહિં દ્રષ્ટિ પ્રસારી,
એસી પતિવ્રત અન્ય નહિ બહુ, ધન્ય પ્રબીન પતિવ્રત નારી."

* * * *

વીરલ વતિના એ કહો, પતિવ્રત પર નિજ પ્રેમ ;
પતિ સુખ-દુઃખ જીવન ગણે, નિત ચિત્તમાં એ નેમ.
કાજળ જેવી કામિની, કામ-દીપની વાટ ;
બળે જળે બાળે જગત, કર્મ ધર્મ ને જાત !

* * * *

જ્યાં સુધી મનનું પાણી મર્યાદાના સરોવરમાં લ્હેરો લ્હે છે, ત્યાં સુધીજ તેની કિમ્મત છે ; જ્યારે મોહના મંદીરે મસ્તાની કરી, અને મોતીનું પાણી ઉડવા લાગ્યું, પછી પાણી તે પાણીજ સમજવુ.

ખોટા હીરાનું પાણી ખરૂં હોતુંજ નથી; કદાચ તે પાણી ખરા સ્વરૂપમાં જણાય, અને તે ટળીયે જાય, તોયે શું? લાલભાઇનું પાણી પેલા ટેટના હીરા જેવું હતું; ગુમાનનું પાણી ત્રાન્સવાલની ખાણની ઝવેરાત જેવું નહિ, પણ મૃગજળ જેવું હતું, કેમ કે તેના ભીતરમાં તો ઝેર હતુંજ,-પણ ચળકાટ લગાર આબરૂદાર લાગતે હતો-આબરૂદાર લાગતો હતો.

લયલા અને લાલભાઇ ફરીને રાત્રે નવે વાગે ઘેર આવ્યાં! બન્ને સાથે બેસીને ફોટો પડાવતાં આવ્યાં. ગુમાન શેઠાણી વાટ જોઇ રહ્યાં હતાં. લાલ પોતાની મેડીપર ગયો. લયલા મા કને આવી

"બા! લાલ સાહેબે બે હીરાની વીંટી બહુ સારી લીધી છે.

"શું ત્હારે માટે?"

"તે તો કોણ જાણે!" એટલું કહીને લયલા શરમાઈ ગઇ.

"વારૂ, ત્યારે જોઇશું—પણ તમારે જમવાનું શું છે?"

"મ્હારે પણ જમવું નથી; ને મહેમાન કહે હુંયે જમવાનો નથી."

"શું પેલાં હરિદાસ વાલજીના સ્ટોલમાં નાસ્તો કર્યો?"

"ના-હા! ......લયલા શરમાતી હસી પડી—

"ઠીક, ત્યારે રામાને કહે, કે મહેમાન માટે દુધ લાવે-લગાર હું તેમને મળી આવું; કહશે, કે ખબરે ન કહાડી!"

"વાતમાં ચડી ન જતાં! મને ઉંઘ આવે છે."

"તું ત્હારા ઓરડામાં સુઈ જા—વાતમાં બેઠા પછી એમ છુટી ન જવાય! બીજાં બહારનાં કામ હોય, તો ઠીક, પણ પરોણાને ન તરછોડાય!" એટલું કહીને ગુમાન પેલી ઉતારાની મેડીપર ચાલી—લયલા અંદર ગઇ—લયલાના મનમાં ચટપટ

થતી હતી, કે રખે પરોણાજી બાને અપમાન કરે, ને પોતાનું સાટું તુટી જાય! તેણી વિચાર કરતી સુતી, ને સ્વપ્નું જોવા લાગી.

લાલભાઇ જાણતોજ હતો, કે નાદાન લયલા જરૂર તેની માને વીંટીની વાત કરશે, ને એ મિષે ખેંચાઈ આવશે; અંતે એમજ થયું—ગુમાન દોડતી ઉપર આવી—પરોણાએ સત્કાર કર્યો—

"તમારે માટે દુધ આવે છે, પેટમાં બીજો કંઇ વધુ માગે છે કે?"

"ના; દુધ પણ ન હશે, તો—

"થોડું હમારૂં માન પણ રાખવું જોઇએ."

"વારૂ, જેમ તમારી ઇચ્છા!"

"જો રામો દુધ લાવ્યો—" એટલામાં રામો દુધનો પ્યાલો લાવ્યો; ને ટેબલપર મુકીને ચાલ્યો ગયો.—

લાલભાઇએ હાથમાં પ્યાલો લઇને કહ્યું.

"જીસકે મનમેં મરમ નહિ, નહિ નેનનમે નેહ;
ઓ ઘર કબુ ન જાઇએ, કંચન વરસે મેહ."

"સાચું છે; પણ આજે શું શું જોઇ આવ્યા? શું શું લઇ આવ્યા?"

"હા; જુઓ—હું કહેતાં—દેતાં વીસરી ગયો; આ એ વીંટી ખરીદી છે." લાલભાઇએ જાકીટના ખીસા માંહેની પાકીટમાંથી બે વીંટી કહાડી આપી—ગુમાને જોઈને કહ્યું.

"વાહવા! પાંણીદાર માલ છે!"

"આપને ગમે છે?"

"હા, સારૂં સૌને ગમે-લ્હો!"

" મ્હારી કને જોખમ રાખીને શું કરૂં ! આપની કનેજ રહેવા દો ! "

" હુંએ જોખમ નહિ રાખી શકું ! તમારો સ્નેહનો માલ જો ગુમાય, તો ક્યાંથી લાવી આપું! " ગુમાને સમસ્યા કરી—

" સ્નેહ કરતાં સામાન વધારે છે ? "

"શું તમે સ્નેહી ગણો છો ?"

" તે વિના દીલ ક્યાંથી દોડે ? "

" મ્હારૂં કે તમારૂં ! " વાત હવે રંગ પર ચડવા લાગી—

" એક એક બીન બાત નહિ સમજતો, દો હાથ બીન તાલી નહિ બજતી."

" વાહવા ! હવે હું સમજી ! ગુમાનને એક વેળા ત્રણ કામ બજાવવાં હતાં. લક્ષ્મીપ્રસાદનો વેપાર, લયલાનું લગ્ન ને લાલનો પૈસો લુંટવો.

" પાછળથી પસ્તાવું પડશે." લાલભાઈએ કસોટી કરી !

" સાને તેનો ડર નથી."

" પરદેશીની પ્રીત, પીત્તળ જેવી જાણવી,

" તેમાં હોયે હીત, અંતર માંહે આણવી;

" હું કદાચ પેલા દીલશેર જેવો હોઉં તો ! "

" તોયે હું તમને આપીશ. "

" હું પેલા ધમલા માળી જેવો હોઉં તો ! "

" તોયે હું તમને પાળીશ. "

" તમે આ વેળા નિર્દોષ આવેશમાં છો–તમારો મનનો ભાવ ઉતરી ગયા પછી લયલા માટે વચન પાળવાનું લક્ષમાં નહિ રહે."

" તે તો વિશ્વાસ પર વાત છે."

"મ્હારે એકનો સ્નેહ તોડવો પડે, ને બીજો પણ તેવો નડે તો ?" બંન્નેની મતલબ એકજ હતી, રચના જુદી !

"તો જામીન આપી શકાય !"

"કહો સાનમાં શું મુકશો ?" લાલભાઇએ જાણ્યું, કે શેઠાણી સાહેબ મ્હોબતના રાગમાં રસ–બસ થઇ ગયાં છે. માટે તકનો લાભ લઇ લેવો.

"લયલાને વરાવીશ તમે માગો તે આપીશ, તન–મનનો તો નહિ. પણ ધનનો !"

"એક કીંમતી દાગીનો !"

"મ્હારી લયલા કરતાં દાગીનો વધારે !"

"જ્યારે વચન બદલાઈ જાય, ત્યારે પેલો દાગીનો સાક્ષી પુરે !"

"મ્હારો હીરાનો હાર લગભગ પચીસ હજારનો છે, તે લાવી આપું, પણ હવે તમે ફરી ન જશો."

"હું નહિ બદલાઈશ–હું તમારો ( જમાઇ થઇ ) રહીશ."

લાલભાઇએ મદનમોહિનીને બંધનમાં લેવા આ યોજના ઘડી. ગુમાન ઉપર ચઢી આવી–શેઠાણીનાં પગલાં પેલો ભમતો ભટ જોઇ ગયો હતો. તે ચોકીદાર થઇને શેઠાણીની બાતમી લેવા બેઠો.

લાલભાઈ જુદી હિંમ્મત કરે, તે પહેલાં ચોર ચોરની બુમ પડી—પેલા લુચ્ચા ભટડાએ મેડી પરનો નાટક જોઇ લીધો; ને તેણે શોર–બકોર કરવા માંડયો. લાલ અને ગુમાન ચમકયાં. બંગલાના અને આસપાસના માણસો એકઠાં થઇ ગયાં. ગુમાનના રંગમાં ભંગ પડયો. ગુમાનને નીચે ઉતરી જવું પડયું. અને લાલભાઇને મન ગમતું થતું. ભટડીનું દાપું પાકયું; આખરે આ દિવસની તક ગુમાને ગુમાવી; જો કે લાલચનો ધુમો પોતાની મેજેજ શાંત પડી ગયો—

# પ્રકરણ ૩૮ મું.

## ભમતા ભટની ભુલભુલામણી.

'દેખનેમેં નર સો ખર ડોલત, નારી ખરી મુખ લાલ ખમીરે,
ગ્રામ—કથાસેં વિરામ ન પામત, કામરૂ ક્રોધમેં બુદ્ધિ ભ્રમિરે;
જું હું ઝીગોડી રહે નિશ બાસર, વ્યાકુલત્તા ઉરમે ન સમી હે;
બ્રહ્મ મુનિ કહે ઓર સબે ગુંન, પુંછ નહિ તન એક કમીહે—

લાલભાઇની લગનીમાં ડોલતી ને ઘુમતી પેલી લલિત ભમરી લયલા તો સ્વપ્નમાં પ્રેમનો પ્યાલો પીતી હતી. પણ ગુમાન શેઠાણી તો ગાંડી-ઘેલી બનીને કામ-વ્યાકુળી નાયકા પેઠેમ લાલભાઇની સેવા ઉઠાવી રહી હતી. જો ભમતા ભટે પોતાની ભટાઈ ચલાવી ન હોત તો એક વિપળમાં ગુમાન શેઠાણી કદાચ લાલભાઇનું માન-પાન કરી લહેત; પણ અદેખો ચંદ્ર પેલી ચક્રવાકીના શુભ દમ્પતિ સ્નેહને જોઈ નથી શકતો તેમ ભમતો, આ પરકીયાના પ્રેમનું પ્રતિબિંબ જોઇ શકયો નહિ. ચોરની બુમ પાડતાં આજુબાજુના દાસ દાસીઓ જાગી ઉઠયાં. ગુમાનનો રંગ-ભંગ થયો. અને લાલભાઈને અનુકંપ થયો. ગુમાને આ ખળભળાટ શાન્ત પાડયો. મંડળી વીખેરી નાખી. ભટને ઠપકો આપ્યો. અને આજની રાત્રી ગુમાનને મન નિરર્થક થઇ પડી. ભમતો ભુત ભટકીને તેમાં શો લાભ હશે, કે ગુમાન અને લાલભાઇની લટપટમાં તેને વચ્ચે પડવું પડયું? મુર્ખો કયાંનો અદેખો કયાંનો? કાગડો કયાંનો? અપલક્ષણો ઉંદર કયાંનો? કુતરો કયાંનો? શિતળ ઝાડની છાયા નીચે બેઠેલાં જોડલાં પર ઈર્ષા રાખીને નીચ કાગડો ડાળી પર બેસી બન્નેના રંગ-ઉછંગ પર

ચરકે છે ! અપલક્ષણો ઉંદર દમ્પતિ–વા પ્રેમીના પ્રીતી-વસ્ત્રો કરડે છે ! અને લોભી કુતરો, પ્રેમીના મેળાપ વખતેજ ભસવા મંડી જાય છે ! દુર્જનનું દુઃખ તો પ્રભુ ન દેખાડે ! એકાન્તમાં અંધારી રાત્રે, ભય ને કષ્ઠ વેઠીને પ્રેમીઓ મળે છે; ત્યાં પણ અદેખા લોકો જંપીને બેસતાં નથી ! પ્રેમીઓની અમુલ્ય ઘડીઓ વૈકુંઠનાં અમૃત પાન જેવી હોય છે, અદેખાંઓ એ સુખ જોઈ શકતાં નથી. તેથી ભંગ પાડે છે. પણ તેના હાથમાં કંઈ આવતું નથી. જગતમાં સ્વભાવ દોષ અજબ છે !

દોષ વગરનો કોઇ શબ્દકોષ ન હશે. દીવો, ચંદ્ર અને સુરજ કહો; સાગર કુવો અને નદી કહો; સર્વ વસ્તુતઃ દોષ રૂપજ છે. મણિ–ચિન્તામણી રત્ન, તો તે સર્પને માથે વસે છે ! શંકર જેવા પ્રભુ તો મસાણમાં વાસો કરે છે. કૃષ્ણ તો કાળા છે ! સાકર બહુ ખાય તો ઝેરી બની જાય છે પ્રભુજીમાંજ દોષ તો તેની કૃતિ–ગતિને શું કહીએ ?—

"રવન ન કિયો નિષ્કલંક, કાયા તેં અમર કીની,
લક્ષ્મી લઈ દાતાર, કુપન કરમેં દઈ દીની;
સોન ન કીયો સુગંધ, કરી કસ્તુરી કારી,
નિષ્ફળ નાગર વેલ. ખોત ફ્લ લગાયા તાડી—
ચકવા રેન બિછવો કીયો, સાયર નીર ખારો કીયો:
કવિગદ કહેરે ઠાકુરા ! તું ઠેર ઠેર ભુલી ગયો !"

વિરહી ગુમાનનો વિરહ–વ્યાધી; ભયના કંપથી અદ્દશ્ય થઇ ગયો. વૈરણી નિદ્રા પ્રથમ તો ગઇ, પણ આખરે આંખમાં ભગી લઇ ! લયલા તો માત્ર યુવાનીના વિમાનમાં ઝોલા લેતી હતી.લાલભાઈ જાગૃત હતો–જ્યારે ગરબડનો શોર થયો, ને ચોગાનમાં એકઠાં થયલાં જનો વિખરાઈ ગયાં, ત્યારે ભટજીને તેણે

જોયો; અને અનુમાને બાંધી લીધું કે રખે શેઠાણીના આકળા-
પણાનું આ પરિણામ હોય! આખરે એમજ કર્યું; ભટજી
થોડીવારે તમાકુનો ડુચો ગાલમાં દાબીને મેડી પર ચડી આવ્યા.

“સાહજી, જાગો છો કે!” ભટજી નમીને બેસી ગયા—

“કોણ? આવો, ભટજી મહારાજ! વળી શું ભવાડો
હતો!”

“ભવાડો તો શેનો હોય! શેઠાણીજી અહીં પધાર્યાં હતા
કની! તે–તે–પેલા રામાને ખબર હતી; એટલે તે કંઈક પેલી
અમારી સીતા ઘાટણ કને બબડતો હતો. એ લોકોની ગપ–સપ
વાત મેં સાંભળી લીધી, એટલે સેવકે આ ખુરો ઉડાવીને સૌની
લાજ રાખી! કેમ ઠીક કર્યું કને! હેં!” ભટજી હસવા મંડ્યા–
લાલભાઈને ચીડ લાગી—

“શું રામો એમ સમજ્યો, કે શેઠાણી અહીં એકલાં
આવ્યાં, તેથી અપવાદની દર્યાં!”

“ના રે ભાઈ! પણ કાગડાને ખીર પચે? હલકાં માણસ
તો હલકીજ વાત કરે કની! નાહક હો–હા થાય, ને ગડબડ
વધી જાય, તેથી હું જો કે બારીની સામેજ હતો, પણ શેઠાણી
જ્યારે કંઈક કામે નીચે ઉતર્યાં, તે પાછા ઉપર ચડ્યાં, અને
તમારે ગળે–હાઃ હાઃ હાઃ–રીસ ન કરશો, તેમ શરમાશો નહીં;
અંદાજેજ ઘાટ ઘડ્યો છે, તે બીજાં જોઈ જાય, અને બડ્યો
ન ફુટે, તે માટે મેં આ જોગ બનાવ્યો! કેમકે પ્રેમને કંઈ આંખ
છે? મારા સમ, હેં! હા. હા. હા.” ભમરા ભટજીએ ભાંગરો
વાટ્યો–ચોરને ઘેર ચોર પરોણો! બ્રાહ્મણને નાવી મળ્યો; એક
દીપાયું કહાડ્યું, તો બીજાએ આરસી બતલાવી! ભટજીએ શેઠાણીને
તેમજ લાલભાઈને ચોરવાની જુક્તિ માંડી–લાલભાઈ શરમાઈ

ચરકે છે ! અપલક્ષણો ઉંદર દમ્પતિ–વા પ્રેમીના પ્રીતી-વસ્ત્રો કરડે છે ! અને લોભી કુતરો, પ્રેમીના મેળાપ વખતેજ ભસવા મંડી જાય છે ! દુર્જનનું દુઃખ તો પ્રભુ ન દેખાડે ! એકાન્તમાં અંધારી રાત્રે, ભય ને કષ્ઠ વેઠીને પ્રેમીઓ મળે છે; ત્યાં પણ અદેખા લોકો જંપીને બેસતાં નથી ! પ્રેમીઓની અમુલ્ય ઘડીઓ વૈકુંઠનાં અમૃત પાન જેવી હોય છે, અદેખાંઓ એ સુખ જોઈ શકતાં નથી. તેથી ભંગ પાડે છે. પણ તેના હાથમાં કંઈ આવતું નથી. જગતમાં સ્વભાવ દોષ અજબ છે !

દોષ વગરનો કોઇ શબ્દકોષ ન હશે. દીવો, ચંદ્ર અને સુરજ કહો; સાગર કુવો અને નદી કહો; સર્વ વસ્તુતઃ દોષ રૂપજ છે. મણિ–ચિન્તામણી રત્ન, તો તે સર્પને માથે વસે છે ! શંકર જેવા પ્રભુ તો મસાણમાં વાસો કરે છે. કૃષ્ણ તો કાળા છે ! સાદર બહુ ખાય તો ઝેરી બની જાય છે પ્રભુજીમાંજ દોષ તો તેની કૃતિ–ગતિને શું કહીએ ?—

"રવન ન કિયો નિષ્કલંક, કાયા તેં અમર કીની,
લક્ષ્મી લઈ દાતાર, કુપન કરમેં દઈ દીની;
સોન ન કીયો સુગંધ, કરી કસ્તુરી કારી,
નિષ્ફળ નાગર વેલ. બોત ફ્લ લગાયા તાડી—
ચકવા રેન બિછવો કીયો, સાયર નીર ખારો કીયો:
કવિગદ કહેરે ઠાકુરા ! તું ઠેર ઠેર ભુલી ગયો !"

વિરહી ગુમાનનો વિરહ–વ્યાધિ; ભયના કંપથી અદૃષ્ય થઇ ગયો. વૈરણી નિદ્રા પ્રથમ તો ગઇ, પણ આખરે આંખમાં મળી લઇ ! લયલા તો માત્ર યુવાનીના વિમાનમાં ઝોલા લેતી હતી.લાલભાઈ જાગૃત હતો–જ્યારે ગરબડનો શોર થયો, ને ચોગાનમાં એકઠાં થયલાં જનો વિખરાઈ ગયાં, ત્યારે ભટજીને તેણે

ગયો. ગમે તેમ પણ ચોરી બુરી છે! તેમાં વળી શાહુકાર ચોર પકડાય. તો પકડનારનો બેડો પાર! કુવામાં સીંચાયેલો ઘડો ગળામાં દોરી અને ઉંધે માથે ડુબકાં મારે! જેનો દૈવ વાંકો તેજ એ દશા ભોગવે!

કોના બાપની દીવાળી! પારકે ઘેર પોક! ભટજીને કમાવાનો માર્ગ મળ્યો. ત્યારે લાલભાઇના ભાગ્યનો ઉદય થયો. ભટજીએ ભાંગરો વાટયો; લાલભાઈએ તેનો નીશો કર્યો! એક તરફથી તેને લક્ષ્મીપ્રસાદના કાળા કર્મની કુંચી હાથ આવી, તેથી શેઠને નચાવવા તથા નીચોવવાને હિંમત વધી; અને બીજી તરફથી શેઠાણી તથા બંન્ને મુગ્ધાઓને વશ કરવાનું ભટજી જેવું ધરતું હથિઆર હાથ આવ્યું, એટલે લાલ ફાંકડો બની ગયો. ભય માત્ર પેલા મુનીમનો રહયો. જો કે તેનો ઘાટ તો ઘડયો હતો, પણ થોડો ભય હતો. લાલાનો પ્રભુ પાધરો હતો, એટલે તે પણ આફત દુર થઈ જશે; તે દરમ્યાન પેલા નિર્દોષ હક્કદાર સવિતાપ્રસાદ તરફ નજર કરીએ.

---

## પ્રકરણ ૩૯ મું.

---

### ભાઇનાં સુખ માટે બહેનનો ભોગ!

"ભોજન જયું ધૃત બીન, પંથ જૈસે સાથી બીન,
હાથી બીન દલ જૈસે દારૂ બીન બાનહે;
રવિ રંગ રાની બિન, કૂપ જૈસે પાની બિન,
કવિ જૈસે બાની બીન, સુસ્વર બીન તાનહે–

દેલવાડાકર (સચિત્ર) વાર્તામાળા.

## ચંદ્રકળા.



ચંદ્રકળાએ સવિતા પુજન કરીને પ્રેમી પતિ માગ્યો.

( પૃષ્ઠ ૨૧૦ )

હતી. આ બન્ને વચ્ચે સવિતા ફસી પડ્યો હતો. સુડી વચ્ચે સોપારીની ગતિ થઇ હતી. બહેનને એ વાત કહી જાય, તેમ નહતી!. જો ન કહે તો સહી જાય, તેમ નહતી–ચંદ્રકળાને ગુમાવવી, એ જીવના જોખમ જેવી વાત હતી, બહેનને તેના ભાવી પ્રેમથી છોડાવવી, એ જેમ અશકય—શકય, તેમ એક પ્રકારનું ઘાતકીપણું હતું. સવિતાની મન–વ્યાધિ સાનુમતીના જાણવામાં આવે, તે દરમ્યાન મરહુમ માતાજીના ઇચ્છા અને આજ્ઞા પ્રમાણે, પોતાનું પવિત્ર પ્રીતિધન મુગ્ધ સાનુ પોતાના ભવિષ્યના ભરથાર ડોકટર નવનીતરાયને આપી ચુકી હતી–તનથી તેમ મનથી તેને તેણી સ્વાધીન થઈ ચુકી હતી.

"અમારા આ કંગાળ સમયમાં તમારા જેવા લાયક અને વ્હાલા સ્વામીનો આશરો કયાંથી મળે? તાપથી તપેલાને વડવૃક્ષ, તરસથી છીપેલાને શીતળ સરોવર, અને ભુખથી પિડાયલાને મિષ્ટાન મળે, તે કરતાં અનાથને માત્ર તુટી ઝુંપડીનોજ આશરો મળે, તો તે બહુજ પ્રસન્ન થાય છે! આપ લાયક છો, ગુણી છો, દયાળુ ને માયાળુ છો. એટલે અમારી ગરીબાઈ ઉપર, અમારા કાળા કુબડાં રૂપ ઉપર અમારી ભલી–બુરી રિતિ–નિતિ ઉપર અને અમારી વિવેક–બુધ્ધિ ઉપર કશો વિચાર કર્યા વિના, અથવા તો તમારા સ્વભાવને રૂચતું સુખ, ને તમને લાયક તથા શોભારૂપ થઇ પડે

ચિરંજીવી રહેજો—મને ક્ષમા કરજો! મ્હારી માતાની સાક્ષાત્ મૂર્તિ? મ્હારા લોહીની ભાગીદાર બ્હેન? પવિત્ર અને અખંડ સ્નેહથી ભરેલી દુધની કુંડી જેવી શુદ્ધ ને સ્વચ્છ પ્રેમાળ પુતળી? તું કૃષ્ણ રાખ, એટલુંજ બસ છે! બ્હેન—ભાઇના સાચા ને દૈવી સ્નેહ અખંડ રહે, એજ યાચું છું. મ્હારાં માતાની સુખનો ભોગ મ્હારે થવું, એ મહા પાપનું કામ છે. હું મ્હોટો ભાઈ છું, તેથી મ્હારો ભાગ તને આપું, એ લાયક કહેવાય; હવે તું આ વાત ગુપ્ત રાખજે! નવનીતરાયને આવવાનો વખત થઇ ગયો છે; આપણે તેને ત્યાં રહેવા જવાનું છે!"—આ વાત ચાલે છે, ત્યાં નવનીતરાયને જાણે કૃષ્ણ પ્રભુએ પ્રેરણા કરીને મોકલી દીધો. ભાઇ-બ્હેનની છુપી વાત સાંભળતો બહાર આવ્યો. બન્નેને વાત કરતાં જોઇને તે એક તરફ ઉભો હતો, તે પ્રકટ થયો—"

"ચિન્તા ન કરશો: હું પણ તમારા હિતમાં ભાગ લઇશ—"

સવિતા તથા સાનુ વિસ્મય થઇ ગયાં. ઘડીભર શરમાઇને નીચું જોઇ રહ્યાં.

"શું તમે અમારી વાત સાંભળી?" સાનુ હસીને બોલી.

"હા, મેં સાંભળી—કેમકે તમારા શુભેચ્છક દાખલ તે વાત સાંભળવાનો મને હક હતો—હવે જેમ તમે ભાઈ—બ્હેનનું ભલું થતું હોય, તો તેમ કરવામાં હું તત્પર છું."

"ડોક્ટર સાહેબ! આસમાન ફરે, એ વાત ભલે; સૂર્ય બાદશાહને પશ્ચિમે ઉગે, તોય ભલે; પણ મ્હારી મરનાર માતાના મરણની છેલ્લી આશાનો ધ્વંશ કરીને, હું મ્હારી બ્હેનનો વિવાહ કદી તોડનાર નથી. હું એટલીજ વિનંતી કરૂં છું, કે તમે શાસ્ત્રીજીને માનીને જેમ બને તેમ વિવાહ કરી લ્હો; પાણીગ્રહણ કરી લ્હો! મ્હારી ઇચ્છા છે, કે તે શુભ કામ થયા પછીજ અમે આપને ત્યાં

એકજવાર ફળે છે, વર્ષાદ એકજ ધારાએ વહે છે, કાચની બરણીમાં કાણું પડયું છે, તેને સાંધવા કોણ સમર્થ છે ?—"

"પડી હીરની ગાંઠ, અંતર—વળ સાથે વળી;
મહા વેરી સંગાથ, તે તો મોત મળ્યે છૂટે !"

સવિતાપ્રસાદે દહીં ને દુધમાં પગ રાખીને સાનુને સમજાવી.

"ભાઇ? ત્હારા સુખ—દુઃખની હું પણ એક ભાગીદાર બહેન છું !"

"ના ; ત્હારૂં ભાગ્ય ત્હારા સ્વામી સામે સંધાયલું છે. આપણે તો માત્ર માતાની માયાની મુર્તિઓ છીયે—બહેન ? જગતમાં જેટલાં જન્મ્યાં, તેટલાં બધાંએ પરણવાની જરૂર નથી. વળી પરણવા પહેલાં પોતાની સ્થિતી અને પરણનાર પ્રેમદાના સુખનો વિચાર કરવાની જરૂર છે. છોકરાની જાત કુંવારી સારી, પણ જુવાન દીકરી તો સાપનો ભારો કહેવાય—જો ત્હારો વિવાહ થઇ જાય, તો મ્હારો માર્ગ થઈ જાય !"

"તને સુંદર કન્યા ને પુષ્કળ ધન મળે, તો—"

"હું રૂપ કે ધનને ઇચ્છતો નથી. અલબત—કન્યા લાયક છે, પણ ભાવીમાં હશે, તે થશે, હું તે માટે તને નિમિત્ત આપવા ચાહતો નથી—ઘણીવાર એવું બને છે, કે બહેનને વરાવીને ભાઇઓ સારી કન્યા પરણે છે ; પણ કન્યા મરી જાય છે, ને બહેન રંડાઇ જાય છે !"

"એવા વિચાર કરવાથી જીંદગી દુઃખિ થાય છે—મરવું તો બધાને છે, તેથી શું લોકો વ્યવહાર કરતા નથી ? જો મ્હારા જીવનથી ત્હારો જન્મ સુધરતો હોય, તો મ્હારી ના નથી !"

"વ્હાલી બહેન ? ભાઇને ખાતર ભોગ આપવા નિકળેલી ત્હારા જેવી બહેનનો અમર—આત્મા, પ્રેમના પડમાં સદા

રત્નલાલ શેઠની ' ઓફર ' પણ મુલતવી રાખી શકાશે નહિ. તેમણે સ્વદેશી મીલ સ્થાપવાનો વિચાર અમલમાં મુક્યો છે ; કાં તો ત્યાં અથવા જો આફ્રિકા મોકલે, તો ત્યાં જવાનો ચાન્સ પણ ગુમાવવા જેવો નથી. "

" ને પેહેલાં મ્હારી બહેનનો વિવાહ કરાવી દેવો જોઇએ—"

" પણ બિચારી પેલી ચંદ્રકળા તપતી રહી છે, તેનું શું કરીશું ? "

" એ ભાગ્ય જેના તે આવ્યાં છે. હાલ તો તમારી વાત કરો."

પ્રભુ મરજી પ્રબળ છે; આપણે જ્યાં વાત કરે છે, ત્યાં શાસ્ત્રીજી પધાર્યા. તેમને આ મુંઝવણની વાત કરી. શાસ્ત્રીએ પહેલી સલાહ એ આપી, કે ભાનુનો વિવાહ ડાક્ટર જોડે કરી દેવો—સર્વ જણાંએ તે કબુલ કર્યું. પંડિતજીએ ટીપણું કહાડીને ઘડીયાં મુહુર્ત આપ્યાં. શાસ્ત્રીજી પણ આ કાર્યના જોખમદાર હતા, એટલે તેણે ઉમંગથી ભાગ લીધો, અને સવિતાનો વિવાહ મેળવી દેવા માટે પણ શાસ્ત્રીએ અનુકુળ વખત આવતાં નક્કી કરવાનું માથે લીધું. જગતમાં ભલાની ભલાઈ છે. બુરો માણસ બુરાઇ ન છોડે, તો ભલાં માણસે ભલાઈ છોડવાની જરૂર નથી. સાપના મોંમાં ઝેર છે, તે અમૃત પીવરાવ્યાથી ટળવાનું નથી. કાંદાની વાસ કંઇ કસ્તુરીથી ટળવાની નથી. કુતરાની પુંછડી કુદરતેજ વાંકી કરી છે, દુર્જનની પ્રકૃતિ પ્રભુએજ અવળી બનાવી છે.

આવીએ !" સવિતાપ્રસાદ અંતઃકરણના ઉભરા સાથ ડોકટરને વિનંતી કરી—"

"પછી તમારૂં શું ધાર્યુ ?"

"મ્હારાં ભાવી મને જ્યાં લઈ જશે, ત્યાં જઇશ—મ્હારી શી ચિન્તા ? બહેન જો ઠેકાણે પડી, તો બસ છે !"

હજી આ વાતનો નિર્ણય થાય, ત્યાં ટપાલ આવી ; અને તેમાં ત્રણ કાગળો આવ્યા. એક ડોકટર નવનીતરાયના નામનો, અને બે પત્ર ભાઇ—બ્હેનના નામના હતા. ત્રણે જણે પોતાના કાગળો ફોડયા, અને પરસ્પર વાંચીને આનંદ પામ્યાં. ડોકટરના પત્રમાં એક નવો ચાંદ—ચાન્સ હતો ! વીરપુરના ઠાકોરે ડોકટર નવનીતને પોતાના સ્ટેટમાં ચીફ મેડીકલ ઓફીસરની જગ્યા આપવા બોલાવ્યા હતા. સવિતાપ્રસાદને આપણાં જાણીતા મીસીસ નીલમગવરીના સસરા રત્નલાલે બોલાવ્યો હતો, ને તેમાં તેને ટ્રાન્સવાલમાં નોકરી આપવા જણાવ્યું હતું. ત્રીજો પત્ર સાનુમતીનો હતો, તેમાં ચંદ્રકળાએ પોતાના ભવિષ્યને માર્ગ આપવા વિનંતી કરી હતી. આ પત્ર સર્વેએ વાંચ્યો, ને ડોકટર બોલ્યો.

"ચંદ્રકળાના લેખ ઉપરથી જણાય છે, કે જો હમારો વિવાહ હાલ બંધ રાખીએ, અને ગુમાનને આશામાં લટકાવીએ, તો તમારાં લગ્ન થઇ જાય !"

"ડોકટર સાહેબ ? આપ કેમ ભુલો છો ? જે માણસ માત્ર સાનુને મેળવવા ખાતર મ્હારી જોડે તેની કન્યા પરણાવનાર છે, તેને પાછળથી પરણાવવાનું મુલતવી રાખે ?"

"ત્યારે હવે શું કરીએ ? વીરપુર ઠાકોરની મ્હારા પ્રત્યે બહુજ લાગણી છે. કુન્દનલાલ દિવાન સાથે મ્હારે મિત્રતા હોવાથી તેણેજ આ યત્ન કર્યો હશે, માટે ત્યાં જવાની જરૂર પડશે, અને

## દેલવાડાકર (સચિત્ર) વાર્તામાળા.

# ચંદ્રકળા.



ચંદ્રકળા લાલભાઇને જોઇને ચમકી ઉઠી.

( પૃષ્ઠ ૨૧૨ )

# પ્રકરણ ૪૦ મું.



## સુકાયલા સરોવરપર તરફડતી હંસણી !

**આન સરોવર હંસણી, સુકા સરોવર ઘાટ;**
**તરફડતી ને તલવલી, હે પ્રભુ તેને વાટ !**

"પાનીકે જંતુ કહા પહેચાનત, ગ્રીષ્મકે તાપનકી ગરદીકી,
કેસરકી કરહે કહા કિમ્મત, હે ન પરીખ જહાં દરદીકી;
કાયરકો ન કછુ પરહે કલ, રંગ તરંગ મર્દો મરદીકી,
બે દરદી કહા જાનત હે, એક જાનહીગો દરદી દરદિકી."

ચંદ્રકળા, આશાની ડાળીપર ઝુલતી હતી. સાનુને લખેલા પત્રનો આનંદજનક જવાબ સાંભળવા આતુર હતી. સવિતાના પ્રેમનું પાન કરવા તડપતી હંસા વાટ જોઇ રહી હતી. સાનુ તો પોતાના પ્રેમી પોપટને પાંપમાં લેવા તત્પર થઈ રહી હતી; પોતાની પીડામાં મસ્તાન હતી, તે પરપીડાનો પોટલો કેમ માથે લહે ! રાત પડી. ચંદ્ર ઉગ્યો. પોયણાં ખિલ્યાં. સાનુનો ઉત્તર ન આવ્યો. કળા ઝાંખી પડી. ચંદ્રમાંહે કાળાં ધાબાં જોઇને ચંદ્રકળા કલ્પના કરવા લાગી, કે પોતાના ભાગ્યમાં કાળું ધાબું પડેલું હશે ! પલંગ પાસેની બારીમાં ચંદ્ર ડોકીયું કરતો હતો, ત્યારે પાંદડાંઓ પવનથી આમતેમ હાલીને અંધારૂં કરતાં હતાં; એ પરથી તેણીએ માન્યું, કે ભાગ્ય આડું પાંદડું પડેલું છે ! પ્રેમી વિયોગી પ્રેમદા, ના ના-નવોઢા-મુગ્ધાઓ યુવાનીના મલકાટમાં, વિરહના તાપમાં, વિવેકના બંધનકારક સંતાપમાં કેવી ઝુરતી હશે !

ચંદ્રકળાએ પત્રની વાટ તજી દીધી, રખે પોતાનો પ્રિય ભરથાર

ચોર પેઠેમ આવીને આ હૃદય-રત્નને લુટી જાય! વિયોગીની
ઘડીનું શું વર્ણન કરીએ? એક હિન્દી કવિ 'કાવ્ય—વિનોદ' માં
કથે છે, કે નાયિકા—ભેદમાં વિયોગી યૌવનિકાઓ સખી સંગે બહુ
રીતે કાવ્યવિનોદ કરીને વખત ગાળે છે! મન રિઝવે છે.

ચંદ્રકળા વિરહાળી બનીને મનમાં રઘુરામ રૂપ સ્વામીને સ્મર્યાં;
આજે તેણે ચાન્દ્રાયણનું વ્રત કર્યું હતું. ચંદ્રપુજનનો સમય થઇ
ગયો, અને ચંદ્રને નમવા લાગી. ચાંદ્રાયણીનું વ્રત કરીને અજ્ઞાન
બાળા પતિદર્શન મેળવવાની હોય, એમ જાણે તુલસી પુજા કરવા
ઉઠી. ગરજને અક્કલ ન હોય! દીવસે નિવૃતિ ન મળી ત્યારે
રાત્રીએ જાગૃત થઇ! દુઃખમાં કંઇક પણ દિલાસો લેહેવા ઉઠી.
પાછલા ભાગમાં તુલસી માતાનું કુંડું હતું, તેને વિનવવા લાગી.
ચંદ્રને ભજવા લાગી. અજ્ઞાન બાળા મનથી બોલી "હે માતાજી? જો
મ્હારી મન-કામના પુરી કરીશ તો ત્હારૂં વ્રત કરીશ!" તેણીને જાણે
દેવ-સ્વર સંભળાયો 'તથાસ્તુ' સાંભળીને પાછી ઓરડામાં ગઈ.

ચંદ્રકળા શિતળ મનની છતાં, સવિતાના વિરહથી વ્યાકુળ
થઇ હતી! રજની કહો, કે સુંદરી કહો, પણ તેનો સ્વામી સવિતા
તેનાથી અંજાઇ જાય છે! ચંદ્રકળા પણ સવિતાથી અંજાય, તો
આશ્ચર્ય શું! પણ આ તો માત્ર પ્રેમના પ્રતાપથીજ ઝાંખી થઈ
ગઈ હતી! કમળવદની ચંદ્રા તો સવિતાના મેળાપથી ખિલવા
લાગી છે! અલંકારના દમામથી વિરૂદ્ધ ગુણ ધરતી નથી; પણ
ગુણની ગ્રાહક બનવા લાગી છે.

રાત્રી પડી, મધ્યરાત્રી વિતી, નિદ્રા ન આવી. સ્વપ્ન કરતાં
જાગૃત અવસ્થા પીડવા લાગી. દેહ પડેલો પલંગપર, જીવ ઉડેલો
પ્રેમીને શોધવા, અંતે મુગ્ધબાળા થાકી ગઇ; અને અચેત પડી—
પોતાનો પ્રેમી તો નહિ, પણ પરપુરૂષ આ ચંદ્રકળાનું તેજ હણવા

આવ્યો. કોઇ કાળો ભમરો, કેતકીની સુગંધી લેવા આવ્યો. એ કોણ હતો ! પેલો ઉઠાઉગીર લાલભાઇ લટકાળો, ભાંડ જેવા રસોયાના મુખની વાણીથી લોભાઇને, આ સુંદરીની પ્રિયા કરવા આવ્યો હતો. લયલાને લટકાવી ; અને ગુમાનને ગળે ફાંસી દીધી; હવે ચંદ્રકળાને છેતરવા આવ્યો ; પણ અહીં તેની ભ્રષ્ટતાનો અંત આવ્યો. પાપનો ઘડો ફુટી ગયો !

લાલભાઇ બારીપર ચડયો. ચંદ્રકળાના કાનમાં અવાજ આવતાં ચમકીને ઉઠી. તેણીએ જાણ્યું, કે પોતાના પ્રેમી સવિતાએ વચન પાળ્યું, ને અનિરૂદ્ધ પેઠેમ ઓખાની ખબર લેવા આવ્યો ! શ્રી કૃષ્ણ મુરારી સહાય થયા ; હવે તેને પ્રેમ-બન્ધનથી બાંધી લઉં; એવું વિચારીને ઉઠી, અને પ્રેમના અંધાપામાં બોલી.

"પધારો-પધારો, મ્હારા લટકાળા લાલ ! મ્હારાં લોચનની કીકી ?" આ વચનોથી લાલભાઈ તો ગદગદ થઇ ગયા; જો તે ન બોલે, તો તેનાં બોર ન વેચાય, પણ ભાઇસાહેબ બોલી ઉઠયા—

"સુંદરી ? સત્કારની જરૂર નથી !" લાલભાઈ વિનયથી બોલ્યા, ચંદ્રકળા આ પરાયા સ્વરથી ચમકી—ને બુમ પાડીને બોલી, "તમે કોણ ?

"ત્હારા મુખમાંથી નીકળેલા સ્વર માંહેનો એક લાલ !—" લાલભાઇએ અંદર આવીને ચંદ્રકળાનો હાથ પકડયો; તેણી ગભરાઇ ગઈ, અને શોર-બકોર કરવા લાગી.

"ચોર ! ચોર ! અરે કોઈ આવો ! આવો !" લાલભાઇએ તેણીના મોં અ.ગળ હાથ ધર્યો; પરંતુ જોસમાં ઉછળેલી બાળાનો સ્વર દાબ્યો દબાયો નહિ. બંગલાના માણસો એકઠાં થઇ ગયાં. લાલભાઇ બારી કુદીને ન્હાસી ગયો. તે ગુમાન તથા લયલાના જોવામાં આવ્યો. ચંદ્રકળાએ પોતાના સુવાના ઓરડાનો દરવાજો

ઉઘાડી નાખ્યો. રીના અંદર દોડી આવી. અને ચંદ્રકળાને શાન્ત પાડી. આ બંગલામાં વારંવાર ચોર આવે છે, એવો સર્વને ભય પેઠો; અને પેલા ખેડુતના છોકરાના વ્યર્થ પ્રેમ જાણીને સૌ બેદરકાર રહેવા લાગ્યાં. ગુમાન તથા લયલાને આ લાલભાઈની રીતપર ધિક્કાર છૂટ્યો: કેમકે તેમાં પોતાનો સ્વાર્થ સમાયો હતો. ગુમાન રહી ન શકવાથી લાલભાઈને કને ગઈ; તો તેણે એવો ખુલાસો કર્યો, કે "હું તો તમને મળવા આવતો હતો. સ્વપ્નામાં તમે ઝંપવા દેતાં નહતાં: ત્યાં આંખ ઉઘડી, મન ઉડ્યું, ને હું તમારા શયનગૃહ તરફ આવ્યો; પણ ભુલમાં તેમના ઓરડામાં પેસી જવાયું! અફસોસ!" ગુમાને આ લવરીખોરોની વાત ખરી માની-ને વધુ માનમાં મગરૂર થતી ચાલી ગઈ—

નિર્દોષ ચંદ્રકળા તરફડતી રહી. સુકાયલા સરોવરપર રાજહંસો તરફડતા રહ્યા. રીનાએ તેને શાન્તિનું જળ પાયું, પણ અંતરની દાઝ બુઝાઈ નહિ. વિયોગની રાત એવાજ ઝુરાપામાં પસાર થઈ—આખર ને આશા તો એવાજ દુઃખમાં રવડતી રહી; કારણકે ગુમાને જે પ્રતિજ્ઞા કરી હતી, તે સવિતાએ સ્વીકારી નહિ! સાનુમતી ના નવનીતરાયને પરણી!

---

## પ્રકરણ ૪૧ મું.

---

### સ્ત્રી, એ સંસારની સુખ શાન્તિનું વિમાન છે.

કવિ કાલિદાસ કહે છે, કે

गृहिणी सचिवः सखी मिथः प्रियशिष्या ललिते कलाविधौ ।
करुणाविमुखेन मृत्युना हरता त्वां वद किं न मे हृतम् ॥

મહાકવિ ભારવિના રચેલા કિરાતાર્જુનીયમાં અને મહાભારતમાં યુધિષ્ટર જોડે પાન્ચાળીના વિનોદ પ્રસંગે કહેલું છે કે

**भवादृशेषु प्रमदा जनोचितं भवत्यधिक्षेप इवानुशासनम् ।**
**तथापि वक्तुं व्यवसाययन्ति मां निरस्तनारी समया दुराधयः॥**

સ્ત્રી જાતીય થઇને ઉપદેશ કરવા લાયક નથી. છતાં હિમ્મત રાખું છું; કેમકે સંકટ વખતે સન્નારીની મર્યાદા પણ મારાથી છુટી જવાય છે.

ભવભુતિએ સ્ત્રીઓના વિદ્યા-ગુણો સંબંધી ઉત્તરરામમાં અદ્દભુત વર્ણન કરેલું છે.

કન્યાઓને પુત્ર કરતાં બીજા ક્રમની વારસદાર ગણી છે. એ આર્ય પ્રમદાઓ લગ્નવતી થતી વખતે વેદમંત્રોથી આશિર્વાદ પામેછે. વસિષ્ટ અરૂન્ધતી પરણ્યાં; તે વખતનાં પતિપત્નીના સંબંધ વિષેના વિચારો એકત્રિત થઇ ગોઠવાયા છે, તેમાં વહુને નીચે પ્રમાણે આશીર્વાદ દીધો છે:

**" सम्राज्ञी श्वशुरे भव सम्राज्ञी श्वश्रवा भव ।**
**ननान्दरि सम्राज्ञी भव सम्राज्ञ्योधि देवृषु "**

"સસરા ઉપર તું મહારાણીપદ મેળવ; સાસુ ઉપર મેળવ, નણંદ ઉપર મેળવ, દીયરો ઉપર મેળવ"—સપત્નીજન ઉપર મહારાણીપદ પ્રાપ્ત કરવાનો આશીર્વાદ તો આપણે સૌ કરતાં પહેલોજ વાંચીએ. એજ સુકતમાં પતિપત્નીના સ્નેહની ભાવના કેવી ઉંચી હશે, એ સમજવા માટે પુષ્કળ વચનો છે.

**" संमजन्तु विश्वे देवाः समापो हृदयानि नौ ।**
**सं मातरिश्वा संधाता समु देष्ट्री दधातु नौ "॥**

સારા મનવાળી, સારા શરીરવાળી, વીરમાતા-જે 'देवकामा' એટલે કે ધાર્મિક વૃત્તિવાળી હોય, અને જેની આંખ સર્વત્ર શાન્ત પડે ("अघोरचक्षुः") અને જે ઘરના સઘળાં માણસ તથા પશુઓને કલ્યાણકારિણી હોય, એવી સ્ત્રી ઋષિઓ માગતા, અને તેઓનો સંબન્ધ માત્ર આ લોક પુરતોજ ન હતો. "ऋतस्य योनौ सुकृतस्य लोकेऽरिष्टां त्वा सह पत्या दधामि" એમ પરલોકમાં પણ પતિની સાથે પત્નીનો વાસ કહ્યો છે. શુક્લ યજુર્વેદની સંહિતામાં પણ "तं पत्नीभिरनुगच्छेम देवाःपुत्रैर्भ्रातृभिरुत वा हिरण्यैः नाकं गृभ्णानाः सुकृतस्य लोके तृतीये पृष्ठे अधिरोचने दिवः"-એમ સ્વર્ગને તપ લોકમાં પત્ની સહવર્તમાન જવાની ઇચ્છા બતાવી છે, અને અથર્વવેદમાં "पत्युरनुव्रता भूत्वा संनह्यस्वामृताय कम्" એમ સ્ત્રીને પતિની સાથે ધર્મ આચરીને અમૃતત્વ માટે તૈયાર થવા ઉપદેશ કર્યો છે.

અથર્વવેદસંહિતામાં ઋગ્વેદસંહિતાના લગ્નસુક્તના ઘણા મન્ત્રો કેટલાક ફેરફાર સાથે રાખેલા છે. એથી લગ્નની ભાવના અથર્વવેદ સંહિતાના કાલપર્યન્ત ઘણે ભાગે એવી ને એવી ઉચ્ચ હતી, એમ અનુમાન થાય છે. વહુ એક 'ગૃહપત્ની' હતી, એટલુંજ નહિ પણ ગૃહમાં તો બધો અધિકાર એનો એકલીનોજ હતો :

"शिवा नारी यमस्तमागन्निमं धाता लोकमस्ये दिदेश"

અર્થાત્ 'ગૃહ રૂપી દુનિયા તો પરમેશ્વરે સ્ત્રીનેજ સોંપી દીધી છે' એમ સ્પષ્ટ પ્રતિપાદન થયું છે.

એમ પરસ્પર હૃદય જોડવાની દેવતાઓને વરવહુ પ્રાર્થના કરે છે; અને પાણિગ્રહણ વખતે

"गृभ्णामि ते सौभगत्वाय हस्तं मया पत्या जरदष्टिर्यथासः।
भगो अर्यमा सविता पुरन्धिर्मह्यं त्वादुर्गार्हपत्याय देवाः॥"

"સૌભાગ્ય માટે હું તારો હાથ પકડું છું; મારી સાથે તું ઘરડી થા; ભગ અર્યમા સવિતા અને પુંધિ એ દેવોએ ગૃહસ્થાશ્રમ ભોગવવા માટે તને મને આપી છે."

પતિપત્ની એકઠાં ઘરડાં થાય, એ કરતાં જગતમાં બીજું વધારે સુખ નથી. અને એ પવિત્ર ભાવ આપણા ઋષિઓને ઘણોજ મીઠો લાગતો. એજ સુકતમાં વર ફરી કહે છે, કે **"आ जरसाय समनक्तु अर्यमा"**–આર્યમાં અમને છેક ઘડપણ પર્યંતને માટે પરસ્પર જોડો." અને એક બીજા સુકતમાં કહ્યું છે, કે **"इह प्रियं प्रजया ते समृध्यतामस्मिन् गृहे गार्हपत्याय जागृहि। एना पत्या तन्वं संसृजस्वाधा जिव्री विदथमावदाथः–"** આ ઘરમાં તું તારા વ્હાલા પતિને પ્રજા આપીને સુખી કર; આ ઘરમાં તારૂં ગૃહપતિ (પત્ની) પણું ભોગવવા માટે જાગતી રહે; એ પતિ સાથે તારૂં શરીર જોડ; અને બન્ને ઘરડાં થાઓ, ત્યાં સુધી એકઠાંજ પરમાત્માની જ્ઞાનભરી પ્રાર્થના બોલો."

પવિત્ર, જ્ઞાની અને કુળવાન સ્ત્રીની ઉત્તમતા માટે અનેક વિદ્વાનોએ લખાણ આપ્યાં છે. લગ્ન જેવું સુખ નથી. લગ્ન એ પુરૂષની સ્વતંત્રતાપર એક પ્રકારનો નીતિમય અંકુશ છે. વેદના પ્રમાણ સાથે અંગ્રેજી વિદ્વાનો એકમત થઇ ગયા છે. કુદરતના સામાન્ય નિયમ સામાન્ય મગજમાં સરખાંજ વહેતાં થયાં છે.

દમ્પતીના ધર્મ સમજનારાં જ્ઞાની ને માયાળુ જોડાંને ધન્યવાદ આપીશું–પાઠશાળાના શાસ્ત્રીએ વેદ મંત્રથી આપેલા આશિર્વાદથી સાનુમતી અને નવનીતરાય સુખી થશે, અને આપણે પણ દિર્ઘાયુ ઇચ્છીશું; જો કે સાનુના લગ્નની ધામધુમ માત્ર વાલકેશ્વરના વિશાળ પણ રાત્રીના ભાગમાં સુન્ય પંખીઓ સિવાય, કે અગ્નિમાતા સિવાય બીજા કુટમ્બીજનોના જાણવામાં ન આવી; એ પણ એક ભાવી!

કન્યાને પરણાવતી વખતે માતાનો ઉલ્હાસ કોઈક કુદરતી આનન્દના અજબ ઉજાસ આપે છે; પણ માતાના મુખથી અભાગી નિવડેલી કન્યાઓને તેનો ઓરતો રહી જાય છે. દીકરીને સાસરે વળાવતાં વખતે કણ્વ મુનિયે ભલે શકુન્તલાને ઉપદેશ દઇને આંસુ પાડયાં, પણ સીતાજીને સાસરે વળાવતાં જનકપ્રિયાની જે રીતે છાતી ભરાઇ આવી હતી, તેવી તો નહિ! દીકરીને માતાના જેવું બીજું વ્હાલું કોણ, કે છાતી સાથે ચાંપીને ભેટે! સાસરે જતાં સાનુને આ વેળા માતા યાદ તો આવી; અને ભાઇને ભેટીને રડી પડી તો ખરી, પણ ભાનુમતી હૈયાત હોત, તો તેની વાત જુદી હતી! અફસોસ!—

યુવાન સાનુમતીના માથાપરથી કુંવારીનું કલંક દુર થઇ ગયું; ખિલતા અવયવોમાં ઉભરી નીકળેલો કામદેવ શાન્ત થઇ ગયો. પતિ આગળ મર્યાદ મુકાઇ ગઇ. શરીર આખું સ્વામીને સમર્પણ કર્યું; અને આનંદે રાત્રીનો મન-વિલાસ મેળવવા પતિ સાથે સાસરવાસમાં ગઇ.—

"આજ મારે સોના સમોરે સુરજ ઉગીયોરે.

અથવા

આજ ભરીયાં સરોવર છલીયારે આનંદ ભયાં.

આ મંગળ ગીત પુરાં થયાં, અને લોચન-મનનાં ઝઘડાનો પલકમાં અંત આવ્યો સાનુ, કન્યા પરથી ગૃહિણી થઇ ગઇ.

સાનુનો મહિમા તો ગાજ્યો, પણ સવિતાની શી ગતિ થઇ? તે પ્રદેશનું પ્રયાણ કરવા લાગ્યો, અને સીધાવતા પહેલાં મન-મોહિની પ્રિયાંગનાની મલાકાતની તક મેળવવા લાગ્યો.

# પ્રકરણ ૪૨ મું.

## પ્રેમ જાળમાં પકડાયલો પોપટ!

ચંદ્રકળાને રાત વૈરણી થઈ પડી. મધ્ય રાત્રે અણધાર્યો પરોણો લાલ વસ્ત્ર પહેરીને આવેલો જોઈ, સુકુમાર બાળા ધાસ્તી ખાઇ ગઇ. પ્રેમી પોપટના પ્રેમનું ચિન્તવન કરતાં કાગડો આવી ચડયો; હંસને રીઝાવવા જતાં બગલો પાંખ ઉડાડતો આવ્યો. પ્રેમમાં દાવાનળ ઉઠયો; વૈકુંઠના જળમાં અંગારો પડયો! પેલો પાપી લાલભાઈ આંધળી આંખે ઉડી આવ્યો. ચંદ્રકળા ચેતીને ચાલી ગઇ, પણ મનમાં બળાપો થવા લાગ્યો! જો તેણી પ્રેમ-સંકટમાં પડી ગઇ ન હોત, તો વિયોગ વ્યાધી સહેવવો ન પડત. ચંદ્રકળાની આત્મ-પ્રેરણા પેલા સવિતાપ્રસાદને થઇ ગઈ હતી. તે બિચારો એવડી જાળમાં સપડાયો હતો. બહેનનો ભોગ દઇને પોતે પ્રેમ—સુખ મેળવવા ચાહતો ન હતો. પ્રિયાને તરફડતી જોવા ચાહતો ન હતો, તે ઘડી ઘડી ચંદ્રકળાનું નામ જપતો હતો. વ્હાલી પ્રિયાની મુદ્રા પળ પળ નજર આગળ રમતી હતી. તારના ઝણકારા પેઠેમ હૃદયમાં તેના ઝણુકાર ભણુકાર થતા હતા.

"અરે, હું સવિતા ન થયો હોત, તો? અરે, હું વેણી-પ્રસાદનો પુત્ર ન હોત તો!" ખરેખર શત્રુની કન્યાનો પ્રેમ વોરવામાં જગતના બંધનનો માર કેટલો સહેવો પડે છે? રોમીયોને તો કુળ વૈરનો દાવો હતોજ; પણ સવિતાપ્રસાદને પ્રતિજ્ઞા રૂપે વરાવવાની કબુલાત બચપણથી થઈ હતી. પ્રિયાની માતાએ પ્રતિજ્ઞા કરી હતી; તોપણ ભાવીનાં સંકટ વેઠવા સરજેલું છે, એટલે કયારે ને કયા પ્રકારે તેનો છેડો આવશે,'તેની ચિન્તામાં તે ગીરફતાર થઇ ગયો.

દેલવાડાકર (સચિત્ર) વાર્તામાળા.

## ચંદ્રકળા.



પ્રેમ-પત્ર લેખન. ચંદ્રકળાનો સવિતા-નાદ

( પૃષ્ઠ ૨૨૦ )

સવિતાપ્રસાદ, કુળવંતીની જુવાનીના કુસુમપર સંસ્કારી મધુકર માફક ડોલતો થયો. પ્રેમના અંકુરોથી તેનું તન બદન છવાઇ રહેલું હતું. કામના વિકારોએ તેના મન તંતુને ઉશ્કેરી દીધા હતા. પ્રેમ અને વિયોગ, મોહ અને માયાએ તેનામાં એક પ્રકારની ઘેલછા ઉભી કરી હતી. ત્યારે ચંદ્રકળાનું મન ક્યાં ચોંટયું હતું ?

આહા ! લલિત લલનાના મનમાં શું શું વિચારો રમતા હતા ? સવિતાપ્રસાદ તરફથી કશો સંદેશો ન આવ્યો, ત્યારે પોતેજ પત્ર લખવા બેઠી. સવિતાપ્રસાદ કયા માર્ગે ચંદ્રકળાને સંદેશો કહેવરાવે ? ચંદ્રકળાને તો સીતા ધારણ એક સાધન રૂપ થઈ પડી હતી ; સવિતા તો ચોમેરથી અનાધાર થઇ પડયો હતો. મુગ્ધ બાળાએ વિરહાવેશમાં પ્રેમાવેશમાં શું લખ્યું હતું ? પ્રથમ તો એક રૂપેરી અક્ષરે રચાયલી કવિતા આમેલ કરી હતી.

અને તે પછી મન—વિલાસી મનોવિકારોએ આમ પત્ર લખ્યો હતો :—

“ **પ્રિય સખા !**

સ્નેહાર્ણવમાં આશાની હોડીને તરતી કરી છે. સુખનો કિનારો દેખાય છે. ખડકોમાં અથડાવાની બ્હીક ભયંકર છે, તે છતાં હિમ્મતથી હંકારવાની આતુરતા દાબી રખાય તેવી નથી. દીલમાં દમ છે, પણ દમ જેવો નથી ! ચુલામાં દેવતા છે, પણ તપતો નથી. મગજમાં ધુમો છે, પણ બ્હાર પડતો નથી. જ્યારે આ રજનીને સવિતાનો ભેટો થશે, ત્યારે સઘળો પ્રકાશ બહાર પડશે. મ્હારી સ્વચ્છ રોશની આપ જેવા સવિતાને આધારે છે. સાયન્સ કહે છે, કે ચંદ્રકળાનો મુખ્ય આધાર સુર્યનાં કિરણો વડે રહેલો છે. તમે સુર્ય યાને સવિતા છો, તો મ્હારા સરખી ચંદ્ર-

કળાને આપજ તેજસ્વી બનાવો છો. અને તેથી હું આપના વચનની વાટ જોઈ રહી છું. હું બીજાને પરણનાર નથી; જે મેવાડના શિશોદીયા પ્રતાપી પુરૂષ રામસિંહને વશ થયલી, વીરબાળા અટકી રહી હતી; જેમ કલાજી રાઠોડના વચનપર જેસલમીરના ભાટી ઠાકોરની કુંવરી તારા અડગ રહી હતી, તેમ હું તમારા પ્રેમરૂપ ખાંડાની ધારપર રહેવાની છું.

પ્રભુ આ પ્રતિજ્ઞા પળાવીને પ્રતિત રાખશે. મ્હારી સાવકી માતાએ સાનુ બ્હેનના બદલામાં મને આપને સ્વાધીન કરવા ઠરાવ કર્યો છે; પણ આંધળાને અંજાવીને, દગલબાજ દુનિયાને ફરેબ તથા મક્રથી મુઝાવીને કામ લઈએ, તો આપણી આશા ફળી શકશે. આપણાં લગ્ન થયા પછીજ સાનુ બહેનના વિવાહની વાત કરવાની છે, જો સાનુ બહેનનાં લગ્ન પ્રથમ કરવા કહે, તો માત્ર જવાબ સહેલો છે, કે અમે ગરીબ છીયે, માટે અધીરાં દીલને ભરૂસો નથી. તમે તવંગર હોવાથી અમારા જેવા ગરીબને દબાવી શકો, પણ અમારા હાથમાંથી રત્ન ચુંટાયા પછી તમે મોટા નાકબુલ થાઓ, તોય તમને કોઈ ન કહી શકે! અમે સાચા તોયે ખોટા! માટે પ્રથમ કન્યા આપો, પછી તમે કન્યા લ્હો; વાઘના પંજામાંથી બકરૂં છટકીને કયાં જશે ?. આ વાત કબુલ થયા પછી જોઈ લેવાશે.

જો તમે સાચા સ્નેહી હોય, તો વિયોગ ખડકને સ્નેહના બળે છેદવા તત્પર થજો; આશાની હોડી પ્રેમ—સાગરમાં તરતી કરી છે, તો કિનારે લાવવાને હલેસાં ચલાવજો; પછી તે કઠણ પથ્થરમાં અથડી જાય, તોયે ચિન્તા નહિ! હિમ્મત હારશો, તો આશા હોડી તુટી જશે વા ડુબી જશે! વિપદ કાળ સદાને માટે નથી; અસ્ત તેનો ઉદય તો થવાનોજ! —

રસીલી ? આપણા સંગમ વચ્ચે ત્હારા પિતાએ અને સાવકી માતાએ ક્રોધનો કિલ્લો કરી લીધો છે, તે યાદ હશે ! કોઇ સમય આવે ને શામળીઓ સહાય થાય, તો તે તુટી જાય ; ને, પ્રેમ ધર્મ સંધાય !" અસ્તુ !

લી૦ ત્હારેજ દર્શનાતુર **સવિતા.**

**તા૦ ૬૭**—સુવલ્લભા ? જો ત્હારા પિતા બહારગામથી પધાર્યા ન હશે, તો હું આજ રાત્રીએ 'રોમીઓ' બનીને તુજ 'જુલીયેટ' ને જરૂર મળી જઇશ.

લી૦ આશાતુર **સવિતા.**

આ પ્રેમ પત્ર બીડયો. હૃદય ભરાવાથી આંખમાં આંસુ આવ્યાં, તેજ આંસુથી પત્ર બીડયો. સીતાને તે આપ્યો. અને એટલુંજ કહ્યું, કે આપણે દેવતા નથી ! સુભદ્રાને અર્જુન હરી ગયા, કે રૂકમણીને કૃષ્ણ હરી ગયા, તેવો હું નથી. ભલે તું ઓખા હોય, પણ હું અનિરૂધ્ધ નથી ! ત્હારો પિતા બાણાસુર છે, મારો પિતા કૃષ્ણ નથી. માટે ધૈર્ય રાખજો. ધિરજનાં ફળ મીઠાં છે!" સીતા શાન્તિથી સાંભળીને રસ્તે પડી.

---

## પ્રકરણ ૪૩ સું.

---

### ઇંદ્રિજાળમાં બે જુવાન પંખીડાં !

રોમીયોના સ્નેહ શસ્ત્રથી ભેદાયલી જુલીયટ જેમ પોતાની દાસીને, પ્રેમીના અંતર—કમળની સુગંધી લ્હેવાની આતુરતામાં ઘેલી બનીને વૃતાંત પુછતી હતી ; તેવીજ રીતે સીતાને આ વાર્તાની નાયિકા ચંદ્રકળા પુછવા લાગી. પ્રેમીનો પત્ર ઉખેડીને વાંચતાં વિલંબ

થાય, તેટલી પળ પણ પીયુની ખબર મેળવવાની આતુરતા અટકાવી
શકી નહિ !

“ સીતા ? તેનું મુખ-કમળ કરમાયું તો ન્હોતું કે ”— ને છેવટ એટલુંજ કહ્યું કે,

“ ના, તેણે હર્ષથી પત્ર લખ્યો ; વિરહનાં ફળ મીઠાં છે ! ”

સીતાનું બોલવું પુરૂં થતાંજ ચંદ્રકળાની દૃષ્ટિ પત્રાક્ષર પર
પડી ! ચંદ્રકળા હર્ષથી પત્ર વાંચવા લાગી. સીતા મનમાં સમજીને
અંદર ચાલી ગઈ. મુંગાના સ્વપ્ના પેઠે ચંદ્રકળા, કુદરતના પવનમાં
ડોલવા લાગી.

મધુરી ચંદ્રકળા પ્રભુરૂપ પ્રેમીનું નામ રટતી હતી—

“જપતી પ્રીતમની જપમાળ, જુવતી જો અલબેલી ! ”

તેણી પ્રેમીના મેળાપના સંદેશાની વાટ જોતી હતી, લગ્નનો
પ્રસંગ લાવવા માટે પ્રેમીના પ્રત્યુતરની રાહ જોતી હતી—

વાંચનાર ? ભુખની પીડાથી ભ્રમીત થયલી પ્રેમાળ સુંદરીઓ
જ્યારે પિયુનો પત્ર વાંચતાં ગાંડી ઘેલી થાય છે, ત્યારે મેળાપ વખતે
તેનાં દીલ કેવાં થતાં હશે ! જાણે આ ટાણેજ ચંદ્રકળા ને સવિતા
મળ્યાં છે. ચંદ્રકળા પોતાના વ્હાલા પોપટની વાટ જોતી હતી.
અંધારૂં હતું. ચંદ્ર આથમી ગયો હતો. તારા ચમકતા હતા. પવન
બંધ પડ્યો હતો.—“રખે કોઈના કાનમાં પીયુના પગલાંનો અવાજ
જાય ! પવન હાલે તો ઠીક ! તારાઓ ઝાંખા થઈ જાય તો ઠીક!”
અધીરી મેના આમ શોચતી હતી. માર્ગે જતાં પશુનો ભણકાર કે
ડાળીપર ઉડતા પંખીનો ઓળો જાણે સવિતાપ્રસાદ ન હોય !

એજ રીતે સવિતાપ્રસાદને પણ ભણકારા થતા હતા. તે
બંગલા કને આવ્યો. ભીંતપર ચડીને ધીમે ધીમે નીચે ઉતર્યો.
ચંદ્રકળાના કાનમાં સરર ગયો. તેણે બારીમાંથી ડોકીયું કર્યું,

કર્યું ન દેખ્યું; સવિતાની નજર પડી, રોમીયોએ જાણે જુલીયટને જોઈ,

It is the cast, and Juliat is the Sun:—
Arise fair Sun, and kill the envious moon,
It is my lady, O, it is my love,
O, speak again, bright! for thou art
As glorious to this night, being orr my heade,

"ક્યાં છે! ક્યાં! મ્હારો સવિતા! પવન? તું મને જણાવ, કે હજી અહીંથી કેટલે દુર છે? તું મને કહે કે ભીંત નજીક મ્હારા અંતરની પરિક્ષા કરે છે?" ચંદ્રકળા બડબડી.

"એજ મ્હારો મિત્ર ચંદ્ર કે? અંધારામાં ઉજ્વલ પ્રકાશ આપનાર શુન્ય હૃદયમાં પ્રેમનો પ્રકાશ પાડનાર તુંજ મ્હારી ચંદા કે?" સવિતાએ જાણે ઉત્તર આપ્યો હોય, તેમ બારી નજીક આવી ચડ્યો. ચંદાએ જોયો, ને હાથ લાંબો કરીને બારી ઉપર ખેંચ્યો.

"શું તમે ભીંત કુદાવીને આવ્યા? અંધારી રાત્રીએ ભય ન લાગ્યો?" ચંદ્રકળા પોતાના વ્હાલાને પલંગપર બેસાડીને બાથ ભરી બોલી.

"માઈ ડાર્લિંગ? ત્હારા પ્રેમ ખાતર તો હું દારૂણ વગડામાં અંધારી રાત્રીએ, ઘનઘોર વર્ષાદના સુસવાડા સ્હેતો ઘાતકી પ્રાણીના ડરથી નિડર બનીને જાઉં!"

"શું તમે એવા હિમ્મતવાન છો?"

"હા; પણ લોક મર્યાદાથી બીહુ છું. શું તું નથી બ્હીતી?"

"હું તો અબળા છું, પણ મ્હારૂં હૃદય તો બ્હીતું નથી!"

"બ્હીયે છે, કળા? ત્હારી કાયા પણ ઝાંખી પડે છે; તને તેની ખબર નથી. કહે તું સારી પેઠે છુ?"

"હા; આ વખતે આરોગ્યવતી છું, પણ તમે જશો, ત્યારે—"

"હું નહિ જાઉં ! નજર કનેથી જઈશ, પણ અંતરમાં તો રહીશ."

"તમારૂં નામ સવિતાપ્રસાદ ન હોય તો કેવું સારૂં !"

"તું કહે તો બદલી નાખું ! ત્હારા સ્નેહ ખાતર હું બીજું નામ રાખું; પણ શું તેથી આશા પુરી થઈ જશે! ત્હારો પિતા હવે બદલાયલા નામથી મને ઓળખશે ?"

"તમે દેશાવર જશો, ત્યાંથી ઓળખશે ! પણ ના; મ્હારા પ્રાણાધાર, હવે મને કહો; મ્હારૂં શું થાશે ? હું હવે વિવેકની હદ ચુકી જઈશ, એમ મને લાગે છે. મ્હારા માથામાં વિરહની ગરમી અને ઉન્મત્તનો પવન ઉછળે છે—હું તમારી જોડે ન્હાશી આવીશ; અથવા—

"ધિર ધર, સુંદરી ? લશ્કરી અમલદારો લડવા જતા નથી? તેની પ્રિયાઓ પ્રેમી હોતી નથી ?"

"પણ તે નિર્ભય હોય છે ! લગ્ન થયા પછી"—

"ઘણીવાર લગ્ન વિનાજ એવું બને છે. જો અંતર સાચાં હોય તો"—

કંઈ ન દેખ્યું; સવિતાની નજર પડી, રેમીયોએ જાણે જુલીયટને જોઈ,

It is the cast, and Juliat is the Sun:—
Arise fair Sun, and kill the envious moon,
It is my lady, O, it is my love,
O, speak again, bright ! for thou art
As glorious to this night, being our my heade,

"ક્યાં છે ! ક્યાં ! મ્હારો સવિતા ! પવન ? તું મને જણાવ, કે હજી અહીંથી કેટલે દુર છે ? તું મને કહે કે ભીંત નજીક મ્હારા અંતરની પરિક્ષા કરે છે ?" ચંદ્રકળા બડબડી.

"એજ મ્હારો મિત્ર ચંદ્ર કે ? અંધારામાં ઉજ્વલ પ્રકાશ આપનાર શુન્ય હૃદયમાં પ્રેમને‌ા પ્રકાશ પાડનાર તુંજ મ્હારી ચંદા કે ?" સવિતાએ જાણે ઉત્તર આપ્યો હોય, તેમ બારી નજીક આવી ચડ્યો. ચંદાએ જોયો, ને હાથ લાંબો કરીને બારી ઉપર ખેંચ્યો.

"શું તમે ભીંત કુદાવીને આવ્યા ? અંધારી રાત્રીએ ભય ન લાગ્યો ?" ચંદ્રકળા પોતાના વ્હાલાને પલંગપર બેસાડીને બાથ ભરી બોલી.

"માઈ ડાર્લિંગ ? ત્હારા પ્રેમ ખાતર તો હું દારૂણ વગડામાં અંધારી રાત્રીએ, ઘનઘોર વર્ષાદના સુસવાડા સ્હેતો ઘાતકી પ્રાણીના ડરથી નિડર બનીને જાઉં !"

"શું તમે એવા હિમ્મતવાન છો ?"

"હા; પણ લોક મર્યાદાથી બીહું છું. શું તું નથી બ્હીતી ?"

"હું તો અબળા છું, પણ મ્હારૂં હૃદય તો બ્હીતું નથી !"

"બ્હીયે છે, કળા ? ત્હારી કળા પણ ઝાંખી પડે છે; તને તેની ખબર નથી. કહે તું સારી પેઠે છુ ?"

"હા; આ વખતે આરોગ્યવતી છું, પણ તમે જશો ત્યારે—"

"ધર્મ ને મર્યાદા ના કહે છે! ધર્મ મુકીને પછી અગ્નિદેવ સમક્ષ પ્રતિજ્ઞા લેવાય ખરી? વિશ્વાસઘાતીયો સુખી થયા છે?"

"પ્રેમાગ્નિ કરતાં બીજો અગ્નિ વધારે કયો? શકુન્તલાની ઈચ્છા દુષ્યન્તે પાળી ન હતી?"

"પછી ગર્ભવતી સુકુમાર કન્યાના શા હાલ થયા, તે જાણ્યું?"

"તો શું તમે પ્રદેશ જશો, ને હું અહીં કુંવારી ઝુરી મરીશ? મને મ્હારા પિતા લોક મર્યાદાનું દોરડું ગળામાં નાખીને કુવામાં ઉતારશે તો?"

"પ્રભુ રક્ષણ કરશે, મ્હારી વ્હાલી? પ્રભુએ મને રંક કે ગરીબ કર્યો ન હોત, તો સારૂ થાત!"

"શું આપણે જંગલમાં વસીએ, ને ફુલ-ફળ ખાઇને આનંદ માનીએ, તો નહિં મનાય?"

"લોક વ્યવહારની રૂઢીમાં રહેવાય, તો સારૂ! મુજ સરખા મગતરાને ત્હારો ધનીક બાપ છુંદી નાખે! આપણે સાત ગુફામાં રહીએ, તોએ પૈસો તેને શોધી કહાડે; એ વખતે ત્હારી કેવી દશા થાય? મને કેદ કરે, ને તું તરફડે! એ કરતાં મનનો તરફડાટ સારો હોં! શાસ્ત્રીજીએ રત્નલાલ શેઠને આપણી હાલત જણાવી છે હાલ તે મને પ્રદેશ મોકલીને પાછળથી આપણાં ભાગ્ય સાંધી દેશે, ત્યાં સુધી સબર પકડવી; જો, ધિરજનાં ફળ મીઠાં છે!

"ત્યારે શું હું દર્શન, પત્રદર્શન પણ નહિ પામીશ? વ્હાલી! આજની મુલાકાતનો કંઇક લાભ? વિરહીણીની શાન્તિ માટે કંઇક ફળાહાર?"

"પ્રિયા! મ્હારા અધરનું અમૃત આપું તો?"

"એજ વ્હાલા? વૈકુંઠામૃત જળ એજ પુરતું છે."

સવિતાએ અધર ચુંબન કર્યું. પ્રેમી હર્ષથી ભેટયાં.

“હવે મને રજા દો; ચંદ્ર વેરી થશે; તારા ચમકે છે, ત્યાં સુધી હું સલામત છું.”

“સાતુ બહેન જાણશેજ તો?”

“તે તો આજે સાસરે ગઇ!”

“અને હું”—

“તું પણ આવીશ. અહીંજ ઉભી રહે! ના; હવે બોલી ન થઇશ. જો કોઇ સ્વર સાંભળશે!”

“મને વિસરશો તો નહિ કે?” ચંદ્રકળા બારી કને લવતી ઉભી રહી.

“અંતર અહીં છે, માત્ર શરીર જાય છે.” સવિતાએ બારીમાંથી ઉતરતાં કહ્યું. તેણે લાંબો હાથ કરીને પ્રિયાને વચન આપ્યું. હર્ષાશ્રુ પડવા લાગ્યાં. સવિતા ભયનો માર્યો ભીંત કુદાવીને રસ્તાપર ચાલ્યો. ચંદ્રકળાની દ્રષ્ટિ પડી, ત્યાં સુધી જોયું; પછી સવિતા તો પર્વત પાછળ ઉતરી ગયો. ચંદ્રકળા મુર્છિત થતી પલંગપર પડી ગઇ.

પુછવા માંડી. ગુમાને હાજર જવાબ દઇને લક્ષ્મીપ્રસાદને બરફનો ટુકડો આપી દીધો. લાલભાઈ પીગળી ગયા છે, અને જેમ નચાવીએ તેમ નાચવા લાગ્યા છે. આ વાત ગુમાનને મ્હોડેથી સાંભળીને લક્ષ્મીપ્રસાદ ફીદા ફીદા થઈ ગયા. સ્ત્રીચરિત્રનો પાર કોણ પામ્યું છે! ભીલડીના રૂપમાં શિવજી જેવા મહાન નર અંજાઇ ગયા, તો લક્ષ્મીપ્રસાદની શી તાકાત ! રાતની આસાયેશ લઇને લાલભાઇને મળવાનું રાખ્યું; દરમ્યાન ખબર મળી, કે સવિતાપ્રસાદ પેલી નીલમના સસરા રત્નલાલની સહાયતાથી આફ્રિકા ઉપડી જાય છે, અને તેની બહેન સાતુમતી પેલા નવનીતરાય ડોકટરને પરણી ગઇ; એટલુંજ નહિ પણ તે દમ્પતી સુખી થયાં, ને ડોકટર પોતે વીરપુર દરબારની નોકરીમાં જોડાઇ ગયો, આ ખબરથી લક્ષ્મીપ્રસાદને વધારે શાન્તિ થઇ. મનનો ભય દુર થયો. વેણીલાલનો હિસાબ હવે સમાપ્ત થઇ ગયો.

માણસ પોતાના કર્મનો ચોપડો તપાસતો નથી. પોતે કરેલા કર્મની ઉધાર બાજુ કેટલી વધી ગઇ છે; અને તે દેવું ન આપતાં કહો કે નાદારી કોર્ટમાં નાદાર ઠરવાનો ઇરાદો રાખવા છતાં છુપી રીતે કુદરત કેવો બદલો અપાવે છે, તેનો તેને કશો ખ્યાલ હોતો નથી; જગતમાં જાહેર રીતે દેવું દેવાને હઠીલા થનાર લોકો, દીકરા નિમિત્તે વા દોસ્તો નિમિત્તે ખુશીથી ખવરાવીને ઋણ પુરૂં કરે છે. છેવટે દગાના મારથી ઝુરાપો દે છે; પણ દેખતી આંખે તેઓ પોતાના હાથે દમડી પરખાવતા નથી.

ઉછાંછળી પણ સ્વાર્થી લચલાએ લાલભાઈના આચરણ ઉપર આજ સુધી બારીક નજર રાખી હતી. પોતાના ભાવીને સુધાવાનું કોને ગમે છે. સ્ત્રી જાત હઠીલી છે; અને તેનો કુદરતી એવો સ્વભાવ હોય છે, કે પોતાના સ્નેહ-સુખમાં જો કોઈ આડે આવતું હોય, તો મ્હેલી તદબીર કાંટા પેઠેમ કહાડી નાખતાં વાર લગાડતી

નથી. પોતાનો ભવિષ્યનો ભરથાર જ્યારે પોતાની માતા તથા બ્હેન
પ્રત્યે દુષ્ટ ચાલ ચલાવવા લાગ્યો છે, ત્યારે કદાચ અન્ય સ્ત્રી મળી
જતાં પોતાની શી હાલત થશે? એવી કલ્પના લયલાના કંઠાભર-
ણમાં ઘર કરવા માંડી હતી. અને જ્યારે ચંદ્રકળા પર બળાત્કાર
કરવાનું લાલનું ભોપાળું ખુલ્લું થયું, ત્યારે લયલાને વળી બહુજ
સંતાપ થયો હતો. હવે તે સંબંધી મનનો ખુલાસો કરવાની
ક્યાંયે જગ્યા નહોતી જોતી. પણ કુદરતે માર્ગ કરી આપ્યો હતો.
પેનાઉતે એ વાત કહેવાઈ શકાય તેમ નહતી. માતા તો લાલ-
સાહની લટપટમાં આંધળી ફરતી હતી. ત્યારે માત્ર ચંદ્રકળા તરફ
દીલ દોડ્યું હતું અને પ્રસંગની વાંટ જોતી હતી. તેવામાં તેણીએ
સીતા તથા ચંદ્રકળાને વાત કરતાં જોયાં. અને એક તરફ છુપાઇને
સાંભળવા લાગી. સીતાએ નમ્ર સ્વરે કહ્યું.—

"મ્હારાં બ્હેન! હવે હદ થાય છે. ગુમાનબાએ જે ઝેરી
આપને ઘરમાં ઘાલ્યો છે, તેનું વિષ આપણા બગીચાના ઝાડને અને
ફરતા હરતા પવનને પણ લાગવા માંડ્યું, હો!"

"શીતા! ઘણીવાર ભુલચુકમાં નાહક આપણે કોઇ નિર્દોષ
ઉપર વાંક ઢોળી પાડીએ છીએ."

"તે તો તમારા જેવાં ભોળાં જાણે; પણ હું તો કંઇ હા
કહી શકતી નથી."

"એવી વાતો તને ગળે નથી ઉતરતી, એટલી ત્હારી આવડ-
તમાં ખામી!" ચંદ્રકળાએ સીતાને શરમાવી દીધી.

"બ્હેન! તમે જેમ માનો તે ગણો તેમ; પણ હુંએ જાડી
નથી. મેં એક કરતાં વધારે વાર જોયાં છે! અને ગઇ રાત્રે ફરીને
મેં નજરે નજર જોયું છે! મ્હારી તબીયત ઠીક નહી હોવાથી હું
પાછળ જતી હતી; ત્યાં બન્નેને ભેટતાં જોયાં! ગજબની વાત છે!"

"હા! ગજબની વાત છે!" આ શબ્દો લયલાના મ્હોમાંથી નીકળ્યા, ને તે મુર્છિત થઈ ગઇ. ચંદ્રકળા અને સીતાના કાનમાં આ સ્વર ગયો; ને તેઓ બહાર દોડી આવ્યાં. લયલાને અચેત પડેલી જોઈ. સીતા દોડતી અંદર જઇને કોલનવોટર ને પંખો લઇ આવી. જરા વારે લયલા શુધ્ધિમાં આવી, ને તેને ચંદ્રકળાના ઓરડામાં લઈ ગયાં.

"બ્હેન! મને તું મદદ નહિ કરે!" લયલાએ ચંદ્રકળાને ગદગદિત કંઠે તેના ગળામાં પોતાના બન્ને હાથ નાખીને કહયું.

"લયલા! તું આજ આમ શું કરે છે વારૂ?"

"શું હું ત્હારી બ્હેન નથી?

"પણ તું શેની મદદ માંગે છે?"

"મ્હારી આશાના દરીઆમાં ભાગ્યનો હડીઓ ડુબે છે!"

"ભાવી! જે થયું તે ભાગ્ય આધીન થયું! હવે સારો રસ્તો એજ કે તું ત્હારા મિત્રને આ સ્થળમાંથી ખસેડી દે. મ્હારી મદદ ને સલાહ એજ છે. એ વિના બીજું હું શું કરી શકું? તને હું મ્હારી સગી બ્હેન ગણું છું; મને બહુજ દુઃખ થાય છે. તું એક પાખંડી, પ્રપંચી અને કાવત્રાબાજ કામીનરના હાથમાં આવી હોય, એવો ભાસ થાય છે; જો કે કદાચ હું નાદાન દષ્ટે ભુલ કરતી હોઉં, તોપણ કંઈક કાળું તો છેજ! અને જો તું ડાહી હોય, તો ત્હારા પરોણાને સુધારી લ્હે! ચંદ્રકળાએ ગંભીર શી"ામણ આપી.

"બ્હેન, સેંકડો વાર સાબુએ ધોતાં કોયલા ધોળા થતા નથી! કાંદાને કસ્તુરીનું ખાતર પુરે, પણ કાંદો તે કાંદોજ રહેવાનો છે."

"ના, ના! કદાચ ભાવી યારી આપે, તો અવગુણ સદ-ગુણના સ્વરૂપમાં બદલાઈ જાય છે. એ તો એક ડાઘ છે; તે કહાડતાં વાર શી? તું ધારીશ, તું હિમ્મત કરીશ, તો જરૂર ત્હારા ભાવી વરને

સુધારી શકીશ; હવે તે અવગુણ વિષે તું જાણતી થઈ હોય, તેણે મ્હોડેથી કંઇ બકીશ નહિ !" કળીએ આશા આપી.

"આ કરતાં કુંવારા રહેવું સારૂં, કેમ સીતા ?"

"હા, બ્હેન ! આ તો ભયંકર વ્યાધી કહેવાય !"

"પણ બાપાજી કંઇ સમજતા નથી તે ! આ વાક્ય બોલતાંજ લક્ષ્મીપ્રસાદ ત્યાંથી પસાર થયા, ને તેના કાનમાં અવાજ જતાં તે થંભ્યા. લવલા તેમને જોઇને શરમાતી ચાલી ગઈ—

"બાપાજીને પૈસાનો લોભ લાગ્યો છે. તેના મનમાં એવું છે કે, લાલભાઈ ધનવંત છે, માટે તેને દીકરી પરણાવીને પૈસા લુંટી લેવા; પણ પોતાનું ધન, સ્ત્રી ને દીકરી સઘળું લુંટાય છે ! લવલા કંઈ બોલી શકી તો નહિ, પણ મને લાગે છે કે, ગઈ રાત્રે ગુમાનબા મેડી ઉપર ગયાં હતાં; ત્યાં લવલાએ કેહાય લાલભાઈ જોડે છુટથી વાતો કરતાં જોઈ લીધાં હશે ! નહિ તો તેને એટલી બધી અસર થાય નહિ !"

"હશે ! ભાવી ! બાપાનાં અભાગ્ય, અને આપણા દુર્ભાગ્ય અકુળવાન જનનું પગલું ઘરમાં આવ્યું, તેનો પડછાયો નડવો તો જોઇએજ, પણ હવે એ વાત બંધ કરી દેવી; નાહક વૃથા બીજાનો સંતાપ શા માટે વ્હોરવો ? બાપાજીનાં કર્મ એવાં છે, કે તેમને બદલો મળવો જોઇએ."

"ખરેખર ! 'કર ને જો' અહીંનું અહીંજ છે ! વેણીલાલભાઈ જેવા વિશ્વાસુ મિત્રનું ધન લુંટી લીધું, તેની પવીત્ર સ્ત્રી ભાનુમતીની લાજ લુંટવા તરાપ મારી, ને છેવટે તે ઝુરી ઝુરીને મરી ગઇ, અને તેના બચ્ચાંનો હક્ક-વારસો ઝુંટી લઇને તેને પાયમાલ કર્યાં; ત્યારે તેનો બદલો કુદરત આ માર્ગે આપશે ! પણ હશે; આપણાંયે ભાવી !

અભાગીયાની હોડીમાં બેશું, તો પછી તોફાનનો પવન સહેવો. બ્હેન ? સવિતાપ્રસાદના કંઈ સમાચાર મળ્યા !

"ના; જ્યારે ભાવી જાગશે, ત્યારે તરત આવીને મળશે. હવે મને કશા પદાર્થ પર ભાવ નથી; તેમાં આપણા ઘરના ભવાડાથી તો ત્રાસ છુટયો છે. કોને કહીએ ! મુંગે મ્હોડે બેસવું, દેખતી આંખે આંધળા થવું, અને લોકની નીંદા સાંભળવી ! જેવું દીનમાન ! !"

"ગામમાં પણ લોકો તરેહવાર વાતો કરે છે, હો !"

"હશે ! જે થયું તે જોયું, ને થશે તે જોઇશું. નગારખાનામાં તુતીનો સાદ કોણ સાંભળે ! જ્યાં ભાગ્યદેવીએ કાનજ બ્હેરા કરી દીધા છે; ત્યાં શી રીતે સારૂં-નઠારૂં સંભાળાય !"

"પ્રભુ બચાવી લ્હે, તો સારૂં !" એટલું કહીને સીતાએ નિસાસો નાખ્યો; લક્ષ્મીપ્રસાદના મનમાં ઉંડી અસર થઇ ગઇ તે શંકાના સાગરમાં ગોથું ખાવા લાગ્યો ! ભાગ્યદેવીએ કંઈક મગજ તારપર તાર કર્યાં. તેવામાં ટેલીફોનની ઘંટી થઇ, અને લક્ષ્મીપ્રસાદ તે તરફ ગયા. ખરેખર ટેલીફોન–ભાગ્યદેવીએજ કરેલો હતો ! પોતાનો કર્મનો લેખ સાંભળવા ટેલીફોન આવ્યો હતો."

* વાંચનાર કથામુખમાં વાંચેલું દિગ્દર્શન, જે અસ્તાયળની આગાહી બતલાવે છે, તે ભાગ હવે અહીંથીજ શરૂ થાય છે ! સ્વપ્નમાં જે ભાવ જોયો છે, તેનું ફળ આ તકે લક્ષ્મીપ્રસાદને મળવાનું છે.

# પ્રકરણ ૪૫ મું.

## ભાગ્યદેવીએ ઉઘાડું પાડેલું ભોપાળું !

સૂર્ય ચંદ્રના ચાક હરતાં ફરતાં ઉદય અસ્તનાં કીરણો બતાવતાં જાય છે; તે કીરણ પ્રકાશ તેમજ અંધકાર કરી શકે છે! જ્ઞાની અને પુન્યવંત, ભાગ્યવાન અને પ્રાજ્ઞલી સદાકાળ દેખતાજ છે; લોભી અને માયાવી જીવડો સદા આંધળોજ છે. જે માયાને માયા સમજીને જીવન ગુજારે છે, તેને મન સુખ દુઃખ અને હાર-જીત સમાનજ છે. ઉદય હો કે અસ્ત હો, તે સદા સંતોષમાંજ; કહો કે ઈશ્વરી નિયમને માન આપીનેજ આનંદ મેળવે છે! લક્ષ્મીપ્રસાદ ભવસાગરનું નીર પોતાનુંજ કરવા મથન કરે છે; જીંદગી થોડી ને લોભ ઘણો; રાત્રી ન્હાની વેશ ઘણો!

"યથા લાભ સંતોષ સુખ, રઘુપતિ ચરન સનેહ;
તુલસી જો મન હાથ હૈ, જસ કાનન તસ ગેહ."

લક્ષ્મીપ્રસાદની સ્થિતી પુન્યના બળે આજ સુધી અખંડ રહી, પણ હવે પુન્ય ચર પરવાર્યો; નબળા શરીર ઉપર જેમ રોગ હુમલો કરે, રંક ઉપર બળવાન ફાવી જાય, તેમ હવે તેનાં કર્મ પર કર્મ તરાપ મારવા બેઠું છે. લોખંડને લોખંડ ઘસાય, ચકમકને ચકમક ઘસાય, અરણીને અરણી ઘસાય, વીજળીને વીજળી ઘસાય, ત્યારે જેમ અગ્નિ ઉત્પન્ન થાય છે; તેમ લક્ષ્મીપ્રસાદનાં કર્મને કર્મ ઘસાવા લાગ્યું. પુન્ય પોલાદ જેવું છે; પણ પાપ પથ્થર જેવું છે. જેમ પુન્ય ઝડપથી કોમળ બની જાય છે, તેમ પાપ કઠણ બને છે. પુન્યશાળી માણસ કોમળ મનના હોય છે; એજ કોમળતાને પાપ નામના લાગે છે, ત્યારે તે વજ્રલેપ જેવું કઠોર બની જાય છે, અ

તેથી અગ્ની ઉત્પન્ન થાય છે. લક્ષ્મીપ્રસાદને હવે કુદરતી રીતે ચિન્તા પેદા થઈ. એક પ્રકારનો વહેમરૂપી ડંખ પેદા થયો. રખે પેલો લાલભાઈ ઠગારો હોય ! રખે પોતે ભુલતો હોય ! રખે તાજાન ગુમાન પરવશ પડી ગઈ હોય ! પ્રદેશી અને અજાણ્યા માણસને પોતાના ગર્ભશ્રીમંત ઘરમાં એકલો રાખતાં રખે કંઇ બિગાડો થયો હોય ! પાપી લોભને શરણ થઇને ધનલોભમાં આંધળો બનતાં રખે ઘર લુંટાયું હોય ! આ પ્રકારનો અંદેશો ઉત્પન્ન થયો, અને હવે તેની આંખ ઉઘડી.

ટેલીફોનની ઘંટી વાગી, અને લક્ષ્મીપ્રસાદે કાન પાસે ભુંગળું ધર્યું, બન્ને વચ્ચે પરસ્પર વાત શરૂ થઈ. જહોન સાહેબની ઓફી-સમાંથી ટેલીફોન આવ્યો હતો, પેલા કલકત્તાવાળા બાબુ સાહેબ પધાર્યા છે; અને તેમણે સરદાર બીલ્ડીંગમાં બોલાવ્યા છે, એવું જણાવ્યું. લક્ષ્મીપ્રસાદે તરત ગાડી જોડાવી—તેના મનમાં લાલભાઇ માટે શંકા પેદા થઈ હતી. તેની ખાત્રી કરવાની ઉમદા તક ઈશ્વરે આપી હતી. તે લાભ લેવા દોડયા ! ખરેખર આ મુલાકાત લાભ-કારકજ હતી. ઘર સળગ્યા પહેલાં આગ લગાડનારને પકડવાનો દાવ મળ્યો હતો ! પોતે ઉતાવળમાં ધનની લાલચથી અને મોહ માયામાં લપટાઇને જે સાહસ કર્યું હતું, તેમાંથી મુક્ત થવા તે ચાલ્યો. માત્ર બહાર જતાં જતાં તેનાથી એટલું લયલાને કહેવાઈ ગયું, કે પોતે કલકત્તાવાળા બાબુને મળવા જાય છે. લયલાએ નિર્દોષપણે ગુમાનને કહી દીધું, અને ગુમાન હરખાતી હરખાતી લાલભાઇને કહેવા ચાલી લાલભાઈ લટપટ કરતા હતા, ત્યાં ગુમાન આવ્યા.

જગતમાં ભલા જનોની પુન્યવંત સાહ્યબી જો નાશ થઈ ગઇ. રામનું અદલ રાજ્ય કાળે કરીને નાશ પામ્યું. ચૌદ ચોકડીનો રાજા લંકેશ પણ કાળને વશ થઇ ગયો. તો પછી જાદુ કો અને રેતીના

હેલવાડકર (સચિત્ર) વાર્તામાળા.

# ચંદ્રકળા.



મ્હારા લાલ ? તું મ્હારો તે મ્હારોજ; હું ત્હારી તે ત્હારીજ !

( પૃષ્ઠ ૨૩૮ )

"શેઠાણી? તમને મેં વચન આપ્યું છે કે, હવે મ્હારી જીંદગી તમારા શરણથી બંધાયલી છે. મરવું કે તરવું તમારે હાથ છે. તમારી કન્યાને, કહો કે મ્હારે પોતાને પણ પરણવા વિચાર ન્હોતો, તે છતાં તમે જે તોપ ગળે ઓળવી દેવાનાં છો, એ તમારી સાથે સ્નેહ નીભાવા માટે છે. જગતની આંખમાં ધુળ નાખવા માટે છે. કંઇપણ સંબંધ વિના હું તમારે ત્યાં પડયો રહું તો લોકો હઝારો વહેમ લ્હે!"

"હવે સગપણનો નાતો જોડાયો, એટલે અહીં રહેવાને કશી હરકત નહી આપણો હિ! સંબંધ નીભાવવામાં પણ વાંધો નહિ."

"પણ ધારો કે શેઠજીની મરજી ફરી ગઇ તો? તમારા સ્નેહના ખેંચાણથી અને તમારા આગ્રહથી હું મ્હારા શેઠને છોડી દઉં, કે કલકત્તે જવાની વાત માંડી વાળું, પણ શેઠની બુધ્ધિમાં ફેરફાર થાય તો? જગતમાં સ્વાર્થ આંધળો છે. જો આપણા શેઠ મ્હારા બાબુ શેઠને એમ વાત કરી દેશે, કે લાલભાઇ પડાવ કરી રહ્યા છે, ને હવે કલકત્તા તરફ જવાના નથી, તો મ્હારો શેઠ મને ખેંચવા માટે, અને તમારી સાથેના સ્નેહથી છુટો કરવા માટે અનેક પ્રપંચથી સમજાવશે! એતો ભલા છે, તોપણ મતલબ અંધા થઇ જશે, તો ભલા ને મોટા માણસ છતાં મ્હારાપર અનેક તહોમતો મુકશે, છેવટે જ્યારે મને રોકવામાં નિષ્ફળ નીવડશે. ત્યારે જાણે કે મને પિછાણતાજ નથી! બંગાળીઓ કેવા તર્કબાજ અને કુશળ રાજદ્વારી છે, તેનો મને પાકો અનુભવ થઇ ગયો છે. તેમાં બંગલંગના બળવામાં તો મેં જોઇ લીધું છે, કે જેમ કેટલાક ગ્રહસ્થો પોતાની ખાનદાની મુકતા નથી, તેમ કેટલાક ધનવંત પણ મતલબીયા જો પોતાની ઇચ્છા પાર ન પડે, તો બીજાને ચુંથી ચીંખી નાખતાં ચુકતા નથી. મને હવે ધાસ્તી લાગે છે, કે મ્હારા બાબુ શેઠ નક્કી મને હેરાન કરાવશે! તે ચીડાઉ અને આપના

પડ્યો હતો, તોપણ આ વખતે પ્રીયાની સલાહ લ્હેવા ધારતો
હતો; બંગલે આવીને ગુમાનને શોધતો શોધતો લાલભાઇની મેડી
પર આવ્યો; ત્યાં 'તો તું મ્હારી ને હું ત્હારી'નો શબ્દ કાને પડ્યો;
એટલુંજ નહિ પણ લાલભાઇને શેકહેન્ડ કરીને હાથ દાબતાં જોયો.
લક્ષ્મીપ્રસાદ ગુસ્સે ભરાયો; ક્રોધ ચડ્યો; અને લાલભાઇના હાથમાંથી
ગુમાનને છોડાવવા તેણીનો જોરથી હાથ પકડ્યો.

“રાંડ વંઠેલ! છકેલ! આ શું કરે છે!” ગુમાન એક તરફ
હળી પડી, લાલભાઇ ફીકો પડી ગયો, તે નીચું માથું કરીને જમીન
તરફ જોઈ રહયો.

“લુચ્ચા! ફરેબી! કોઈ આબરૂદાર માણસના ઘરમાં આ
રીતે દગલબાજીથી ઘુસી ગયો! કોઇની વહુ અને દીકરીઓને
ભોળવીને, ભપકામાં અંજાવીને, એકાન્ત લાભ લઇને આડે રસ્તે
ઉતારી? નીચ? ચણ્ડાળ? પાપી? તેં ખોટી વાતો કરીને અમને
ખાડામાં ઉતાર્યાં? કહે, તું કોણ છું, ને શી રીતે અહીં આવ્યો?”
લક્ષ્મીપ્રસાદે લાલભાઇની ગરદન પકડી. લાલભાઇએ તેનો હાથ જોરથી
અળગો કર્યો, ને કાંડુ પકડીને બોલ્યો.

“લોભી! લાલચુ? તેં મને આશરો આપ્યો, અને મ્હારા
પૈસાપર લલચાયો! મેં તારી કને કશી માગણી કરી નથી. હું
જુઠો કાગળ બનાવીને આવ્યો નથી. બાબુ શેઠ તમને ખોટું ભરાવે
છે. મને કલકતે લઇ જવા માટે એક જાતનું આળ મુકીને તમને
ભંભેરે છે. ઉશ્કેરે છે. હજી કંઇ બગડી ગયું નથી. હું હમણાં
ચાલ્યો જવા તૈયાર છું.”

“હવે તો જેલમાં જવું પડશે, હરામી!”

“કદી નહિ! તેણે કશું ખોટું કર્યું નથી. જો એ
માણસને ખાડામાં ઉતારનાર, લાલચમાં નાખનાર, દીકરીને

ઓળવનાર, ને અપમાન કરનાર બીજો કોઇજ નહિ, પણ તમે પોતેજ છો, હું તેને કદી જવા દેવાની નથી!" ગુમાન બોલી—

"ત્યારે શું મ્હારી જીંદગી રદ જશે! શું તું પણ ફરી ગઇ! તું રાંડની જાતપર આવી!" લક્ષ્મીપ્રસાદે ગદ્‌ગદ્‌ કંઠે કહ્યું.

"જે ગણો તે! લાલ એ મ્હારો ગળાનો હાર, ને માથાનો તાજ છે!"

"એ વંઠેલ સ્ત્રી? આ તું શું બકે છે? શું હું ત્હારો ધણી હાજર છતાં તું મને આ શબ્દ સંભળાવે છે!"

"હા; જો વધારે ગડબડ કરશો, તો જીવથી જશો!" ગુમાને રાતી આંખ દેખાડી; વ્યભિચારી સ્ત્રીએ જાત બતાવી. લક્ષ્મીપ્રસાદનું ભાગ્ય ફરી ગયું!

"અફસોસ!" લક્ષ્મીપ્રસાદ મુર્છિત થઇ ગયો. લાલભાઇએ પકડી લીધો. ગુમાને પાણી છાંટયું, પણ શુદ્ધિમાં ન આવ્યો. ગુમાને નોકરોને બુમ પાડી. સર્વે દોડી આવ્યાં—અને શેઠને સંભાળીને નીચે ઉતારીને તેના ઓરડામાં લઇ ગયા. ત્યાં ચંદ્રકળા દોડતી આવી, લક્ષ્મીપ્રસાદે આંખ ઉઘાડી જોયું, ને બેઠો થઇને બોલ્યો.

"કોણ ચન્દા? મ્હારી લયલા કયાં?"

"તે તો સીક થઇને પડી છે!"

રહેલું
દીવો તો પ્રકાશ આપતો રહ્યો, પણ અંદર કાજળ ભરાઇ
હતું, તે માલુમ પડ્યું." ગુમાને એકરાર કર્યો. લાલભાઇની ડીમાયની
મળી. તેણે ધણીને છેહ દીધો. લયલા એજ કુલટા માતાની ક્યાલથી
આટલાવશ પડી; ને લક્ષ્મીપ્રસાદ ગાંડો થઇ ગયો!

વાંચનાર? ત્હારી નજર હવે પેલા ખરા હક્કદાર "સવિતા-
પ્રસાદ તરફ દોડાવ! પોતાના પિતાનો વારસો દબાવનાર ને ખરા
હક્કદારના હક્ક ડુબાવનાર આ દશાને પામ્યો, પણ સવિતાનું શું
થયું, તે તરફ નજર કરીએ!"

---

# પ્રકરણ ૪૭ મું.

---

## ઈશ્ક આંધળો છે!

લાલભાઇની વચન-ઢોલકીપર નાચનારી વાંદરીએ ધર્મનો,
ભાવીનો, વિવેકનો અને દેવના દરબારમાં દંડ ભરવાનો કશો વિચાર-
ખ્યાલ ન કર્યો; અને એક અમૃત-મુખથી ભરેલા વિષકુંભનું સેવન
કરવા લાગી. સ્વામીને રમકડું સમજીને તેને રમાડવા લાગી. અકુળ-
વાન સ્ત્રી પાતકી નીવડી. લક્ષ્મીપ્રસાદને ભ્રમ-વાયુ પેદા થયો. લય-
લાના અંતરમાં ઘા પડવાથી આજારી પડી ગઇ. એક તરફ પિતા
અને બીજી તરફ પુત્રીએ પથારી સેવવા માંડી, ત્યારે અભિચારણી
શેઠાણીએ પર પુરૂષને સેવવા માંડ્યો.

તેમાં દોષ કોનો હેવાય? લક્ષ્મીપ્રસાદનાં અવળાં કામોએ તેને
આ જીન્દગીમાંજ કર્મનો પડછાયો બતલાવવા કુદરતે યોગ્ય વિચાર્યું.
જે રીતે મિત્રને દગો દઇને, અને તેની પવિત્ર સ્ત્રી પોતાની કરવાને
ચાણ્ડાલ પગલું ભરવા આગળ ધર્યો હતો, તેજ કર્મબંધન નડ્યું;

અને જેમ પોતે પારકી સ્ત્રીનો સંગ કરવાને મહા દુષ્ટ મથન કર્યું હતું, તેવુંજ મથન પોતાની પરણેતર સ્ત્રીથી થતું જોવા લાગ્યો. તેને હવે આત્મ ડંખ પેદા થયો. પોતે જે અધર્મ આચરણ આદરેલાં તે નજર કને આવવા લાગ્યાં. રંડા પલટી ગઈ, પોતે પરવશ પડી ગયો, આબરૂ ઘટતી ગઇ, દુશ્મનો વધતાં ગયા, આ રીતે સંતાપમાં બેભાન બનેલા લક્ષ્મીપ્રસાદની એવી દશા થઇ.

સવિતાપ્રસાદને પ્રદેશ પ્રયાણ કરવાની તયારી હતી. નવનીતરાય પોતાની સુંદર ભાર્યા સાનુમતીને લઇને વીરપુર જવાની તૈયારી કરતો હતો, તેવામાં આ સંજોગ ઉભો થયો છે.

હવે જોઇએ, કે વાગતું વાજું કયે ઘેર જાય છે?

ઇશ્ક આંધળો છે. લેણા-દેણીનો યોગ કોઇથી ટાળ્યો ટળતો નથી. પુર્વના સંચયથી જે કંઇ નિર્માણ થયું હોય, તે થવાનુંજ છે. સારૂં કર્મ થયું, વા નઠારૂં કર્મ થયું, તે કર્મ આધારે છે. દીકરો જન્મ્યો તેથી આપણે સુખી થઈ જતા નથી. સ્ત્રી પરણ્યા તેથી જીન્દગીની શાન્તિ મળી જતી નથી. સુખ દુઃખ ભાવી હાથ છે, તો પણ પરસ્પરનો સંસ્કાર અને ઋણાનુબંધ હોય, તેજ પ્રમાણે સૌ થયા કરે છે.

દિવાની બનેલી ગુમાન હવે તો પેલા ચાણ્ડાળ લાલભાઇનેજ દેખવા લાગી. પતિને શત્રુરૂપે સમજવા લાગી. દીકરીને ડંખ જેવી જોવા લાગી. જ્યાં વિષયનો વેરી પુંઠે પડયો, ત્યાં મતી સ્થિર રહીજ ક્યાંથી શકે? લાલભાઇના મનમાં વસ્યું, કે હવે મામલો ગંભીર થતો જાય છે, માટે કોઇપણ યુક્તિએ લક્ષ્મીપ્રસાદને દૈવના દરબારમાં પહોંચાડી દેવો? આ વિચાર ગુમાનને પણ આવ્યો.

નિમિતકાળ ચુકતું નથી. દૈવ દોષ લ્હેતો નથી! જેને હાથે સારૂં-નરસું થવાનું નિમિત હોય, તેજ હોળીનું નાળીએર થાય છે.

રામને વનવાસ જવાનો વિયોગ હતો, પણ તેનો અપવાદ કૈકેને શીર ચડવાનો હતો, તે ચડ્યો.

રાત્રીના બાર વાગે, જગત જ્યારે જંપી ગયું, અને ઘરમાં પણ બધા સુઇ ગયાં ત્યારે ગુમાન ઉઠી; અને ધીમે પગલે લાલભાઈની બંગલી ઉપર ચડી.

ચોર, વ્યભિચારી, દેવાદાર અને દર્દી, એ ચારને સુખે નિદ્રા આવતી નથી!

લાલભાઇ પણ એવા ભ્રષ્ટ વિચારો ઘોળતો હતો; વિષનું મથન કરવા માટે રવાઈની જરૂર હતી, તેવામાં ઇશ્વરે ગુમાનને મોકલી, ને સમુદ્ર મથન થવા માંડ્યું!!

"ઓહો! આ વેળા અહીં ચડી આવ્યાં?" લાલભાઇએ ઓચીંતી ગુમાનને આવેલી જોઇને ચમકી જઈ પુછ્યું.

"હા; જાણતા નથી, કે આપના ઘરમાં દેહ પડ્યો છે! પ્રભાતમાં તો શુંયે નવી જુની થઇ જશે? તમે તો એમ સમજતા હશો, કે ગુમાન શેઠાણીએ બોજો વ્હોરી લીધો છે, એટલે આપણે નચિંત છીએ; પણ ના, ઝટ ઉઠો, ને તજવીજ કરો. શેઠજી તોરમાં છે. રખે ક્રોધમાં આપણને ઝટ કાપી નાખે!" ગુમાને ધીરે સ્વરે પણ ઉતાવળા શબ્દે કહ્યું.

"ત્યારે શું કરીશું? મને તો એમ લાગે છે, કે પલાયન કરી જઇએ; માલ-ખજાનો સાથે લઇ જઇએ!"

"એ તો એક દહાડો પાછાં પકડાવાનાંજ; પાતાળમાં તો નહિ રહેવાય; જ્યાં રહિશું, ત્યાં હવામાં તો નહિ રહેવાય!"

"ત્યારે સાથી સહેલો રસ્તો શો સુચવશો! મ્હારી તો અક્કલ ગુમ થઇ ગઇ છે." લાલભાઇએ ન્યુનોક્તિ કરી. તેનીજ છરીએ તેનું ગળું કપાવવા યત્ન કર્યો. આંધળાને વાવડી બતલાવી.

"મને તો એમ લાગે છે કે, શેઠને દવા પાઇએ."

"વૈકુંઠ દર્શન કરાવવાની દવા ચાહો છો ?"

"હા; મ્હારે હવે તેને શું કરવો છે? છતે ધણીએ રંડાપા જેવુંજ છે. રડ્યો દીવસ અને રાત બસ પૈસા ને પૈસામાંજ! અથવા લહેરમાં આવે, તો પોતાની ચંદ્રાવળી અને ચંદ્રકળા! એ તો મેં જ્યારે જબરૂં જેમ મચાવ્યું, ત્યારે ઠેકાણે આવેલા છે. હશે, હવે તમે કંઈક જુક્તિ કરો, અને ડોકટરને મળીને કેફની દવા લાવો. આપણા ઘરમાં એસીડ તો છે. થોડું ઘાલીને દવામાં ઘોળી દઇશું! શું ધાર્યું?" ગુમાને પાપી હૃદય ઉઘાડ્યું.

"હા, એમજ ટહાડે પાણીએ ખસ જાય; પણ એક કાંકરે બે પક્ષી ઉડાવીએ, તો કેમ!"

"વાહવા! ત્યારે તો તમારા જેવો બીજો વૈદ્ય સારો કયો!"

"નવનીતરાય ડોકટરની દવા લઇએ. સવિતાપ્રસાદદ્વારા ભેટ કરીએ, અને ચંદ્રકળાને હાથે ઔષધ પીવરાવીએ!"

"વાહવા! યુક્તિ તો સારી શોધી કહાડી! પણ તેમ બનવું જોઇએ!"

"માત્ર ચંદ્રકળાને હાથે પીવરાવવાનો વાંધો આવશે, પણ તે તો મને ખાત્રી છે. શેઠ પોતે હવે આપણે હાથે તો દવા પીવા-નાજ નથી."

"પણ દવા નહિ પીયે, તો શું કરશું?"

"પરાણે પાઈશું, ને વિષ ચડતાં તેનું આળ સઘળા માથે ડોળી દઈશું!"

"મ્હારી લયલા—

"આપણ સંગમ વચ્ચે તે તો કાંટોજ છે. તો?"

"હા કરવું, તો કરવું શું ?"

"ના—ના; તેને ન મારવી—

"તો તમને હરકત આવશે, તેને હું પરણ્યા પછી તમારી જોડે—

"ત્યારે તો તેને પણ ઠાર કરીએ" ગુમ.ને વિષરૂપ બનીને કહ્યું."

જગતમાં ઇશ્ક કેવો આંધળો છે, તેનો આ પ્રત્યક્ષ પુરાવો છે. વિષયાંધ માતા, પોતાનો પા ઘડીનો પ્રસ્વેદ નીવારવા, નવમાસ ભાર સહેવેલા માંસને ચગદી નાખતાં વાર લગાડતી નથી. અફસોસ ! એવી માતાઓને દોષ દઇએ, કે કુદરતના તોફાનપર હેફ નાખીએ !

ગુમાન અને લાલભાઈ નીચે આવ્યાં. અને કાવતરાંની રચના કરવા લાગ્યાં.

---

## પ્રકરણ ૪૮ મું.

---

### અમૃતમાં ઝેર.

લાલભાઈ પોતાના સ્વચ્છંદથી બગડયો, અને ગુમાન કુસોબતથી બગડી. સ્ત્રીઓને હાથમાં રાખીને પોતાની કરી લહેવામાં, તેને માયાળુ માતાના સ્નેહની દિકરી બનાવી લહેવામાં અને પિયરને ભુલીને સાસરવાસનો પલ્લો પકડી રખાવવામાં જે કેળવણીની તાલીમ અપાય છે, તેનો સારો ઉપયોગ કરાવનાર સ્વામી હોય, તો સ્ત્રીઓમાં સદ્ગુણના અમૃતકુંડ ભરેલા છે, તે કદીયે વિષ ન થાય; સાગરને વલોવીને વિષ કહાડવા કરતાં સુર્યનાં કીરણોવડે ક્ષારને દાબીને નિર્મળ ગંગાજળ પી લહેવામાંજ ચતુરાઇ સમાયલી છે.

વૈભવના લોભીયા એમ માને છે, કે કોઇને મારીને તેનું ધન પચાવી પાડવામાંજ જીવન સૃષ્ટિનાં સુખનો સ્વાદ સમાયલો છે! તેઓ જાણતા નથી, કે કીચડને ગાળીને તેમાંથી માટી સિવાય બીજું કહાડી શકાતુંજ નથી. વૃથા યત્ન અને દુર્બુધ્ધિના માર્ગે હાંસલ કરવા કરતાં, એક સામટે કોળીએ ભુખ ભાંગવા કરતાં, એકાએક લખપતી થવા કરતાં, થોડે થોડે સંતોષ લ્હેવો, એજ શાન્તિનો માર્ગ છે: પણ તે લોભીયાઓને સુજતું નથી. તેઓ એક તરફથી લાલચમાં લપટાય છે, લોભમાં તણાય છે, અને બીજી તરફથી લાખોની ખોટમાં ઉતરતાં જાય છે. આ માંહેનો એક લક્ષ્મીપ્રસાદ અને બીજાં તેનાં બે શત્રુ ગુમાન ને લાલભાઇ છે, કે જેઓ ઉંદરની કળા શીખીને અંતે પાંજરામાં પુરાયા પછી પસ્તાવાના છે.

સ્વામીની છાયામાં શાન્તિ મેળવતી પ્રમદાઓ હાથે કરીને ભાગ્ય-ભુવનને તોડવાનો યત્ન કરે, તો તેનું સુખ છીનવી લ્હેનાર બીજો અપવાદી ઇશ્વર નાહકજ ઠરે છે! ગુમાનને મળતી સ્વતંત્ર સાહ્યબી માત્ર ગુમાનના બળે જવા બેઠી, સુખનું સત્યાનાશ વળવા બેઠું, અમૃતમાં વિષ જળ ભળવા બેઠું છે.

ગુમાને લાલભાઇને પેલા નવનીતરાય ડોકટરને ત્યાં મોકલ્યો. અને પોતે ઘરની બિલ્લી બનીને ચોમેર ઘુમવા લાગી, લક્ષ્મીપ્રસાદના ઢોલીયા નજીક ગઇ. દશાના દમામમાં દબાયલો પરધન ભોગી શેઠીયો નસકોરાં ઘોરતો હતો, અને કટકે કટકે કંઈ કંઈ બકતો હતો, મગજની નસો ખેંચાતી હતી. વિચારનો વાયુ ચોગરદમ ફેલાઇ રહેલો દીસતો હતો. અવસાનકાળ આવી રહેલો જણાતો હતો. કરેલાં કર્મના પડદો સામેજ બંધાઇ ગયલો હતો. ગુમાને તેને પણ નિદ્રાવશ નિરખ્યા, સ્વામી તરફ તિરસ્કાર પેદા થયો. અભાવની ચીજમાં મિઠાસ નહોતી. ઝેરના લાડુમાં સ્વાદ ન્હોતો.

ત્યાંથી શયનશાળાના ઓરડામાં પેઠી. અને જુવાન કુમારીને નિહાળી, તે નિદ્રાધીન હતી. બીડેલી આંખમાંથી સહજ જણાતા ચંદની જણાતી હતી. સ્વપ્નામાં કંઇ જુદીજ કલ્પના આવી હશે, એમ લાગતું હતું.

"અરેરે! આ સુકુમાર પુષ્પને ઝેર દેવાનું છે!" ગુમાનના મોંમાંથી ધીમો સ્વર નીકળ્યો. તેનું હૃદય ચંપાયું. દીકરીનો દમ ખેંચી લેનારો પિશાચણી અંતરીને પણ જરા વારક્ષોભ થયો. અંતે એકાદ પળના વિશ્રામ પછી તરતજ પેલા કામદેવે શ્રમ પેદા કર્યો. ને પોતાના મુખ આગળ દીકરીના મુખને બાજુપર મુકી, ધારેલું કામ પાર પાડવા નક્કી કર્યું.

જે કે પ્રથમ તો પુર્વના પુન્યબળે ફાવી જાય, પણ આખરે તેની એવી અવદશા થાય છે, કે જે માનવ જાત અવતર્યો હોય, તો કદી ભુલે નહિ ! !

લાલભાઇએ સવિતાને ઠગવાનો-ફસાવવાનો ઠરાવ કર્યો તેણે એકદમ રાત્રીએ બનતી ઝડપે વાલકેશ્વર તરફ વિકટોરીય. દોડાવી ; અને જ્યાં સવિતા રહેતો હતો, તે ધર્મશાળા પાસે ઉભી રાખી. લાલભાઈ ઝડપથી અંદર ગયો. ને દરવાજાની સાંકળ ખડખડાવીને સવિતાને ઉઠાડયો. મધ્યરાત્રે અચાનક કોઈ શખ્સને આવેલો જોઇ તે ગભરાયો, પણ તરત લાલભાઇએ વિવેકનો કોથળો છોડયો !

"સવિતાપ્રસાદભાઇ ? તમને લક્ષ્મીપ્રસાદ શેઠે યાદ કર્યા છે. તેમની તબીયત એકાએક બગડી ગઇ છે. અને ડોકટર નવનીતરાયની સલાહ ચાહે છે. ગુમાનબાઇએ મને ખાસ આ ટાણે તમારી પાસે મોકલ્યો છે. જોકે બીજા ડોકટરો તો ઘણા નજીક છે, પરંતુ શેઠને તો નવનીતરાય ગળે પડયા છે, હવે તમે તેના પુત્રરૂપ થઇને મદદ કરો. પ્રભુ સૌ સારૂં કરશે. તમારૂં ભાગ્ય ફરશે. ને ગયેલું ધન પણ મળશે. "

સવિતા આ ખબર સાંભળીને ચમકયો. દગો તો ન હોય ! તેના મનમાં ખરી કલ્પના ઉભી થઈ; તોપણ પોતે ખુશી બતાવીને સાથે જવા તૈયાર થયો. બન્ને વિકટોરીયામાં બેસીને ડોકટર નવનીતરાયને ઘેર પહોંચ્યા.

નવનીતરાય નવલવધુના સ્નેહમાં આનંદ-ક્રીડા કરતો હતો. ભાનુમતી પોતાની સોડમાં સુખ—ચેન કરતી હતી. સવિતાભાઈ સવારમાં પ્રદેશ તરફ જવાની તૈયારીમાં હતો. રત્નલાલ શેઠની ભલામણથી ચીન જાપાન જવાનો હતો. તેની વાતોએ પણ દમ્પ-તીના વિનોદમાં એક સ્થાન લીધું હતું. રાત્રીના બાર વાગે જ્યારે

સવિતા રજા લઇને ચાલ્યો. દમ્પતી દરવાજે દઇને અંદર ગયાં. લાલભાઇએ સવિતાનો ઉપકાર માન્યો. ને સાથે આવવા આગ્રહ કર્યો, સવિતા બિચારો શું સમજે, કે તે કપટી શિયાળના પ્રપંચનો ભોગ થયો છે ! તે તો વિકટોરીયામાં બેઠો. ને બન્ને જણ લક્ષ્મીપ્રસાદને બંગલે ઉપડી ગયા.

---

## પ્રકરણ ૫૦ મું.

---

### દગો ! દગો કોઇનો ન સગો.

લાલભાઈ અને સવિતાપ્રસાદ બંગલામાં આવી પહોંચ્યા. ગાડીનો ખડખડાટ સાંભળીને ચંદ્રકળા જાગી ઉઠી. બારી ઉઘાડીને ડોકયું કર્યું, તો સવિતાપ્રસાદ નજરે પડ્યો. ભ્રમિતા કળાને વિસ્મય થયું, પોતાના મગજમાં ઘુમતો સ્નેહીનો ઓળો નજરે પડે છે, કે કેવલ ભ્રમ છે ! ચંદ્રકળા ધીમે પગલે, છુપાતી લપાતી ચોક તરફ ચાલી.

લાલભાઇ ને સવિતા ગાડીમાંથી ઉતરી પડ્યા. વિકટોરિયા-વાળાને ભાડું ચુકાવી દીધું. શંકાશીલ ચંદ્રકળાએ ગાડીનો નંબર જોઇ લીધો. તેને લાગ્યું, કે જો કંઈ દગો હશે, અથવા સવિતાને ફસા-વવાનું કર્મ આદર્યું હશે, તો વિકટોરિયાવાળાની સાક્ષી ઉપયોગી કરશે, એમ ધારી લક્ષ રાખ્યું. તેને ઇશ્વરે સવેળાએ મેળવી દીધી.

સવિતા બહાર ચોકમાં બાંકપર બેઠો. ને લાલભાઇ અંદર ગયો. ચંદ્રકળા તેની છુપી બાતમી લેવા એક દષ્ટે છુપાતી ચાલી. લાલ-ભાઇએ શુમાનના ઓરડાનો માર્ગ લીધો. શુમાન હજી ઝેર તૈયાર કરી રહી નહોતી, તો પણ ઉઠી. અને લાલભાઇની સામે આવીને બોલી.

“ કાં ફરહે ? ”

“ હા; સવિતા પણ સાથેજ છે. દવા પણ આવી છે. હવે મેળવણીનો ભાગ કયાં છે ? ”

“ તૈયાર છે. અફીણ તો નથી, પણ એસાડ છે ! ”

આ શબ્દ કળાના કાનમાં પડયો. અને ચમકી—લાલ અંદર ગયો—અને ચંદ્રકળા ચેતીને સવિતા કને આવી પહોંચી.

“ પધારો ! આ વેળા એકાએક આમ કયાંથી ? ”

“ તમારી ખબર લ્હેવા આવ્યો છું ! ” સવિતાએ ઉભો થઈને કહ્યું.

“વારૂ, વારૂ! પણ કાંઈ દગાની કોથળીમાં તો પેઠા નથી કની ? ”

“ દગો ? દગો શું ? ”

“ જે હશે, તે હમણાં જણાશે ! કહો, તમે અહીં શા માટે આવ્યા ? ”

“ તમારા પિતાને મળવા ! ”

“તમને કોઇ તેડવા આવ્યું હતું ? ”

“ હા, પેલા લાલભાઇ બોલાવા આવ્યા હતા, તે ડોકટરને ત્યાંથી દવા લેવરાવીને મને અહીં તેડી લાવ્યા છે ! ”

“ ત્યારે તો દગો થયો ! દવામાં ઝેર ભેળવવાનો યત્ન થાય છે!”

“ હેં ! શું અમૃતમાં ઝેર ભળે છે? ”

“ હા;હવે ચેતવું જોઇએ. તમને તથા ડાકટરને કદાચ ફાંસમાં નાખશે. હું પીતાજી પાસે જાઉં છું. તમે એકદમ પોલીસને ખબર આપો, જાઓ. ”

“ પણ એકદમ સાહસ ન કરવું, તમે કેમ જાણ્યું, કે ઝેર ભેળાય છે, દગો થાય છે ? ”

“મેં છુપી રીતે સાંભળ્યું. ગુમાન ને લાલની વાત સાંભળી છે. તે લોકો દવામાં ઝેર નાખીને ડોસાને પીવરાવવા ચાહે છે ! ”

સીના તથા ભટ અને ઘોડાવાળાઓ સર્વે આવી ચડ્યાં. સવિતાને પકડ્યો, અને સૌ ચોકમાં આવ્યાં, ત્યાં શેઠ લક્ષ્મીપ્રસાદે કારમી ચીસ પાડી.

"દગો! દગો ! મને કોઇએ ઝેર પાયું ! મ્હારી નસો ખેંચાય છે. જીવ ગભરાય છે. દગો ! દગો ! " આ શબ્દો શેઠના મોંમાંથી નીકળ્યાં. સર્વે ગભરાયલાં અકળાયેલાં શેઠના ઓરડામાં ગયાં "સવિતાએ શેઠને ઝેર પાયું; અને લયલાને બળાત્કાર કરવા દોડ્યો." આ ત્હોમત ગુમાને તથા લાલભાઇએ જાહેર કર્યું. ચંદ્રકળા તેમાં સામેલ છે, ને કોઈ સ્થળે છુપાઇ ગઇ છે, એમ પણ જણાવ્યું. સવિતા બાવરો બની ગયો. અને કંઇ બોલી શક્યો નહિ. શેઠ ગભરાવા લાગ્યા. ગુમાને પેલા ભટને કોઈ ડોકટરને બોલાવા મોકલ્યો. ડોકટર આવે, ત્યાં શેઠના રામ રમી ગયા. ગુમાને પોતાની દીકરી લયલાને કુવામાંથી કહાડવાની બુમ પાડી, પણ ત્યાં કોણ જાય ? લાલભાઇ દોડી ગયો. ઘોડાવાળાને વાવડીમાં ઉતાર્યો. અહીં શેઠ કને ગુમાન ગોષ્ટી કરવા લાગી! પેલે ઠેકાણે લયલા અને લાલભાઇ ગોષ્ટી કરવા લાગ્યાં ! શી ગોષ્ટી ? પુર્વના ઋણાનુબંધની !

આહા ! જગતમાં ધન-લક્ષ્મી શું શું કર્મ કરાવે છે ?

સવિતા સપડાઇ ગયો. અને દગાએ પોતાનું જોર ચલાવવા માંડયું.

સવિતાના સુચવ્યા પ્રમાણે પોલીસ એકદમ આવી ચડી. આજુબાજુના બંગલાવાળાઓ આ શોર સાંભળીને ચડી આવ્યા. લયલાને બહાર કહાડી. સવિતાને પોલીસના હાથમાં કેદ કરાવ્યો. અને સૌ શેઠની પાસે ગયાં. શેઠ સ્વર્ગમાં સીધાવ્યા હતા. પોલીસને કાજ મળ્યું. અને દગાથી એકઠું થએલું ધન હાલ તો દગાની દેગડીમાં ભરવા લાગ્યું.

ચંદ્રકળા સાવધ થઇ, ગુમાને તેણીને પણ આ દગામાં સામેલ ગણી સવિતા ને કળા બન્ને અપરાધી ઠર્યાં, દગાનાં સગાં ઠર્યાં !!

---

"અફસોસ! ત્યારે એક કામ કરીએ ! અહીંથીજ ટેલીફોનમાં પોલીસ સ્ટેશનપર ખબર કરીએ!"

"હા; પણ ઘંટીનો અવાજ થશે, ને પેલા દુષ્ટો ચેતી જશે તો ?"

"ચિન્તા નહિ, તે લોકો ગડબડમાં હશે ?"

"હા, છે તો એમ !"

"ત્યારે હું ટેલીફોન કને જાઉં છું; અને તમે શેઠ પાસે જાઓ" સવિતાએ કહ્યું.

ચંદ્રકળા ઉતાવળી ઉતાવળી પોતાના પિતાના ઓરડા તરફ ચાલી, ને સવિતાપ્રસાદ ટેલીફોન તરફ ચાલ્યો. કળા હજી ઓરડાનાં દરવાજા કને પહોંચે, ત્યાં તો દગો શરૂ થઇ ગયો હતો. ગુમાન પોતાના ધણીને ઝેરી દવા પાતી હતી !"

"સબુર ! સબુર ! દગો ! દગો !" ચંદ્રકળાએ બુમ પાડી. લાલભાઇ તેની તરફ દોડી ગયો, અને ચંદ્રકળાના મોં પર હાથ રાખીને બીજા હાથમાં પકડી લીધી. કળાએ ગભરાઇને બુમ પાડવા યત્ન કર્યો, પણ વૃથા ગયો. ચંદ્રકળાની બુમથી પેલી લયલા જાગી ઉઠી, અને ત્યાં આવી. તેની નજરે કારમો બનાવ ચડયો. ને બુમ પાડવા લાગી. લાલભાઇ એકદમ કળાને પડતી મુકીને લયલાને પકડવા ધસ્યો. લયલા નાઠી. લાલભાઇ પુંઠે પડયો. લયલા બાગમાં દોડી. અને ગભરાયલી હાલતે દોડવા જતાં વાવડીમાં પડી! સવિતા એકદમ ત્યાં દોડી આવ્યો. પોલીસને તારથી ખબર કરીને ચોક તરફ આવતાં અદભુત બનાવ જોયો. સવિતા શોર કરવા જતાં, લાલભાઇએ તેને પકડયો. ને મોં કને ડુચો દઇ, ચોર ચોરની બુમ પાડવા લાગ્યો. બંગલાના માણસો એકઠાં થઇ ગયાં ! ગુમાન દોડી આવી. લયલા વાવડીમાં પડી ગઇ, તેની ખબર સાંભળી ગુમાન રડાપીટ કરવા લાગી. સવિતા તેણીને બળાત્કાર કરવા આવેલો ને કન્યા બચવા જતાં દુષ્ટે તેણીને ધક્કો મારી વાવડીમાં નાખી દીધી છે. એવો બુટો ઉઠાવ્યો.

છે. લક્ષ્મીપ્રસાદે ખોટા દસ્તાવેજ અને ખોટા ચોપડા બનાવી
રાખ્યા, તેથી તે દેશના દરબારમાં ખરો ઠરવાનો નથી ! કદાચ
કળીના દરબારમાં વગવસીલા જોરે બળવંત બનશે; પણ કુદરત કને
તો તે લાચાર થવાનો છે. જેનો હક્ક છે તે તો કાયમજ છે, ચાર
દીનની ચાંદનીનો ચમકારો ચસકે છે, આખર તો માટી તે માટી ને
ચુના તે ચુનાજ રહેવાની છે.

કિસ્મત શું નથી કરી શકતો? ભુંડું કરવામાં વખત નથી.
ઇમારત બાંધવાને વખત લાગે, પણ તોડતાં ટાઇમ લાગતો નથી.
વેણીપ્રસાદ બિચારો જન્મતોજ દુઃખી હતો. એ અભાગ્યો વળી
સુભાગી થવાનોજ નહિ! જન્મ દુઃખી, તે જરા દુઃખી ! એ મર-
નાર તો જાણતો હશે કે, પોતે ધન મુકી ગયો છે, ને હવે મિત્રનો
આધાર આપી ગયો છે, તેથી વાડ પર વેલો ચડશે પણ વાડે
ચરણીધરનું થયું.

લક્ષ્મીપ્રસાદની ઉમેદ મનની મનમાં રહી. પોતાના મિત્રનો
ઘાત કરીને ઓળવેલા દ્રવ્યથી સ્ત્રી-બાળકો સમેત જે વૈભવ ભોગ-
વવા ઇચ્છા રાખેલી, તે સઘળું અધર લટકી રહ્યું. ને ટેં કરતો પોપટ
દેહ પિંજરામાંથી ઉડી ગયો, કેંડીઓ ઉપડી ગયો.

લક્ષ્મીપ્રસાદ અકાળ મરણ ને શરણ થયા. વેણીપ્રસાદનો પાકો
શત્રુ હીરણ્યકશ્યપ રૂપ ધરીને મુઓ; પણ પ્રહ્લાદ તથા પ્રભુજીને
પણ હેરાન કરતો ગયો! વેણીપ્રસાદનું અવશાન બગાડ્યું, ભાનુ-
મતીનું અવશાન બગાડ્યું; અને પોતાનું પણ બગાડ્યું !

# પ્રકરણ ૫૧ મું.

## ધાર્યું ધરણીધરનુંજ થાય છે.

પોતાની જુવાન દીકરીને પરણાવીને, લક્ષ્મીપ્રસાદ પેલા પતંગીયા ધનવાન બનેલા લાલભાઇને લુટવા ચાહે છે. ઝાકળ જોડે બાથ ભરનારા આ મુર્ખ લોભીને કોણ સમજાવે ? ખરી વાત છે, કે બહુ લોભીને લાજ નહી.! કુદરત સત્યતાને ચાહનારી છે. અંતે ધર્મે જય છે. લક્ષ્મીપ્રસાદે પોતાના મિત્રને દગો દઇને તેનું ધન ઓળવ્યું, ને તેની સ્ત્રીને ભ્રષ્ટ કરવા કલ્પના કરી, તો તેનેજ હાથે તેનું ધન લુંટાય, ને તેની સ્ત્રી નઠારી નીકળે, તો તેમાં નવાઇ શું છે?

"દુનીયા અજબ બાજાર હય, કુચ્છ જીન્સ યાંકી સાથલે,
નેકીકા બદલા નેક હય, બદસેં બદીકી બાતલે;
મેવા ખીલા મેવા મીલે ફલ ફુલ દે ફલ પાતલે,
આરામ દે આરામ લે દુખ દર્દ દે આફત લે.
કલજુગ નહિ કર જુગ હય યહ દીનકો દે ઓર રાત લે,
કયા ખુદા સૌદા નગદ હય, ઇસ હાથ દે ઇસ હાથ લે.
કાંટા કીસીકે મત લગા ગો મીસલે ગુલ ફુલા હય તુ,
વો તેરે હક મેં તીર હય કીસ બાત પર ભૂલા હય તુ,
મત આગમે ડાલ ઓરકો કે ઘાસકા પૂલા હય તુ,
સુન રખ યહ નુકતા બેખબર કીસ બાંત પર ભુલા હય તુ;
કલ જુગ નહિ કર જુગ હય હય યહ દીનકો દે ઓર રાત લે
કયા ખુદા સોદા નગદ હય, ઇસ હાથ દે ઇસ હાથ લે.

માણસ માત્ર ગાડા નીચે કૂતરૂં સમજીને ભાર ઉપાડવાનો મિથ્યા ડોળ કરેછે. ધાર્યું તો ધરણીધરનુંજ થવાનું છે, નેકીનાં ફળ નેક

આવ્યો ; અને ડોક્ટર તથા સવિતાને તથા ચંન્દ્રકળાનો જામીન થઇ છોડાવી ગયો. લક્ષ્મીપ્રસાદ તથા લયલાને અવલ-મંજલ પહોંચાડવાની તજવીજ ચાલી. પોલીસની તપાસમાં ગુમાન અને લાલભાઇ શકદાર ઠરવાથી તેને કેદ રાખ્યાં. લક્ષ્મીપ્રસાદ તથા લયલાને ઠેકાણે પાડવા માટે જુરી ભરવામાં આવી, સર્વાનુમતે એવું ઠર્યું, કે લક્ષ્મીપ્રસાદ પોઇઝનથી મરી ગયોછે, પણ એ પોઇઝન ક્યાંથી આવ્યું ? વગેરે તપાસ કરવા માટે મુડદાને જુરીના મકાનમાં લઇ ગયાં. લયલાને સ્મશાનદાહ કરવાનો હુકમ આપ્યો ને તે પ્રમાણે કુટમ્બીઓએ તેનો અગ્નિ દાહ કર્યો. આ રીતે આખું કુટમ્બ વિશ્વાસઘાતનો ભોગ થયું.

માણસ ગમેતે ધારે, પણ ધાર્યું ધરણીધરનું થાય છે. લોકો મુર્ખ છે, કે ભગવત ભરોંસો છોડેછે ! શું અંતે સત્યે ધર્મે જય નથી, એમ જ્ઞાની કહેશે ?



## અંતે ધર્મે જય !—હકદારના હક્ક

મુંબઇની ચાલાક પોલીસની બલિહારી છે; છુપી પોલીસના વડાએ પોતાના હમશરીકો સાથે આ ખુનનો ભેદ પકડી કહાડ્યો.

નિર્દોષના નશીબ પાધરાં હોયછે. કોઇ વેળા કર્મનો પડદો આડો આવી જાયછે, પણ તે તો પાંદડા જેવો જાણવો.

સવીતાને નશીબે પેલો આફ્રિકાવાળો મહેતો આવી પોહોંચ્યો મહેતાજી વફાદાર ને ડાહ્યો હતો, તેને આ ખબર થતાં પોલીસના વડાને મળ્યો. ને કેટલીક છુપી હકીકત જાહેર કરી.

પોલીસે પ્રથમ લાલભાઇની તપાસ ચલાવી. કલકત્તાવાળો મુનીમ હજી મુંબઇમાંજ હતો, તેણે પણ કેટલીક હકીકત કહી, અને લાલ-

લાકએ રસ્તાથી ઘર પ્રવેશ કર્યો છે, એવું સાબીત કરી દીધું. ચંદ્રકળા, સીતા દાસી અને લટકની જુબાની પણ ખોપાર્યું ઉઘાડું કરનારી પડી! લક્ષ્મીપ્રસાદને ઝેર દેવામાં લાલભાઇ અને ગુમાનનો હાથ છે, એવું અંતે સાબીત થયું!

મુંબઇનો લોકપ્રિય એક હિંદુ મેજીસ્ટ્રેટની કોર્ટમાં કેસ ચાલ્યો. અને તે કેસમાં ચોખ્ખી કબુલાત થઇ ગઇ, કે લાલભાઇ તથા ગુમાને આ જબુન કામ કર્યું છે. એ માટે બન્નેને આવતી સેશન્સમાં નોંધવામાં આવ્યાં.

લક્ષ્મીપ્રસાદના શબને ચીર્યું હતું. ઝેર સાબીત કરવામાં આવ્યું હતું. અને તેના પાપી દેહને અગ્નિ માતાએ ભક્ષ કર્યો હતો.

સેશન્સમાં પેલા દુષ્ટજનો ગુમાન તથા લાલભાઇને ફાંસીની શીક્ષા થઇ હતી, અને સચીતાપ્રસાદ તથા ચંદ્રકળા સહી સલામત નિર્દોષ બનીને છુટી ગયાં હતાં. રત્નલાલ ઝવેરીની પુરતી મદદથી તેઓનો વાંકો વાળ થયો ન હતો. લક્ષ્મીપ્રસાદની મીલ્કત ઉપર જપ્તી મુકાયલી હતી.

આફ્રિકાવાળા મહેતાજીએ લક્ષ્મીપ્રસાદની ધાંતકી ચાલ ચલણનો પડદો ઉઘાડો પાડ્યો હતો. અને સચીતાપ્રસાદનો હક્ક તથા તેની બાપીકી રકમનું નામું બતાવી આપ્યું હતું.

આ બાબતમાં મી. જહોન સાહેબે પણ સત્ય ખુલ્લું કરવા કોર્ટને મોટી મદદ આપી હતી.

કોર્ટે સઘળી તપાસ કરી, અને ચોપડાઓથી પુરવાર થયલાં નાણાં સચીતાપ્રસાદને આપવા હુ

સૌભાગ્યવતી ચંદ્રકળા અંતે પોતાના મનમાનીતા વરને પામી. સવીતાપ્રસાદના ભાગ્યનો ઉદય થયો. પિતાનો વારસો ચક્રવર્તિ વ્યાજ લઇને ભેટવા આવ્યો. કુળવાન કુળાંગના ઉપરાંત લક્ષ્મીદેવી પણ ભાગ્ય આધીન થઇ પડી. ચીન અને જાપાનની મુસાફરી પુરી થઇ ગઇ! હવેતો મુંબઈમાંજ તેનું મુકામ સ્થાપીત થયું.

સવીતાએ, સીતા ધારણ અને પેલો આફ્રિકાનો મહેતાજી બન્ને સેવકોને ઉમદા ઇનામો આપ્યાં, અને વહાલી બેન સાનુમતીને લગ્નની ખુશાલીમાં એક હીરાનો હાર તથા મોતીની બંગડી અપાવી. તે ઉપરાંત પિતાજીના વારસામાંથી દશહજારની રકમ તેને નામે જુદી મુકાવીને દસ્તાવેજ તેને સ્વાધીન કીધો.

એ રીતે આ પવિત્ર કુટુમ્બનો વિજય થયો. ખરાં નંગ ખરાંજ નીવડયાં! લક્ષ્મીપ્રસાદ હાથ ઘસતો મરી ગયો. જો કે તેની કુળવાન પુત્રી ચંદ્રકળાએ પિતાજીને નામે તેની પાછવાડે એક સદાવ્રત ઉઘાડયું, ને તેના આત્માને શાન્તિ આપી.

જ્ઞાની જનો ભલાઇના ગુલાબનો ગાંસડો બાંધી જાયછે, અને કુદરત પણ સત્યની કસોટી કરીને અંતે અડગ તથા સાચાને તેના હક આ જીવનમાંજ મેળવી આપે છે. ચંદ્રની કળા ચડતી જોવાને જગત રાજી હોય, તો 'ચંદ્રકળા' જેવાં કર્મ કરવાં. બોલો 'ચંદ્રકળા'નો જય.!!

